અપૂર્વ પ્રેમને લીધે ભૂલી. વિવાહની વાત અનુબાએ કાઢી ને ચંદ્રરાવનો ચહેરો ફીક્કો પડી ગયો. એનો વિચાર બી. એ. થયા પછી તેમ કરવાનો હતો. કુંવારાજ રહેવું એવો કંઈ એનો અભિપ્રાય નહોતો, પણ જે બે પૈસાની મુડી ઘરમાં હતી ને કંઈક દાગીનો હતો તેની મદદથી મહાશાળામાં એને જવું હતું. મહાશાળામાં જઈ ઉપલે નંબરે પસાર થઈ શિષ્યવૃત્તિ મેળવી પોતાના અભ્યાસમાં આગળ વધવાની એની ધારણા હતી. પણ એ જાણતો હતો કે મુંબાઈમાં ભણવાનું થશે એટલે ખર્ચ વધારે થાય માટે ઘરની મદદની જરૂર હતી. એના વિચાર એની પાસે રહ્યા ને માતાએ વિવાહનું ચોકઠું બેસાડી દીધું. એણે ધાર્યું કે હશે, લગ્ન લંબાવીશું. એમ પણ બન્યું નહી, કેમકે તે એની માતાના કરતાં એના સાસરીઆંના હાથમાં વિશેષ હતું. એના સસરાની ઉમર વૃદ્ધ હોવાથી લગ્ન વહેલાં ઠર્યાં. વળી એની વહુનું કાઠું ઉમરના પ્રમાણમાં મોટું હતું. ચંદ્રરાવને આ વાત અનુબાએ એ મેટ્રિક પાસ થયો તેને સાતમે દિવસે જણાવી અને એના મનમાં ધાસકો પડયો. થોડી વાર તો એ દિઙ્મૂઢજ ઊભો રહ્યો. માના સામું જુએ, પૃથ્વી પર દૃષ્ટિ નાંખે, કપાળે હાથ મૂકે એમ એણે કરવા માંડયું. અનુબા એના મનનો વિચાર કળી ગઈ અને બોલી, "ભાઈ, મારા મનને કે વહુ ગરીબ ઘરની અને તારા સ્વભાવને અનુકૂળ છે તેથી ગયો વખત આવશે નહીં એમ ધારી મેં બીડું ઝડપી લીધું. હું ધારતી નહોતી કે આજ વર્ષે લગ્ન ઠરશે. હવે ના કહીએ તો આપણું નાક વઢાય. તું જાણે છે કે તારો વિવાહ થવાથી કેટલાક લોકો ન્યાતમાં વાતો કરે છે. પ્રભુ પર આસ્થા રાખી પરણવા બાબત ના કહેતો નહીં. હું જાણું છું કે તારૂં ભણવાનું લટકશે, કેમકે આપણી પાસે તારૂં લગ્ન કર્યા પછી મુડી રહેવાની નથી. ભાઈ, ભાવીએ મને ભૂલાવી. વહુ જો રત્ન જેવી નીકળશે તો થોડે પગારે પણ તું સુખી રહીશ. મોટી હવેલીવાળો હોઇશ અને વહુ માથું ભાંગે એવી હશે તો તારો જન્મારો ધૂળ થશે. લક્ષ્મી કોઇની થઈ નથી અને થવાની નથી. હજાર ઉધમ કરીશ પરંતુ નસીબમાં હશે એટલીજ સંપત્તિ તને મળશે." વધારે બોલવા જતી હતી એટલામાં ચંદ્રરાવે કહ્યું, "હું સાંજે જવાબ દઈશ. હાલ મને કંઇ સમજ પડતી નથી. તેં જે કહ્યું, તે મારા ધ્યાનમાં છે."

ચંદ્રરાવ મા પાસેથી જતો રહી પોતાના વાંચવાના ઓરડામાં ગયો. એનો ઓરડો ઘણો નાનો પણ સ્વચ્છ હતો. ઓરડાની બારી રસ્તા પર પડતી હતી. રસ્તો એટલે કંઈ મોટો ધોરી રસ્તો નહોતો; મોટા સરીઆમ રસ્તા આગળથી એક ગલી નીકળતી હતી અને તેને કાટખૂણે એક તેના કરતાં નાની ગલી હતી, તેમાં ચંદ્રરાવના ઓરડાની બારી પડતી હતી. આ બે ગલીઓનો આવી રીતનો સંગમ હોવાથી ગૌમુખી જેવું લાગતું હતું. ઘર તેના આગળના ભાગમાં સાંકડું હતું પણ અંદરથી તેનો વિસ્તાર વધારે હતો. બાજુમાં ચોક હતો અને તેની પાસેના ઓરડામાં રસોઈ થતી. બીજા ઓરડામાં દાદર હતો અને તે પરથી ઉપલા માળના પાછલા ભાગમાં જવાતું હતું. ચંદ્રરાવના ઓરડામાં જવાને બહાર પણ એક દાદર હતો એટલે તેને મળવા આવનારને નીચે ચોકમાં જવાની જરૂર પડતી નહોતી. માદીકરા વચ્ચેની વાતચિત માળના પાછલા ભાગમાં થઈ હતી. વાંચવાના ઓરડામાં આવી ચંદ્રરાવે એકી ટસે પોતાના ટેબલ સામું જોયું. કોઈની પાસેથી વાંચવા લાવેલી ગુજરાતી તથા અંગ્રેજી નવલકથાઓ તથા પોતાની નિશાળના અભ્યાસની ચોપડીઓ, તેના ઉપર સફાઈથી ગોઠવાયલી પડી હતી. "હવે હું આનો ઉપયોગ કરી શકીશ નહીં. મારાં વહાલાં પુસ્તકો! તમને હવે મારે રામરામ કહેવા પડશે? એમ થઈ જાય છે કે ઘર છોડી ચાલ્યો જાઉં. લોકો મને કદાચ ઉદ્ધત કહેશે, તો ભલે. હું તેમને ક્યાં સાંભળવા જવાનો છું. મારો અભ્યાસ અધવચથી નહી છોડું." આમ ચંદ્રરાવ વિચાર કરે છે એટલામાં ટેબલ સામે ટંગાવેલી પોતાના પિતાની છબી ઉપર તેની નજર પડી. પિતા જાણે તેની સામું એકી ટસે જોઈ રહ્યા હોય એમ તેને લાગ્યું. "શું તે મારા પર ક્રોધાયમાન થયા હશે? મેં એવું શું કર્યું? માતાને હજી ના પણ મેં કહી નથી. શું એ બાબત પર હું વિચાર પણ ન કરૂં?" તેણે અજાણપણે પોતાનું મસ્તક નમાવ્યું ને જાણે પિતાને આનંદ થયો હોય એમ તેને લાગ્યું. "શું ત્યારે તમારી પણ એવીજ ઇચ્છા છે કે મારે પરણવું? માતાના શબ્દો હું માથે ચડાવીશ. મને આપે કહેલી શિખામણ યાદ છે અને તે હું કદી પણ વિસરીશ નહિ. માતા! દુઃખી માતા! મેં તારા દુઃખમાં વધારો કર્યો. હું જતો રહું પછી આ સંસારમાં તારૂં કોણ? મેં કોઈ દહાડો તારો બોલ ઉથાપ્યો નથી છતાં આજે મેં આ શું કીધું?" એમ કરી તે રડી પડ્યો.

અનુબા તેના મોં પરથી કળી ગઈ હતી કે ઓરડામાં જઈ તે રડવાનો તેથી તે ન જાણે એમ તેની પાછળ આવીને બારણાં આગળ ઊભી હતી. તે જાણતી હતી કે ચંદ્રરાવ તેની આડે આવવાનો નથી. પોતાની ભૂલ તે સમજી પણ બાજી હાથથી ગઈ હતી એટલે બિચારી લાચાર હતી. રડવાનો અવાજ કાને આવ્યો ને તે અંદર દોડી આવી. "ભાઈ, તું શાણો થઈ આમ કરે તે કંઈ સારૂં કહેવાય? તારી ઇચ્છા ન હોય તો મારે કંઈ ક્લેશ કરવો નથી. પણ તું રડે છે શા માટે? ચંદ્રરાવ માનું બોલ્યું સાંભળી ન સાંભળી ગર્જના કરી ઊઠયો, "હું જાણું છું કે પૈસા કંઈ બી.એ.ની છાપ મેળવી એટલેજ મળવાના નથી." પછી ધીમો ઘાંટો કરી બોલ્યો, બા, બી. એ. થયાથી વધારે લક્ષ્મી મળશે એમ ધારી હું પરણવાની ના કહું છું, એ તારૂં ધારવું ભલભરેલું છે. લક્ષ્મી કરતાં વિદ્યા તરફ મને ભાવ વિશેષ છે. હવે, ધારેલો અર્થ પાર નહીં પડે. તું કહે તેમ કરવા હું તૈયાર છું પણ મારી એક શરત કબૂલ રાખશે?"

"ભાઈ, જે કહેવું હોય તે સુખેથી કહે."

"મારે વિચાર લગ્ન થઈ રહે ને મુંબઈ જવાનો છે. ત્યાં જઈ, નોકરી શોધીશ અને મારૂં સારી રીતે હું પોષણ કરી શકું એટલું હું કમાઉં નહીં ત્યાં લગણ તારે એ......" આગળ બોલી શકાયું નહીં. અનુબા તેના કહેવાનો ભાવાર્થ સમજી ગઈ. "ભાઈ, તું મુંબાઈમાં શી રીતે નિભાવશે? નોકરી મળતાં વાર લાગી તો?"

"તારી પાસેથી રૂપીઆ પાંચની મને જરૂર છે, તે તું આપજે એટલે બસ, પછી હું, મારૂં નસીબ, અને મુંબાઈ." અનુબાએ જોયું કે ના કહેવામાં સાર નહોતો, તેથી 'વારૂ' કહી પોતાને કામે ગઈ. ચંદ્રરાવના ઓરડાની બહાર તેણે પગ મૂકયો ન મૂકયો ને સામેથી ઉન્મતિ આવી.

"કાકી, શા વિચારમાં છો? આજે કંઈ તમારે ચંદ્રરાવના ઓરડામાં જવું પડયું?"

"ના, ના, એ તો સહેજ."

"મારાથી ક્યાં લગણ છુપાવશો? હું બધું જાણું છું. મારા વગર તમારે ચાલવાનું હોય તો ભલે. હું મારે આ ચાલી."

" બહેન, ગરજ પડી એટલે તું પણ મોંઘી થશે."

" હું ક્યાં મોંઘી થાઉં છું ? એ તો તમે મને કહેતાં નથી, ત્યારે હું શું કરૂં ?"

" તું જાણે છે કે ચંદ્રરાવના લગ્નની વાત આજે બહાર આવી છે. હું જાણતી નહોતી કે લગ્ન આટલું વહેલું ઠરશે. ભાઈને એ વાત પસંદ નથી. આજે મેં એ વાત છેડી જોઈ ત્યારે વિચાર કરી જવાબ દેવા કહી પોતાના ઓરડામાં ગયો. હું એની પાછળ ગઈ ને થોડીક વારે એનો રડતો સાદ મારે કાને પડયો."

" કાકી, છો તો ચતુર. વારૂ, એ તો ઠીક, પણ ભાઈ મનાયા કે નહીં ?"

" હા, એ બિચારો ક્યાં ના કહે છે ? પણ એના મનને ગમતી વાત નથી.

"ચાલો, હવે હું ભાઈને મળું."

ઉન્મતિમાં એના નામ પ્રમાણે ગુણ હતા. એ બોલવે બાખી, મોંએ ચબરાક ને હાજરજવાબી હતી. એને કોઈ એક કહે તો તેને એ સો સંભળાવતી. સાસરામાં પણ એ સ્વતંત્ર હતી, કેમકે સાસુસસરાનાં મન ઉદ્યોગ ને ઉત્સાહથી એણે હરી લીધાં હતાં. સાસરામાં બધું કામ પોતેજ કરતી. કદાચ સાસુ કંઈ મદદ કરવા જાય તો તેને ના પાડતી. " ના, હવે હું આવી એટલે તમારે કંઈ કરવાનું હોયજ નહીં. હું ના હોઉં તો તો કરવાનું છેજ તો." પતિ પર પણ એને બહુ પ્રેમ હતો તેથી તે પણ એને યોગ્ય માન આપતો. ' પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુંદરી ' તેમ એના ઘરમાં નાનાંમોટાં બધાં ઉન્મતિના કારભારને લીધે સુખી હતાં. તેના તરફ સૌ માનની લાગણીથી જોતાં હતાં. કોઈને પણ સહેજ તકરારનું કારણ આવતું તો તેનો ન્યાય ઉન્મતિ ચૂકવે તે બધાં કબૂલ કરતાં. એના ચુકાદા સામું સુનાવણીની બીજી અદાલતજ નહોતી. એ હમેશાં નિષ્પક્ષપાત અભિપ્રાય આપતી. એના શરીરનો રંગ ઘઉંવર્ણો હતો, નાક ટીણું હતું. કુદરતેજ એની આંખ એવી ઘડી હતી કે એની સામું કુદૃષ્ટિ કરવા કોઈની હિંમત ચાલતી નહિ. જાતે સદ્‌ગુણી હતી. ચંદ્રરાવ અને ઉન્મતિ પિત્રાઈ ભાઈબહેન થતાં હતાં. નિકટનું કોઈ સગું ન હોવાથી ચંદ્રરાવના લગ્નમાં

સૌભાગ્યકારભાર બધો એનેજ કરવાનો હતો. એ ગાવામાં કુશળ હતી. ચંદ્રરાવ અને એની ઉમ્મર લગભગ સરખી હતી. મન ચોરીને વાત કરતાં એને આવડતુંજ નહોતું અને તેમાં નાનપણથી સાથે રમેલાં, રહેલાં, એટલે ચંદ્રરાવ જોડે તે નિર્ભયપણે બોલતી, બેસતી. ચંદ્રરાવ એને વારતો, અને ઘણી વખત તેમની વચ્ચે વાતચીત થતી ત્યારે તે કહેતો, કે તું મોટી થઈ, હવે આમ કરે તે સારૂં નહીં.

" દુનિયા જખ મારે છે. મારી વાત તો કરે ? રેવડી દાણાદાણ કરી નાંખું. "

" પણ સાથે મારી થાય તેનું શું ? "

" તમેજ વારંવાર કહો છો કેની કે મન શુદ્ધ હોય તો કોઈની ભીતિ રાખવી નહીં અને પછી ડરો છો શેના ? ભીતિ તો માત્ર પ્રભુનીજ રાખવી. "

" એ તો ખરૂં, પણ આજ જમાનો વિચિત્ર છે તો. "

" છો રહ્યો, મને તેની પરવા નથી. અને તમે પણ મારે ખાતર એટલું સહન કરજો. "

ઉન્મતિ દાખલ થઈ ત્યારે ચંદ્રરાવ ટેબલ પર કહોણી મૂકી હાથ લમણા પર રાખી બેઠો હતો. " કેમ ભાઈ, આજે વિચારના વમળમાં પડયા છો ? ઢોંગ કરતા હશો કેમ ? કાકીને સમજાવ્યાં પણ મારી આગળ નહીં ફાવો. "

" ઉન્મતિ, તું તો ઉન્મત્તજ રહી. "

તેણે સાંભળ્યું ન સાંભળ્યું કરી ચલાવ્યું. "હાથગરદનેમ આજે નથી હો. પરણવું અને પરેલાઈ કોને ના ગમે ? ભાભી ઘેર આવશે એટલે કાકીના ભાવ ઘટશે અને મારી સામું તો જોશેજ શેના ? એ કહેશે તે સત્તાવીસ અને કરશે તે પ્રશંસાપાત્ર.

'સાસુ તીરથ, સસરા તીરથ, અડસેઠ તીરથ સાળી;
સાળો મારો બોત્તેર તીરથ, સબ તીરથ ઘરવાળી.'

તેમાં તમારે તો વળી સાળો કે સાળી છે નહીં એટલે તે તીર્થ પણ ભાભીનાં થયાં. પરણ્યા એટલે તો હું, મેમ સાહેબ અને મારાં છોકરાં એમ કરવાના. "

" બ્હેન, કંઈ કહેવાનું બાકી છે? હોય તો કહી લે. "

" આટલાનો તો જવાબ દો. "

" મેં પરણવાની ના કહી નથી. સવાલ માત્ર વખતનોજ છે. બીજું, હું પરણીને મારી માતાનો પ્રેમ ને ઉપકાર ભૂલી જઈશ એ તેં મારા કયા અનુભવ ઉપરથી ધાર્યું? તેમજ સ્ત્રી ઘેર આવશે અને મારી જોડે વાત કરવા માંગશે ત્યારે આડું ફરી હું બેસવાનો નથી કેમકે તેણે કંઈ મારૂં બગાડયું નથી. મારા દુશ્મનને હું દુઃખ દેવા રાજી નથી તો તેને હું શું કરવા દઈશ? પણ મારા લગ્નમાં હાલના સંજોગો જોતાં આનંદ તો નહીંજ થવાનો.

"જુઓની, અત્યારથીજ વહુનું કેટલું પસ્તું છે!" ગંભીર થઈ ઉન્મતિએ કહ્યું, " ભાઈ, અવસર ચૂક્યા મેવલા. ભાભી સદ્‌ગુણી અને ડાહી છે. તેના પિતાનો હોણ લગ્ન કરવા વિચાર છે અને આપણે ના કહીએ તે સારૂં નહીં. કદાચ લંબાવે અને ન કરે નારાયણ કંઈ અજુગતું થાય તો આપણે સાંભળવું પડે. વિવાહ ટાળી નાંખે તો એવી બીજી મળવાની નથી. વળી તે ઉમરલાયક પણ થઈ ગઈ છે."

" 'વરને કોણ વખાણે, તો કે વરની મા.' તું તેની સખી અને સગી, અને વળી ચોકઠું બેસાડનારી પણ તુંજ, એટલે પૂછવાનું શું? "

"અત્યારથી તો તેની વાતમાં કેટલો રસ પડે છે અને વળી ગાંગાતલાં મારો છો! એમ કહી ભાભીના ગુણ સાંભળવા હશે પણ હવે હું વધારે બોલવાની નથી તો. ભાઈ, હવે બીજા વિચાર છોડી દો, કરવાનું બધું કામ તમારે માથે છે માટે કમ્મર બાંધો. "

" તું છે પછી મારે શી ફિકર? "

" પણ બજારનું તો તમારે કરવાનું કેની? " આમ કહી ઉન્મતિ કાકી પાસે ગઈ અને થોડીક વાર બેસી પોતાને ઘેર ગઈ.

---

# પ્રકરણ ૬

## લગ્ન

**कुलं च शीलं च वयश्च रूपं विद्या च वित्तं च सनाथता च।**
**एतान् गुणान्सप्त परीक्ष्य देया कन्या बुधैः शेषमचिन्तनीयम्॥ ***

લગ્ન ધીરેધીરે પાસે આવ્યું. **ચંદ્રરાવને** ત્યાં બધું કામકાજ **અનુબાને** માથે પડયું. બહારનું **ચંદ્રરાવ** કરતો, તેમાં એને ઝાઝી મદદ કોઇની નહોતી. એનો એક મિત્ર ઘણા મોટા ઘરનો હોવાથી તેને એ કહી શકતો નહીં. મિત્ર વયે નાનો હતો. ઘરમાં એટલો સ્વતંત્ર નહોતો કે પોતાનાં માણસ–ચાકરને **ચંદ્રરાવની** મદદમાં મોકલી આપે. એકાદ વાર તેણે **ચંદ્રરાવને** કહ્યું, પણ **ચંદ્રરાવે** જરૂર પડશે તો જણાવીશ એમ કહી મદદ માગી નહીં. એ ઘણી વાર અતિશય થાકી જતો પણ નછુટકે કર્યો જતો, અને ધારતો કે હું કરીશ નહીં તો બા એમ સમજશે કે મને પરણવાનું મન નથી એટલે હું બેદરકાર રહું છું. ખરૂં જોતાં એ ઉમંગથી કંઈ કામ કરતો નહોતો. ફરજ આગળ એ લાચાર હતો. **અનુબાને** **ઉન્મતિ** કામમાં બહુ મદદ લાગતી. લગ્ન પાસે આવ્યું એટલે સાસુની અને પતિની રજા લઈ તેણે ત્યાંજ રહેવા માંડયું. તેના કામનો સપાટો એટલો હતો કે તેણે થોડા દિવસમાં બધું તૈયાર કરી દીધું. જે થવું જોઈએ તે આપણી સ્થિતિને અનુસરતું પણ સારૂં થવું જોઈએ, એવું તેના મનમાં હતું. કંઈ ખામી નીકળી તો તે મારી નીકળવાની એમ તે ગણતી. **ચંદ્રરાવે** માને બધું કરકસરથી કરવા કહેલું. “બા, મારે કશી વાતનો ઓરીઓ નથી જોઈતો. જે છે તેમાંથી બચે એવું કરજે અને કોઈનું ઉછીનું લીધું તો હું ઘરમાંથી જરૂર જતો રહીશ. કરકસરથી એકઠો કરેલો પૈસો લગ્ન વખતે બધો ખરચી નાંખવો એવું મોજીલાપણું લહેરી લાલાઓને પાલવે.”

અનુબા ડાહી ને સમજુ હતી. તે જાણતી હતી કે કરજના ખાડામાં એક વાર ઉતર્યા તો વ્યાજ આપતાંજ કુચો નીકળી જશે, દરરોજ લહેણદારનું

*કુલ, શીલ, વય, રૂપ, વિદ્યા, વિત્ત અને સનાથતા, એ સાત ગુણો જોઈને ડાહ્યા પુરુષોએ કન્યા દેવી, બીજી ચિન્તા ન કરવી.

મોં જોવું પડશે, તે કહેશે તે સાંભળી રહેવું પડશે. કોઈની હવેલી જોઇ આપણી ઝુંપડી કંઈ પાડી નંખાય નહીં. જે લોકોની પાસે પૈસો હોય તે નાચરંગ કરાવે, બે જમણ વધારે કરે, તેમાં વસ્તુ પાંચ વિશેષ લાવે, પણ તેની દેખાદેખી આપણે કરીએ તો પાછળથી પસ્તાવાનું થાય. આવા વિચારો કરી તેણે બહુ કરકસરથી કામ ઉપાડ્યું હતું.

વાંચનાર! તું વૃદ્ધ હો કે યુવાન હો, પુરુષ હો કે સ્ત્રી હો, બ્રાહ્મણ હો કે વૈશ્ય હો, ક્ષત્રી હો કે શૂદ્ર હો, પારસી હો કે મુસલમાન હો, દેશી હો કે પરદેશી હો, લગ્ન તેં ઘણાં જોયાં હશે ને જોશે. તો તેની ક્રિયાના વર્ણનથી તને કંટાળો આપવો એ ઠીક નથી. ચંદ્રરાવને કશી જાતનો ઉત્સાહ તો હતોજ નહીં, એ તારાથી અજાણ્યું નથી. પત્નીનું મુખ તેણે બેત્રણ વાર જોયું હતું, અને તે પરથી થોડીઘણી તેના ગુણની પરીક્ષા કરી હતી. પણ વધારે અનુભવ બાકી હતો, એટલે હાલ તો એના મનમાં આનંદ નહોતો. મંડપમાં પણ ગંભીર રૂપ ધારણ કરી એ બેઠો હતો. ઉન્મતિએ એના મનના વિચાર પોતાની સખીને સમજાવ્યા હતા. પહેલી વાર જ્યારે 'સાવધાન' એમ બૂમ પડી કે પ્રતાપી શિવાજીના ગુરુ સમર્થ રામદાસ સ્વામીની માફક એને ચોરીમાંથી નાસી જવાનું મન થયું. ઉન્મતિ પાછળજ હતી ચંદ્રરાવનો વિચાર કળી જઈ. સખીને તેણે કાનમાં કહ્યું, "હવે નાસી જાય તો મારો વાંક નહીં. અહીં લગણ લાવી છું તો હવે તારા હાથમાં બધું છે." પછી ચંદ્રરાવને તેણે કહ્યું, "સાવધાન થવાનું તમને નથી કહેતા. એ તો પુત્રીનાં માતાપિતાને કહે છે કે ભાઈ, વિચાર કરી કામ કરજો. કન્યાદાન અયોગ્ય પાત્રને પૈસાના લોભથી યા ગમે તે કારણથી દેતા હો, તો હજી ચેતો. સાક્ષી તરીકે બેઠેલા લોકોને કહે છે કે જુઓ, આ તમારી સમક્ષ થાય છે, એમાં તમારે કંઈ પણ લાગતુંવળગતું હોય તો સંભાળી લો. પછી થયું તે થયું." ચંદ્રરાવ જવાબ દેવા જતો હતો પણ ગુપચુપ બેસી રહ્યો. એકાદ વાર તો આંખમાં પાણી પણ આવી ગયાં, પરંતુ જાણે પરસેવો થયો હોય તેમ મોં લુંછી નાંખ્યું. ઉન્મતિએ આ જોયું. એને આનંદ આપવા આજ સુધી તો તેણે પોતાના ટીખળી સ્વભાવ વડે બને તેટલું કર્યું હતું, પરંતુ મંડપમાં બધાના દેખતાં એને કંઈ વધારે કહી શકાય એમ

નહોતું. અલ્પ સમય પૂરો થયો, દર્ભ ખેંચાયો, હસ્તમેળાપ થઈ ગયો, હર્ષના પોકારો અને વાજાં તેમજ ટકોરખાનાના અનુમોદનથી ચંદ્રરાવ રસિકાનો થયો. થયો ન થયો હવે થાય એમ નહોતું. ઉન્મતિએ વિનોદમાં કહ્યું, "ભાભીને જીતાડ્યાં ને તમને હરાવ્યા." "હાસ્તો જમાનોજ સ્ત્રીઓનો છે." આમ ચંદ્રરાવે જવાબ દીધો, પણ પછી અનેક વિચારોની પરંપરા ચાલી.

"આર્ય ધર્મની શાસ્ત્રરૂઢિથી ચાલી આવતી લગ્નની પવિત્ર ગાંઠથી હું જોડાયો. એ લગ્નની ગાંઠ બાંધવી આપણે અનુભવી માતાપિતાના હાથમાં રાખી છે. કેટલાક એ પરણનારના પોતાના હાથમાં રાખે છે. સારૂં કર્યું અને નરસું કર્યું તે નક્કી કરવું સહેલું નથી. જુવાનીના તોરમાં છાકી જઈ આપણે કદાચ ખોટો રસ્તો લઈએ, માટે આપણે એ વાત યુવાનોના હાથમાં નથી રાખી. પસંદગીમાં જેટલી ભૂલ થાય તેટલી માતપિતાની ખામી. જાણી જોઈને પોતાના પુત્રને યા પુત્રીને કુવામાં નાંખે તો દોષ તેમને શિર. પછી યુગલને તે જન્મ સુધી સહેવું પડે છે, પણ તેથી રૂઢિની ભૂલ કહેવાય નહીં. અજાન માતપિતાઓજ આવી ભૂલ કરે છે, સમજુ જવલ્લેજ ખાડામાં પડે છે. લગ્ન પછી એ બન્ધન આપણે તોડી શકતા નથી માટે વિચાર પહેલેથી કરવો જરૂરનો છે. કેટલાક તો પોતાનું સારૂં ન હોય તોપણ સુધારી લે છે, સંતોષ વડે નિભાવી લે છે. પસંદગી યુવાનોના પોતાના હાથમાં હોય ત્યાં તેમની જીંદગી આપણા કરતાં ખાસ સુખી હોતી નથી. તે પણ જાણીતી વાત છે પ્રથમ, પુરુષ સ્ત્રી પાછળ ઘેલા થાય છે, તેની આસપાસ ભમ્યાં કરે છે, તેને રાજી કરવા મથે છે, તે નચાવે તેમ નાચે છે. લોકોની ટીકાને પાત્ર થવામાં સ્ત્રી તથા તેના કુટુંબીઓ મોજ માણે છે. બેત્રણ હરીફ હોય છે તો સ્ત્રી ફળી જાય છે અને થોડોક વખત સર્વોપરિ સત્તા ભોગવે છે. એકને હાથતાળી આપી બીજાની પાછળ ભમે છે. નિર્ભાગીની સ્થિતિ, વાંચનાર, તું પોતેજ કલ્પી લે તે વધારે સારૂં. બીજી જગાએ તે પાસો નાંખે છે છતાં ઇર્ષ્યાનું મૂળ નંખાય છે અને તે મરણ પર્યંત વિસરાતું નથી. જે ફાવે છે, તેના પણ પાછળથી ઘણુંખરૂં રડાકુટાજ હોય છે. મોહ થોડા વખતમાં કમી થતો જાય છે, ઉડી જાય છે. પાછળથી ઘણો ભાગ પસ્તાય છે. મહા અનુભવી કવિ શેકસપિયરે પોતાના સમાજનાં ઘણાં દૃષ્ટાંતો અનુભવ્યાથી લખ્યું છે:

"Men are April when they woo, December when they wed; maids are May when they are maids, but the sky changes when they are wives."*

હાથે કરી પોતાના પગમાં કુહાડો મારનાર મૂગો બેસી રહે છે. ગાલમાં તમાચો મારી મોં લાલ રાખે છે. પણ અંદરખાનેથી જોતાં સંસાર સુખી નથી હોતો, તે ઉંડી દૃષ્ટિથી જોનારને જણાઈ આવે છે. કેટલાક તો લગ્નની ગાંઠ તે દોરીની ગાંઠ સમજીને તોડવા તૈયાર થાય છે. જ્યાં લગ્નની પવિત્ર ગાંઠ તોડવામાં વાંધો ન ગણાતો હોય, ત્યાં પરીક્ષા કરવામાં ચોક્કસ ન રહેવાય એ સ્વાભાવિક છે. બનતી ન આવી તો છુટાછેડા. વઢવાડો કોર્ટે ચડે છે તથા ફજેતી થાય છે. અનેક જાતનાં તેમાં જુઠાંસાચાં કરવાં પડે છે. માતાપિતાનું અનુમોદન લેવાનું એમણે પણ રાખ્યું છે તે એટલાજ વાસ્તે, કે યુવાન જોડું જુવાનીના તોરમાં ગમેતેમ પગલું ન ભરે. પણ આ અનુમોદન ઉપરટપકાનું થઈ પડયું છે. તેઓ ના પાડી શકતાં નથી યા પાડતાં નથી. ના પાડે છે તો ઓરજ રસ્તો લેવાય છે.

આપણે સુધારો કરવાનો છે તે એટલોજ, કે બહુ નાનપણમાં વિવાહ કરવો નહીં જેથી પરીક્ષા કરવાની સગવડ વધે. બન્ને વચ્ચે આઠનવ વર્ષનો ફેર રાખવો. કુળ, વય અને વિદ્યા એ બરાબર ધ્યાનમાં લીધાં હોય તો દુઃખી થવાનો સંભવ ઓછો રહે છે. પૈસોજ દેખી ગમેતેમ ચોકડું બેસાડી, છતી આંખે દીકરીઓને કુવામાં નાંખવી નહીં. પાત્ર સારૂં હોય છે તો પસ્તાવાનું ક્વચિતજ થાય છે. કન્યા વિવાહ થતાંજ વરેલી થાય છે. મોટાની મર્યાદા પાળતું જોડું, પારકું પોતાનું કરતાં શીખે છે, મન પર અંકુશ રાખતાં જાણે છે. તેમની લજ્જામાં પ્રેમ વસેલો હોય છે. ધીરેધીરે તે વધે છે, અને અંતે, સુખી થાય છે ઘણો ભાગ તો લગ્નથી સુખી થાય છે. સાસરે ગયા પછી કન્યા દુઃખી થાય, તેમાં ભૂલ બે જણ તરફથી થવાનો સંભવ વધારે રહે છે. સાસુની યા પતિની. કમઆવડત યા ભૂલ થતાં તે ગળી જવી એ

* પુરુષો સંવનન સમયે વસન્ત જેવા હોય છે પણ લગ્ન પછી શિશિર સમા થઈ જાય છે. સ્ત્રીનો પ્રેમ કન્યાવસ્થામાં ગ્રીષ્મના નિર્મળ આકાશ જેવો હોય છે પણ પત્ની થયા પછી આકાશ બદલાઈ જાય છે.

તો કોઈને ખબરજ નથી. કુમળા છોડ પર પ્રહાર કરીએ તો તેનો સાચો વિકાસ અશક્ય થઈ પડે. સમજાવીપટાવી કામ લેવાતું હોય તો સંસાર સુખી નીવડ્યા વગર રહે નહીં. પીએર લાડમાં ઉછરેલી બાળકીને જ્યારે ચોપાસ રાક્ષસી સૃષ્ટિનું દર્શન થાય ત્યારે તે પણ તેવોજ ગુણ ધારણ કરે. સાસુ કદાચ વૈરાંબુદ્ધિથી કામ લેતી હોય અને પતિને માતા આગળ આમન્યા રાખવી હોય, તોપણ પોતાની સ્ત્રીને તો તેણે આશ્વાસન આપવુંજ જોઈએ. સાસુની જેમ બને તેમ મરજી ઊઠાવવા અને તે અકળાય યા કસૂર કાઢે તોપણ તેને જાતે ન અકળાવવા સૂચવવું. આને બદલે પતિ જો સ્ત્રીનો પક્ષ લઈ માને કહેવા ગયો, તોતો દરરોજની જાદવાસ્થળી. કેમકે સ્ત્રી, કોઈ પણ માણસ બીજી સ્ત્રીનો પક્ષ લે તે સહન કરી શકતી નથી. હારૂન હોય તો પુત્રને અને તેની વહુને બન્નેને માતા નવનેજાં પાણી ઉતરાવે છે. તેમ ના હોય, તો ભાઈ તો હવે વહુના થઈ ગયા એમ લોકોમાં વાતો કરે. તાજવું પતિએ પોતાના હાથમાં રાખવું. કોઈ તરફ જરા પણ વધારે નમ્યો કે ભોગજ સમજી લેવા. સ્ત્રી કુલંઠ હોય, તો પતિ તેની તરફેણમાં હોવાથી, સાસુને જંપવા ના દે. સાસુ તથા પતિ બન્ને તરફથી દુઃખ ખમવાનું આવ્યું, તો વહુનો સંસાર દુઃખીજ નીવડવાનો. ગરીબ સ્વભાવની હોય, તો બિચારી વગર મોતે મરી જાય. સૌથી સરસ રસ્તો એજ છે, કે ઘરમાં કલહનું બીજ રોપાવા દેવું નહીં અને અનુકૂળ હોય તો પુત્રે જુદી જગાએ રહેવું. ઠેકઠેકાણે નોકરીએ જવાનું વધારે થવાથી આ અનુકૂળતા એની મેળે વધતી જશે, અને પતિ સારો હશે, તો ઘણે ભાગે સંસાર સુખી નીવડશે. સ્ત્રીને પણ પોતાની ફરજ સમજવાની આવશ્યકતા છે અને તે બરાબર જાણવા ઉચ્ચ કેળવણીની જરૂર છે. ગૃહશિક્ષણ આપવામાં તો કન્યાનાં માબાપે કોઈ જાતની ન્યૂનતા નજ રાખવી જોઈએ. કેળવણીનો લાભ પીએરમાં ન મળ્યો હોય, તો તે બાબત પતિએ પૂરતું ધ્યાન આપવું જોઈએ, અને વખત નકામો ગામગપાટામાં ન ગુમાવે તે જોવું જોઈએ.....

**ચંદ્રરાવ**ના મનમાં આમ એક પછી એક તરંગોની પરંપરા ચાલવા માંડી. ઉન્મતિના મધુર કંઠે ગવાતાં જોડકણાંએ તેમાં ભંગ પાડયો અને **ચંદ્રરાવ**નું લક્ષ તે તરફ દોરાયું. વિચારની માળા તુટી ગઈ તોપણ ગંભીરતા

જેવી ને તેવીજ હતી. કેટલી વાર તો તેને બધું રસ વગરનું લાગ્યું, કેમકે મહા મહેનતે અને મધુર સ્વરે ઉન્મતિએ લાંટી ગાઈ હોય પણ તે બરાબર ઝીલનાર કોઈજ નહોતું. બેત્રણ સ્ત્રીઓ માત્ર પોતેજ સાંભળે એવી રીતે જોડકણું ઝીલે. ઉન્મતિને તેથી ઝીલવાની પણ દરકાર રાખવી પડતી, અને સાથેસાથે બીજી કડી શી બોલવી તેનો વિચાર કરવો પડતો. મોટો ભાગ, પોતાને આવડતું હોય છતાં, તેટલી પણ તસ્દી નહોતો લેતો. મહાલવા આવેલાં તે કંઠને શું કરવા તસ્દી આપે? ચંદ્રાવના સગાં વિશેષ નહોતાં એટલે ન્યાતીલાઓને તો જરા ફજેતી થાય તો બે ઘડી વાત કરવાનું કારણ મળે. સગાં ઓછાં ને આવડે તે ઝીલે નહીં તેમાં વાંક કોનો તે, વાંચનાર, તુંજ વિચારી લે. પરંતુ વાત તો એમજ થવાની કે ઝીલનાર કોઈ હતું નહીં એટલે રંગ જામ્યો નહીં. સ્ત્રીઓના કાન ગાનારના શબ્દો સાંભળવામાં અને નયનો નવાં જોડાંને જોવામાં રોકાયાં હતાં.

બનાવ એવો બન્યો કે સાસરા તરફથી આપવામાં આવતા અને લગ્ન વખતે પહેરાતા પાનેતરના કપડાનો પનો જરા નાનો હતો. ચંદ્રાવના શ્વશુર-પક્ષ તરફથી બજારમાંથી લાવનારાની ચૂક થઈ હતી. લગ્નની ધામધુમ અને ગરબડથી, વાંચનાર, તું અજાણ નહીં હોય. હજાર વાનાં કરીએ પણ કંઈક તો રહી જાય યા ભૂલી જવાય. કપડું આવ્યું તે કોઈએ તપાસ્યું નહીં અને મોકલાવી દીધું. ચંદ્રાવના પહેરવામાં તે આવ્યું કે તરતજ સ્ત્રીઓએ માંહો-માંહે વાત કરવા માંડી. ઉન્મતિએ પણ તે જોયું હતું.

ચંદ્રાવનું લક્ષ તદ્દન ઉન્મતિ તરફજ હતું. બન્નેની આંખ એક થઈ ને ચંદ્રાવે અજાણપણે કપડું જરા ખેંચ્યું. સ્ત્રીઓએ માંહોમાંહે પાછી કપડા બાબત વાતો કરવા માંડી. ઉન્મતિથી ભાઈની ગંભીરતા મૂકાવવા ગવાઈ દેવાયું કે:

કાપડ ક્યાંનું, કાપડીઓ ક્યાંનો, માદરપાટ નહોતો શું મોટા પનાનો;<br>
નાનું મૂળથી તે ના થાયે મોટું, ચંદ્રભાઈ તાણો છો શીદને ખોટું?

ચડસીલી સ્ત્રીઓએ આ લાંટી ઝીલવામાં બાકી ન રાખી, અને ચંદ્રાવથી હસી દેવાયું. ચંદ્રાવની સાસુને માઠું લાગ્યું તો ખરું, પણ

ઉન્મતિ પોતાની સગી હોવાથી તથા તેના સ્વભાવથી સૌ કોઈ જાણીતું હોવાથી વાત વધી નહીં. બાકી, લગ્ન થઈ રહ્યા પછી નાની અને નજીવી બાબતથી ઘણીક વાર વહેવાઈઓનાં મન ઉંચાં થાય છે. ઉન્મતિએ પછી વહેવાણનાં વખાણ કરવામાં કચાશ ન રાખી ને તેનું મન મનાયું.

વહુની મા લગ્નને દિવસે વહેવાણને ઘેર આવે ત્યારે તેનો શો સત્કાર, શાં તેનાં માન ! ઘરમાં દાખલ થતાંજ, પહેલાં તેના આદરસત્કારનો પાર નહીં. તેના દૂધથી પગ ધોવાય, ચાંલ્લો કરી ફૂલનો હાર પહેરાવવામાં આવે. એટલેથીજ બસ નહીં, પરંતુ તેની આરતિ પણ ઉતારાય. આમાં કંઈ વિસ્મય પામવા જેવું નથી. જે માતાએ નવનવ માસ મહા કષ્ટ વેઠી, બાળકીને પોષી, પછી મોટી કરી, કેળવણી આપી, તે બાળકીને તેજ માતા પોતાનાથી નિરાળા કુટુંબને તેનું દાન કરે, પોતાની હુકૂમત ઊઠાવી પારકાની જાણી જોઈને સ્થાપે, પોતાનીજ, તેને ત્યારથી પારકી ગણે. લોકો પાસે પણ તેમજ મનાવવા ધારે, એ કંઈ નાનો સુનો પરમાર્થ છે ? કોઈ કહેશે, કે કન્યા વયમાં આવી એટલે તેને પારકાનેજ સોંપી દેવી, એ પરમેશ્વરના ઘરનો નિયમ છે: એમાં પરમાંર્થ શો ? ખરી વાત, તો તમારી કન્યાને બીજાને અર્પણ કર્યા પછી તમારી હતી તે મટી ગઈ, છતાં કેમ તેના પર હુકૂમત ચલાવવા માગો છો ? તે વખતે એમ કેમ કહો છો કે, અમારી કન્યા આપીને તમારા ઉપર ઉપકાર કર્યો, તમારૂં ઘર ઉજળુંવાજળું કર્યું, ન્યાતજાતમાં તમારી પ્રતિષ્ઠા વધારી–અમે પરમાર્થ કર્યો તેનો આ બદલો?

કુદરત, કુદરત, ઘરસંસારમાં કે વ્યાપારમાં, રાજસભામાં કે જનસભામાં જ્યાં જુઓ ત્યાં ‘ આપકી લાપસી ઓર પરાઈ કુસકી. ’

---

# પ્રકરણ ૭

---

## અલબેલી નગરી

"ક્યમ થશે તને ! શું થશે મને ?
સમજ ના પડે ! દિલ આ બળે !"

કલાપી

વેપારીઓના હિસાબ જેમ બને તેમ જલદી ચૂકવી નાંખી ચંદ્રરાવે મુંબઈ જવાની રજા લેવા, સાંજે અનુબા ચોકમાં બેસી વેપારીઓને ત્યાંથી આવેલી ટોપીઓ ભરતી હતી, ત્યાં આવી કહ્યું, "બા, વેપારીઓના હિસાબ ચૂકતે કર્યા છે, હવે કોઈનું કંઈ રહ્યું નથી, તો હું મુંબાઈ જવા ધારૂં છું."

"ભાઈ, એટલી બધી ઉતાવળ શી છે ? જરા આરામ તો લે. મુંબાઈનાં હવાપાણી તને ઠીક પડયાં, ન પડયાં. એકાદ મહિનો વિસામો લઈને પછી સુખેથી જજે."

"એટલો બધો વખત કાઢવો તો મને બહુ વસમો થઈ પડશે. બેત્રણ દિવસમાં જવું ધારતો હતો તેને બદલે દશ દિવસ પછી જઈશ. મારૂં મન અહીંથી ઊઠયું છે એટલે મને ચેન નહીં પડે. વળી, અવસર ચૂકયા મેવલા."

"ઠીક એમ કરજે. તું ત્યાં જઈ શું કરવા ધારે છે ?"

"હાલ તો કંઈ નક્કી કર્યું નથી. ત્યાં સુઝી આવશે તે ખરૂં."

"આવું સાહસ કરવાનું શું પ્રયોજન ? તારા મિત્રના પિતાનો અહીં બહુ સારો વગ છે, તો તેને કહી અહીં રાજ્યમાં ગોઠવણ થાય તો કેમ ? તું ચતુર છે અને તારૂં નસીબ સારૂં હશે તો ઝટ ચડી જશે."

"બા, મને રાજ્યની નોકરી પસંદ નથી. ચડતાં એ વાર નહીં, તેમ પડતાં પણ વાર નહીં. જીવ આખો દહાડો તાળવે. રાજા, વાજાં અને વાંદરાં. રીઝાતાં વાર નહીં ને ખીજાતાંએ વાર નહીં. આપણે વાસ્તે જરા ગુરુમંત્ર કોઈ દુશ્મને મૂકયો અને તે ફાવ્યો, તો આપણું થઈ ચૂકયું. મોટા હોદ્દેદાર થયા તોતો ભોગજ. ખુશામતીઆનાં દર્શન દરરોજ સવારના

પહોરમાં કરવાનાં. આપણે મોઢે આપણું સારૂં બોલે અને બીજાનું ભુંડું. બીજાને ત્યાં જાય તો એથી ઉલટુંજ ભાષણ ચાલે. આપણને રાજાની વરદી ક્યારે આવશે તેનું પણ ઠેકાણું નહીં. ન જુએ રાત ન જુએ દહાડો. નહીં જેવી બાબતમાં આપણને બોલાવે.

"સાધારણ નોકરી પર હોઈએ, તો ઉપરી ગમે તેવો હોય, કોરે પાને મતું કરતો હોય, પણ તેવાની આપણે ખુશામદ કરવી. ન કરીએ, તો આપણા પર કરડી નજરે જુએ. પાંચ પૈસા એમને વધારે મળ્યા એટલે જાણે એમને પૂજવા. કામ કરતાં આપણો ડુચો નીકળી જાય અને માન બધું એમને મળે. રાજ્યની નોકરીમાં શઠ હોય તે તાગડધિન્ના કરે અને ગરીબ હોય તેનો વૈતરૂં કરતાં વાંસો બેવડો થાય, અને તે છતાં સરપાવમાં અપજશ.

"રાજ્યમાં રહ્યા એટલે પછી મોટા હોદ્દેદાર હો કે નાના, પરંતુ નિવૃત્તિનું તો નામજ નહીં. આખો દહાડો ને રાત રાજ્યનીજ વાત અને ખટપટ. કાગનો વાઘ થતાં વાર નહીં. સ્ત્રીઓ ન્યાતજાનની વાત કરવામાં શૂરી ત્યારે રાજ્યના નોકર રાજ્યની વાતમાં શૂરા. કંઈ કંઈ તર્કો કરે, કંઈ કંઈ ફેરબદલી કરે. આજે તો ફલાણા પર રાજા સાહેબ ગુસ્સે થયા, ફલાણા પર ખુશ થયા, એમ અનેક બુટ્ટાઓ ઉડાવે. હજુર ફરવા ગયા અને માથું દુખ્યાથી પાછા ફર્યા, તો તેમાં પણ કંઈ ગુહ્યાર્થ હશે એમ ધારે. જ્યાંત્યાં પ્રપંચ અને કાવાદાવાજ દેખે. વકીલ બારિસ્ટરો વાત કરતા હશે તેના કરતાં એમની વાતચિત વધારે કાયદાસર. ચડતી રજા પણ પૂરી આરામ લેવા ભોગવે નહીં કારણ કે તે જગા પર તરાપ મારનાર હોય તે તેમની ગેરહાજરીનો લાભ લેવા ચૂકે નહીં. હરતેફરતે, બેસતેઊઠતે, નહાતે યા ખાતે રાજ્યનીજ ઝંખના. હું તો ધારૂં છું કે ઊંઘમાં પણ અનેક પ્રપંચો રચતા હશે, અનેક બાજીઓ માંડતા હશે, કોઈકને ફેંકી દેતા હશે, પોતાનાને ઉંચી પાયરી પર લાવતા હશે. મારે તો એ ખટપટમાં નથી પડવું. કાલેજ મેં વાંચ્યું છેકે:

**स्पृशन्नपि गजो हन्ति जिघ्रन्नपि भुजंगमः ।**
**हसन्नपि नृपो हन्ति मानयन्नपि दुर्जनः ॥ ***

---

* હાથી માત્ર અડકીને, સર્પ માત્ર સુંઘીને, રાજા હસતાં હસતાં અને દુર્જન માન આપતાં આપતાં જીવ લે છે.

અનુબા આ મોટું ભાષણ સાંભળી પુતળુંજ થઈ ગઈ. તેણે કહ્યું તે એની ધ્યાનમાં ઉતર્યું અને તેથી મુંબાઈ જવામાંજ પુત્રનો સ્વાર્થ કંઈ સધાય એમ છે, એમ ધારી વધારે બોલી નહીં. "ઠીક ત્યારે મુંબાઈ જજે. ઉતરવા બાબત શો વિચાર કર્યો ?"

"મારો મિત્ર મને મુંબાઈમાં કોઈના પર ચીઠ્ઠી આપવાનો છે તેને ત્યાં થોડા દિવસ નિભાવીશ. પહેલાં તો રહેવાની જગા શોધી કાઢીશ, પછી નોકરીની શોધમાં રહીશ. જમવાનું પણ ઘેરજ રાખીશ કારણ મને વીશીમાં ફાવશે નહીં."

ચંદ્રરાવ મેડા ઉપર ગયો અને અનુબા સાંજ પડવાથી ભરવાનું મુકી દઈ, કોઈ સગામાં માદું હતું તેને જોવા ગઈ. જતે જતે, ચંદ્રરાવને બારણું જોતા રહેવાનું કહેતી ગઈ. તેને ગયાને પાંચ મિનિટ ભાગ્યેજ થઈ હશે એટલે દ્વાર પાછું ઉઘડયું. "એ કોણ?" જવાબ મળ્યો, પણ તે ઘણો ધીમેથી અપાયો એટલે ઉપર સંભળાયું નહીં. હશે, જે હશે તે ઉપર આવશે, એમ વિચાર કરી હાથમાં પુસ્તક હતું તે વાંચવામાં રોકાયો. આવનાર માણસે ઘરના નીચલા ભાગમાં બધે ફરી, કોઈ ન હોવાથી ઉપર કુચ કરી. ચંદ્રરાવના મેડાનું બારણું અડધું ઉઘાડું હતું, ત્યાં ધીરેધીરે પગલે તે આવ્યું. ચંદ્રરાવ એક તો વાંચવામાં લીન હતો, અને બીજું, બારણા તરફ એની પીઠ હતી એટલે આવનારને એ જોઈ શકયો નહીં. આવનાર અંદર જતાં ખંચાતું હતું. 'જાઉં ? કદાચ રીસે ભરાશે તો ? ના, ના, છે તો આનંદી એમ ઉન્મતિએજ કહ્યું હતું. પણ લગ્નથી ગુસ્સે થયા છે ને મારો તિરસ્કાર કરશે તો? તિરસ્કાર કરવો હોત તો પરણત નહીં.' આવાઆવા તર્કો રસિકાના મનમાં આવવા લાગ્યા. એટલામાં, હજુ કોઈ આવ્યું નહીં તેથી ચંદ્રરાવ સફાળોજ ઊભો થયો. કંઈ ચોરબોર ભરાયો કે શું, એમ બોલતાં ચોપડી ટેબલ પર મૂકી દીધી. રસિકા મનમાં બોલી, 'ચોર તો ખરીજ, પણ તમે ગણો તો.' ચંદ્રરાવે પીઠ ફેરવી બારણા તરફ જોયું તો કોઈ સંતાઈ ગયું હોય એમ એને લાગ્યું. 'ઉન્મતિ, તારાં અટકચાળાં મૂક,' એમ બોલતો બહાર આવ્યો. આવ્યો અને ચમકયો. બન્નેનાં હૃદય ધડકવા માંડ્યાં. શબ્દો જીભ પર હતા પણ એમાંથી કોઈ બોલી શક્યું નહીં. કોણ હારે છે તે જોવાનું

હતું. રસિકા તો ઉંચું જોઈ શકતીજ નહોતી. સાસુજી નહોતાં તો ઉપર શું કરવા આવી, એમ તે વિચાર કરવા લાગી. મનમાં એમ થયાં કરતું હતું કે ક્યારે જરા આડું જુએ કે પોબારા ગણી જાઉં. ચંદ્રરાવની દૃષ્ટિ તો રસિકા તરફજ હતી. તે તેના રૂપનુંજ અવલોકન કરતો હતો. 'આહા! આ તો કોઈ દેવીજ છે. જેવું રૂપ છે તેવા ગુણ હશે તો મારા સુખમાં બાકી નહીં રહે.' લજ્જિત, દયામણા મોંવાળી તથા ગભરાયલી રસિકાનું રૂપ અત્યારે કંઈ અલૌકિકજ લાગતું હતું. તેની નિર્દોષ અને નીચી નજરને લીધે તે સાક્ષાત્ સરસ્વતી જેવીજ દેખાતી હતી. હાથમાં વીણાની ખોટ છે એમ ધારી ચંદ્રરાવ હાથ આપવા જતો હતો. લજ્જામણીને સ્પર્શ થતાંજ તેનાં વસ્ત્રપલ્લવ સંકોચાયાં. શરીર પર પણ અસર થઈ. હારીને બોલી, "સાસુજી ક્યાં ગયાં છે?"

"......માદા છે તેમને જોવા."

"ત્યારે તો હું જઈશ."

"કેમ, ખાસ ઉતાવળ છે?"

"ના, ના. રાત પડી જાય તો એકલાં જવાય નહીં."

"હું મૂકવા આવીશ," ચંદ્રરાવે મશ્કરીમાં કહ્યું, "શા વાસ્તે આગમન થયું?"

"સાસુજીએ બોલાવી હતી."

"ત્યારે બેસ. કદાચ કામ પણ હોય. આવે પછી મળીને જજે."

રસિકાએ નીચે જવા વિચાર કર્યો પણ પગ ઉપડતો નહોતો, મન માનતું નહોતું. ચંદ્રરાવ તેનો વિચાર કળી ગયે.

"હજી બાને આવતાં વાર છે તે મેડામાં ચાલ." રસિકાને તો ભાવતું હતું અને વૈદે કહ્યું. છતાંય કદાચ સાસુજી આવશે તો, એમ મનમાં ધાસ્કો હતો એટલે તે બીતીબીતી મેડીમાં દાખલ થઈ. ચંદ્રરાવે તેને પોતાની સામેની ખુરસી પર બેસાડી. હિમ્મત આણી રસિકાએ પૂછ્યું,

"મુંબાઈ ક્યારે જવા ધારો છો?"

"તને કોણે કહ્યું?"

"ઉન્મતિએ. તમે અહીં રહેશો તોપણ હું તમારા કામમાં વિક્ષેપ નહીં નાખું."

"હું કંઈ તારાથી દૂર થવા નથી માગતો."

"ત્યારે આટલી બધી ઉતાવળ કેમ કરો છો?"

"વખત નકામો ગુમાવવામાં શો ફાયદો?"

"ક્યારે જશો તથા મને ક્યારે તેડાવવા વિચાર છે?

"આવતા ગુરુવાર પછીના ગુરુવારે જઈશ. બરાબર ઠેકાણું પડયું નહીં હોય ત્યાં લગણ તને બોલાવવા વિચાર નથી. ઠેકાણું પડ્યા પછી તને મોકલવી બાના હાથમાં છે."

વાતમાં ઉભય પક્ષને બહુ આનંદ આવતો હતો. વખત જણાતો નહોતો. સૂર્યનારાયણ ધીમેધીમે અસ્ત થવાની તૈયારીમાં હતા પણ તેનું તેમને ભાન નહોતું. અચાનક ચંદ્રરાવની દૃષ્ટિ ઘડીઆળ પર પડી, ને તેણે રાહુનું કામ કીધું. ચંદ્ર નિસ્તેજ થયો અને ચમકીને તે બોલ્યો, "બાને આવવાનો વખત થયો."

"હું નીચે બેસું છું."

"હવે ક્યારે મળીશ?"

"તે તો શી રીતે કહી શકું?"

"મુંબાઈ જાઉં તે પહેલાં કંઈ બહાને મળી જવાય તો સારૂં."

"ઠીક થયું, તમે બોલ્યા તો. હું કહેવાનું વિસરી ગઈ. ઉન્મતિ કહેતી હતી કે એને એક પોટલું મોકલવાનું છે તે લઈ જશો?"

"ચાલો, મેં તો હજી સામાન તૈયાર કર્યો નથી તે પહેલાં લોકોએ મારે વાસ્તે તૈયારી કરવા માંડી. તું લાવશે તો લઈ જઈશ, પછી નાનું હશે કે મોટું. બાકી લોકોને તો આપણી આપદાનું ભાન હોતું નથી. નાનું કહી મણ એકનું પધરાવતાં વિચાર નથી કરતા. આંગળી આપી કે પોંચો પકડવાના. ઉન્મતિ એવી નથી એટલું સારૂં છે."

"ઠીક ત્યારે. બનતા સુધી હું એ બહાને આવીશ તો ખરી, પણ ગયા પછી પત્ર તો લખશો કેની?"

"તારાં માબાપને નહીં ગમે."

"ઉન્મતિને લખો તેમાં એ લીટી લખજો."

ચંદ્રરાવ તેની કળા કળી ગયો, દિવાનો થઈ ગયો, માતા આવતી હશે તે ભૂલી ગયો અને રસિકાને ગળે બાઝી બોલ્યો, "આવી રીતે ચોરી કરતાં શિખવે તેને આ શિક્ષા એમ કહી......

"બ્હાનું કાઢી મળવા આવવા શિખવનાર ચોર કે હું?"

"બારણા પાછળ ભરાઈ રહે તે. વિનોદમાં ઉતરવાનો વખત નથી. હવે ઝડપ કર." 'જા' શબ્દ તો મોંએ આવ્યોજ નહીં. ગોકળગાય ચાલતી હોય તેમ રસિકાએ ચાલવા માંડયું. મેડીનું બારણું ઓળંગતાં એક પ્રેમભરી દૃષ્ટિ નાંખી તે નીચે ગઈ. થોડીએક વારમાં અનુબા આવી પહોંચી.

"તું ક્યારની આવી છે?" તેણે પૂછયું. "હું તો તને બોલાવી હતી તે વિસરીજ ગઈ."

"થોડીજ વાર થઈ." કલાક માત્ર એકજ થયો હતો પણ આનંદની રેલમાં તણાઈ ગયો હતો એટલે જણાયો નહોતો.

"મારે કંઈ ખાસ કામ નહોતું. દીવો કોણે કર્યો?"

"મેં કર્યો. અંધારૂં થયું એટલે મારા મનમાં થયું કે તમને આવતાં કદાચ વાર લાગે. પરસાળમાં અંધારૂં જરા વહેલું થાય છે."

"હવે જમીનેજ જજે. હું રસોઈનીજ તૈયારી કરૂં છું."

"ઘેર કહ્યું નથી એટલે મારી વાટ જોશે, માટે હું રાંધીને જઈશ."

"ના, ના. તારે રાંધવાની કંઈ જરૂર નથી."

જોઈતી સામગ્રી રસિકાએ ગોઠવી દીધી. વિવાહના કારણે શુભ અવસરે હમેશાં આવેલી તેથી ઘરની વસ્તુઓથી તે જાણીતી થઈ હતી. અનુબા તેના પર બહુ ખુશ થઈ અને મનમાં બોલી, "હાલની વહુઓ આવી થોડીજ હશે." તૈયારી કર્યા પછી તેણે જવાનું કહ્યું. અનુબા તેને મૂકવા સાથે ગઈ. રસ્તામાં કોઈ તેનું ઓળખાણ મળવાથી તે તેની જોડે પીએર ગઈ અને અનુબા ઘર તરફ વળી. બીજે દહાડે બપોરે ઉન્મતિ ચંદ્રરાવને મળવા આવી.

"ભાઈ, તમારી સામે મારે ફરિયાદ છે."

"વકીલ કોને કરવો છે? સાક્ષી પુરાવા છે?"

"બધું તૈયાર છે. સાક્ષીમાં મારાં ભાભી અને વકીલમાં પણ તેજ."

"વકીલ સામા પક્ષને મળી જશે અને કેસ ઉંધો વળશે."

"શું ભાભાની એક દિવસમાં પરીક્ષા કરી લીધી?"

"વારૂ, પણ ફરિયાદ શું છે?"

"મારા પર તમે ખોટો આરોપ મૂક્યો અને હમેશ મારૂં તમો વગોણું કરો છો."

"તું અટકચાળી નથી?"

"હા, હું અટકચાળી અને ભાઈ અને ભાભી બન્ને ડાહ્યાંડમરાં. કાલે તોફાન કરી મારી ભાભીને ઘેલીઘેલી બનાવી દીધી અને વળી મને અટક-ચાળી કહે છે! તે તો હવે તમનેજ ઝંખ્યા કરે છે. એને સાથેજ મુંબાઈ લઈ જાઓ, નહીંતર સોસવાઈ જશે અને મને દરરોજ સતાવશે. કાલે રાતે નિરાંતે ઊંઘી પણ નથી." ચંદ્રરાવના પોતાના પણ એવાજ હાલ થયા હતા. પરંતુ કંઈ પણ નક્કી થયા વગર સાથે લઈ જવી એ ઉદ્ધતાઈનું પગલું છે, એમ ધારી તેણે તેને લઈ જવા વિચાર કર્યોજ નહોતો. માતાના અનુમોદનની પણ જરૂર હતી.

જવાબ મળ્યો નહીં એટલે ઉન્મતિ બોલી, "મારૂં પોટલું લઈ જશો?"

"કોને આપવાનું છે?"

"તમારી મરજી પડે તેને. મોંમાં આંગળી ઘાલી બોલાવો છો અને પછી વગોણું કરો છો."

"ખાવાનું હશે તો તો હુંજ ઉપયોગ કરી લઈશ. પણ ભૂલ્યો, લઈ જવું છેજ કોને?"

"તમારે. જોઉં તો ખરી, કેવા લઈ જતા નથી. ભાભીની જોડે જવાને આગલે દહાડે મોકલીશ અને તે કાઈને આપી જશે એટલે ચું કે ચાં થવાનું નથી."

"ત્યારે તો લઈ જવામાં વાંધો નથી."

"ભાઈ, હું તો ધારૂં છું કે અહીંજ રહી જાઓ. લગ્ન થઈ રહ્યાં ને ચારેક માસ થયા ને તેના પરિચયથી ટુંક વખતમાં આટલો બધો ફેરફાર

પડયો, તો આગળ જતાં શું કરશો તે સમજાતું નથી. મુંબાઇમાં ગયાથી તે વધારે સાંભરશે અને નોકરીની શોધ કરી શકશો નહીં. માળા લઈ જજો માળા, એટલે એનું નામ જપાયાં કરશે! મને કાગળ લખો તેમાં ભાભીને પણ બે બોલ લખજો, નહીંતો મને જંપવા નહીં દે."

"ઠીક."

"ઉન્મતિ થોડી વાર કાકી પાસે બેસી ઘેર ગઈ. દિવસો ઝટ પસાર થઈ ગયા અને જવાને આગલે દહાડે રસિકા સાંજે સાસરે આવી. પતિપત્નીનો મેળાપ થયો. વિયોગ થવાનો એ વિચારથી બન્નેને બહુ દુઃખ થતું હતું. બન્નેનાં દિલ મુંઝાઈ ગયાં. રસિકા ગરીબ ગાય જેવી થઈ ગઈ હતી. મુંબાઈ જવા તે અધીરી બની હતી.

"મને જેમ બને તેમ વહેલી તેડાવી લેજો, હોં."

"મારા હાથમાં વાત હોત તો તને આજેજ લઈ જતે. નસીબના હાથમાં છે એટલે હું શું કરૂં?"

રસિકાનું મસ્તક ધીમેધીમે ફરવા માંડયું. ચંદ્રે તે જોયું અને કહ્યું, "જરા ડાહી થા, મન સ્વસ્થ કર. હું જેમ બને તેમ તને વહેલો તેડાવીશ. દુઃખી થતી ના, પ્રભુ પર આસ્થા રાખ. તે સૌ સારૂંજ કરશે."

"મને આ અનુભવ પહેલી વાર મળ્યો. મને અત્યારે કંઈજ સુઝતું નથી, અડબડીઆં આવે છે. હું ઘેર શી રીતે જઈશ? મને તમારા વગર કેમ ગમશે?" રસિકા બોલતાંબોલતાં ગળગળી થઈ ગઈ, રડી પડી, અને પતિને વળગી પડી.

"તું ડાહી થઈ આમ કરે તે સારૂં નહીં. ઉન્મતિને મળતી રહેજે. તે તને મારી ખબરઅંતર આપશે. ફુરસદને વખતે વાર્તાની સારી ચોપડીઓ વાંચજે, એટલે તેમાં મન જવાથી વખત નીકળી જશે. માણસ માત્રને વિયોગ તો લખ્યોજ છે. આવા તો અનેક વિયોગ થવાના, તો પછી આમ કરવામાં શો ફાયદો? તું તો તારા આપ્તમંડળમાં છે. મારે અજાણી જગામાં જવાનું છે, અજાણ્યા લોકોમાં ફરવાનું છે, મારૂં કોઈ ત્યાં છે નહીં, નોકરીને વાસ્તે પ્રયાસ કરવાનો છે, તો વિચાર કર કે મને ત્યાં કેવી રીતે ગમશે? ગમેતેમ મન વાળી મારે વખત પસાર કરવો પડશે. તારે તો ઉલટી મને ધીરજ

આપવી જોઈએ, તેને બદલે તું આમ અકળાય તે કેમ બને? જરા હિમ્મત રાખ, ઊઠ, મોં ધોઈ નાંખ. બા હવે આવી પહોંચશે."

આ વાક્યોની અસર રસિકાના મન પર થઈ. તે ઊભી થઈ, મોં ધોઈ આવી ને બોલી, "હવે મારે બીજું કહેવાનું નથી. મારી ફિકર કરશો નહીં, કામમાં મચ્યા રહેજો, અને કંઈ નક્કી થાય પછી જેમ બને તેમ વહેલી મને તેડાવી લેજો. આપદા ભોગવશો નહીં. હું જાઉં છું, હોં. કાલે આવવા વિચાર નથી. વખતે સાસુજીના દેખતાં મન ભરાઈ આવે." જતાંજતાં ચંદ્રને બાઝી પડી, અને ફરી બોલી, "મને વહેલી બોલાવી લેજો, હોં." ચંદ્રે તેના કેળના પાંદડા જેવા લીસા ગાલ પર તથા કમળની માફક બિડાયલા ઓષ્ઠ ઉપર પ્રેમમુદ્રા કરી. શરીર છુટાં પડ્યાં, હૃદય વધારે એક થયાં. સાસુને દાબડો સોંપી રસિકા ઘેર ગઈ.

સવારમાં ચંદ્રરાવની જવાની તૈયારી થવા માંડી. ઉન્મતિ આવી હતી તેને પણ ભાઈના વિયોગનું દુઃખ થતું હતું. તેને મળવાનું, વખત કાઢવાનું, ગમ્મત કરવાનું આ સ્થાન હતું. તેનો પતિ હાલ મુંબાઈ હતો એટલે ઘરમાં ઝાઝું ગમતું નહોતું. ચંદ્રરાવ જોડે તેને બહુ ફાવી ગયું હતું એટલે છુટાં પડતાં તેને રડવું આવી ગયું. અનુબાને પગે લાગી, તેનો આશીર્વાદ લઈ, ચંદ્રરાવ ઘેરથી નીકળ્યો ને મુંબાઈ આવી પહોંચ્યો. અહીં તેનું આગમન બીજી વારનું હતું છતાં તે પહેલી વાર જેવુંજ હતું. પરીક્ષાની ગડબડ અને તે થઈ રહ્યા પછી ઝટ જવું પડેલું, એટલે તે કોઈ પણ રસ્તાથી માહિતગાર નહોતો. હેલકરીને માથે સામાન મૂકાવી, પૂછતોપૂછતો તે રસ્તામાં ચાલતો હતો. કેટલાક તિસમારખાં તો પાધરો જવાબ પણ દેતા નહીં. પોતે અજાણ છે એમ કહેવું જાણે તેમને હલકું લાગતું હોય, તેમ બોલ્યાકર્યા વગર તેઓ ચાલવા માંડતા. ટપાલખાતાના માણસને પૂછીને અંતે તે રસ્તે પડ્યો અને મહા મહેનતે માળો શોધી કાઢ્યો. જેને ત્યાં એ ઉતરવાનો હતો તે જરા ગબ્બર હોવાથી માળામાં તેને બધા પિછાનતા હતા, બાકી મુંબાઈના માળામાં રહેનાર પાડોશીનુંજ નામ ઠામ જાણે તો તેનું મોટું નસીબ. શેઠે તેને આવકાર દીધો. ચંદ્રરાવે તેના મિત્ર તરફથી મળેલી ચીઠ્ઠી આપી. દરેક બાબતની તેને વાસ્તે સગવડ કરવા શેઠે માણસોને કહી દીધું. શેઠ ગરીબાઈમાંથી

મોટા થયા હતા, સ્વભાવે શાણા અને ખંતીલા હોવાને લીધે ગરીબની દાઝ રાખતા હતા, તેથી પોતાના અતિથિનો સત્કાર બરાબર થાય છે કે નહીં, તે બાબત પર લક્ષ આપતા.

એકાદ દિવસ આરામ લીધા પછી, પહેલાં તો રહેવા વાસ્તે જગા શોધી કાઢવી છે એમ ચંદ્રરાવે શેઠને કહ્યું. શેઠે ઘેર રાખવાનો વિવેક કર્યો, પણ ચંદ્રરાવે કેટલીક અડચણો બતાવી એટલે તેમણે એક માણસને સાથે મોકલી બેચાર માળામાં ફરી સારી જગા હોય તો શોધવા કહ્યું. મુંબાઈનો ખરો અનુભવ ચંદ્રરાવને આ જગા શોધતાં થયો. ભૈયાથી તે ભાડુત સુધી કોઈ પાધરૂં બોલેજ નહીં. તેમની પાસેનીજ જગા ખાલી હોય, પણ ચંદ્રરાવ જાણે ચીનમાંથી આવ્યો હોય તેમ, એ મુંબાઈગરા જગા ખાલી નથી એમજ કહે. કેટલાક વળી જુઠીસાચી અડચણો બતાવે. કેટલા દાદરા ચડયો ઉતર્યો ત્યારે એક માળો જડયો. ત્યાં ભૈયાજીએ પૂછ્યું, "તુમ તુમેરી ઓરતકી સાથ આયે હો ?"

"ના, ભૈયાજી."

"તબ તુમકુ ખોલી નહિ મિલેગા. શેઠકા હુકમ નહિ હૈ." નસીબના સંજોગે શેઠ પણ આવી પહોંચ્યા. શેઠનો પોતાનો માળો નહોતો, ખરૂં જોતાં તેઓ મુનીમ હતા, પરંતુ મૂળ શેઠને કંઈ હતું નહીં એટલે મુનીમ પોતેજ શેઠ થઈ બેઠા હતા. ટ્રસ્ટીઓને સમજાવવામાં મુનીમજી હોશયાર હતા.

"કેમ, શું કામ છે ?" રૂઆબથી મુનીમ–શેઠે પૂછ્યું.

ભૈયાજીના રોપ ઓછા નહોતા ને આ તો શેઠના મુનીમ, કર્તાહર્તા, એટલે પછી પૂછવુંજ શું ?

"મારે રહેવાની જગા જોઈએ છે."

"તમે એકલા છો કે ?"

"નાજી, પણ હાલ એકલો છું."

"ત્યારે તમને ખોલી કેમ અપાય ?"

"હું સારો માણસ છું એમ ધારતા હો તો આપો. બાકી બૈરીવાળા બધાજ ડાહ્યા અને તે વગરના બધા નપાટ એ મારી ધ્યાનમાં નથી ઉતરતું.

કોઇની સ્ત્રી આવી શકે એમ ન હોય અને તેને મુંબાઈ આવવાનું થાય તો તેણે ક્યાં રહેવું ?"

"એવા કેટલાક માળાઓ છે ત્યાં રહેવાય."

"ત્યાં આબરૂદાર માણસો ન રહેતા હોય, તો તેણે પણ તેના જેવાજ કહેવડાવવું ? મારે વાસ્તે માળામાંથી કોઈ વાંકું બોલે તો મને તરતજ ખાલી કરાવજો."

આમ વાતો થતી હતી, એટલામાં નળ આગળ ભેગી થયલી સ્ત્રીઓ વચ્ચે વઢવાઢ થઈ. કોલાહલ જરા વધ્યો. મરદો પણ આવી પહોંચ્યા. એક જણે ભૈયાને બોલાવ્યો. તેણે જઈ, દીવાળીને દિવસે જેની તરફથી વધારે બહોણી મળતી હતી તેની તરફેણમાં ઇનસાફ આપ્યો. માળામાં રહેનાર બ્રાહ્મણ વાણીઆ જેવી ભણેલી અને ઉચ્ચ વર્ણનો ઇનસાફ સાતઆઠ રૂપરડીનો ભૈયો કરે, એ અલબેલી નગરીનો ચમત્કાર ચંદ્રરાવે નીચે ઊભાંઊભાં જોયો. રસિકા વાસ્તે તેને ઉંચો અભિપ્રાય હતો છતાં શેઠને તેણે કહ્યું, "મારી સ્ત્રી નહીં આવે તો ભૈયાજીને એક ઇનસાફ ઓછો ચૂકવવો પડશે."

"ઠીક છે, કાલે આવજો. વિચાર કરીને જવાબ દઈશ.."

ચંદ્રરાવ મનમાં બોલ્યો, "છે તો મોટા તત્ત્વવેત્તા ! નાનેથી તે મોટી બધીજ બાબતમાં બહુ વિચાર કરીને કામ કરતા હશે ?" એના ગયા પછી મુનીમ–શેઠે ભૈયાને તેને રાખવાની વરદી આપી દીધી હતી, પણ એને આવો જવાબ આપ્યો ન હોત તો એમનું મહત્ત્વ કેમ ગણાત ? બીજે દહાડે ભૈયાએ પહેલા મહિનાનું ભાડું ને ખુશબખ્શી માગ્યાં, તથા માળામાં રહેવા આવનારને પાળવાના નિયમો વંચાવ્યા. ચંદ્રરાવ તો આભોજ બની ગયો. એની પાસે રૂપીઆ હતાજ નહીં એટલે એ શી રીતે આપે ? વળી આવો કાયદો અન્ય સ્થળે એણે સાંભળ્યો નહોતો. નિયમોમાં પણ બધી રીતે ઘરધણીનો ઉપલો હાથ હતો. કાલે આવીશ એમ કહી ચંદ્રરાવ વિચારમાં ને વિચારમાં ઘેર આવ્યો. શેઠને વાતચિત પરથી માલૂમ પડયું કે તેની પાસે જોઈતા રૂપીઆ નહોતા. પોતે તેને ખાતે ઉધારી આપ્યા. પછી પોતાના માણસ સાથે મોકલાવી યા જાતે જઈ, રૂપીઆ તેજ દિવસે ભરવા કહ્યું, કારણ ભાડાના રૂપીઆ તે દિવસે અપાય નહીં

તો ભૈયો કદાચ બીજાને ઓરડી આપી દે. ચંદ્રરાવે શેઠના કહ્યા મુજબ કર્યું. બપોરે શેઠે તેને કહ્યું, " એક મેમણને ત્યાં નોકરી છે. તમારે રહેવા વિચાર હોય તો મને કહેજો એટલે હું તમને ચીઠ્ઠી આપીશ." ચંદ્રરાવની રીતભાતથી શેઠ પ્રસન્ન થયા હતા, તેથી તેને વાસ્તે જોગવાઈ કરવા બેત્રણ જણને તેમણે કહ્યું હતું. ચંદ્રરાવે ખુશી બતાવી એટલે શેઠે તેને ચીઠ્ઠી લખી આપી. ચીઠ્ઠી લઈ ચંદ્રરાવ મેમણ શેઠને ત્યાં ગયો. શેઠ બહાર ગયા હતા પણ એક પારસી કારકુન દુકાનમાં બેઠો હતો. સાદા પોશાકમાં આવેલા ચંદ્રરાવને જોઈ, ચસ્મા સાફ કરી નાક પર ચડાવી તેણે કહ્યું, " કાંય, શેઠનું સું કામ છે ?"

" મારે જરા મળવું છે. "

" પછી આવજો. "

" શેઠ ઘરમાં નથી ? "

" ઘરમાં હોત તો તને બેસવાનું નહીં કહેતે ? "

" કયારે આવશે ? "

" કેટલું ભેજું પકવેયું ? " ચસ્મા જરા ઠીકઠાક કરી કહ્યું, " ગરજ હોય તો તેવણ આવે ત્યારે આવજે, અમોને કહીને દર વખત બહાર જતા નથી. "

દાદર ઉતરતાં ચંદ્રરાવને વિચાર થયો કે જો કારકુન જેવાજ શેઠ હશે તોતો ભારી થઈ પડશે. નીચે આવ્યો અને શેઠ સામાજ મળ્યા. શેઠને સલામ કરી ચીઠ્ઠી આપી, તેણે વાંચી, અને ત્યાં પડેલી પાટલી પર બેસવા કહી, પોતે ખુરસી પર બેઠા. " હું હમણાંજ પાછો ફરવાનો હતો અને તે મેં ઉપર કહી દીધું હતું. "

ખરી વાત છુપાવતાં ચંદ્રરાવે કહ્યું, " કદાચ આપને વધારે વખત લાગશે એમ ધારી મેં મોડેથી આવવા વિચાર કર્યો. " જે માણસને તેણે આજેજ પ્રથમ જોયલો અને જેના ગુણદોષની તેને ખબર નહોતી તેને વાસ્તે ખરાબ ટીકા કરવી તેને યોગ્ય ન લાગી.

શો અભ્યાસ કીધો છે વગેરે સવાલો પૂછી શેઠે તેને પહેલી તારીખે આવવા કહ્યું.

પગાર સંબંધમાં વાત થઈ નહીં તેથી ચંદ્રરાવ આ વાક્યનો અર્થ સમજ્યો નહીં. પહેલી તારીખે નોકરી પર હાજર થવાનું, કે નોકરીએ એને રાખવો કે નહીં તે ઠેરવવાનું રખાયું, તે એ સમજી શક્યો નહીં. ત્રણ દિવસના અનુભવમાં તે એટલું તો શિખ્યો, કે મુંબાઈમાં કોઈ પણ બોલીથી બંધાતું નથી. શેઠને નમ્રતાથી તેણે કહ્યું, "મને અત્રે આવ્યાને ત્રણ દિવસ થયા છે. હું અહીં નોકરીની શોધમાં આવ્યો છું. આપના બોલવાનો અર્થ એવો હોય કે તે દિવસે મને નોકરીમાં રાખવો કે કેમ તે બાબત વિચાર કરશો તો બીજે ઠેકાણે મારો પ્રયાસ કાયમ રાખું, અને જ્યાં પહેલું નક્કી થાય ત્યાં રોકાઈ જાઉં. અહીંની આશા રાખું અને આપ મને રાખો નહીં, તો દસબાર દિવસ મારા નકામા જાય. મારી આશા ભંગ થાય અને તેનું દુઃખ કેટલું થતું હશે તે જેને નોકરી બાબત વીતી હોય તે જાણે. મને આપ અત્યારે ના કહેશો તો દુઃખ થવાનું બહુ કારણ નથી—જોકે આપ જેવા સુજ્ઞ શેઠને ત્યાં રહેવા હું વિશેષ રાજી છું—પણ હું આશામાં ને આશામાં દસબાર દિવસ કાઢું અને પછી મને આપ ના કહો તો મારાં સોએ વહાણ ડુબી જાય." શેઠની સાથે થયલી વાતચિત પરથી ચંદ્રરાવને તેને વાસ્તે સારો અભિપ્રાય બંધાયો હતો. તે ઘણાજ સભ્ય ને સાદા હતા. એણે દાદર ઉતરતાં કરેલું અનુમાન ખોટું ઠર્યું, કારણ ઘણી જગાએ શેઠના કરતાં તેમના કારકુન વધારે તુમાખીવાળા હોય છે તે અનુભવ ચંદ્રરાવને મળવો હજી બાકી હતો.

"ખરૂં જોતાં, મેં પહેલી તારીખે તમારી બાબત વિચાર કરવાનું રાખ્યું હતું પણ તમે કાલથીજ અહીં આવજો." શેઠ એના નિખાલસ દિલને લીધે ખુશ થઈ ગયા. તેમને પ્રામાણિક માણસનો બહુ ખપ હતો તેથી એને તરતજ રાખી લેવા તેમણે દુરસ્ત ધાર્યું. પગાર રૂપીઆ ચાળીસ હાલ તો નક્કી કર્યો. કામ જોઈ તે વધારવામાં પોતે ઢીલ નહીં કરે, એમ શેઠે એને જણાવી દીધું.

ચંદ્રરાવ હરખાતોહરખાતો ઘેર આવ્યો. વાત નિવેદન કરી શેઠનો આભાર માની તેને રહેવા આપેલી ઓરડીમાં ગયો. વાસણ વગેરે આવી પહોંચે ત્યાં સુધી તે ત્યાંજ રહેવા ધારતો હતો. નોકરી એકદમ મળી ગઈ

તેથી તે નસીબનો પાડ માનવા લાગ્યો. ખુશખબર અનુબાને જણાવવા તેણે કોરો કાગળ લીધો. ઉન્મતિને લખવાથી એક પંથને દો કાજ થશે, એમ ધારી તેનેજ લખવા નક્કી કર્યું. રસિક વાચકોને, રસિકાને લખેલા, ઉન્મતિના પત્રમાં બીડેલા, કાગળમાંજ વિશેષ રસ પડશે. તેના પર આ પ્રથમ પત્ર હતો. તેમાં માત્ર એક કવિતાજ લખી હતી. અંગ્રેજ કવિ શેલીના 'પ્રેમની ફિલસુફી' નામના કાવ્ય પરથી તેણે તે રચી હતી.

નદીઓમાં નાળાં પ્રીતિમય બનીને મળી જતાં,
નદીઓ, જો, પ્રેમે, ઉદધિ ભણી જાતી પ્રણયમાં.
તરંગો વાયુના, પરમ નિયમે દોરઈ જતા.
મિઠી કો ઊર્મિથી ગગનમહિં જાણે ભળી જતા,
બધાં તત્ત્વો વિશ્વે, પ્રભુ નિયમને આધીન દીસે,
નહીં એકે એવું, અવર થકી જોડયું નહીં દીસે;
પદાર્થો ભેળાયા અણુઅણુથી જ્યારે પ્રણયથી–
કહે, ત્યારે વ્હાલી ! કયમ હું રહું છુટો તુજથકી.
રસીલી ! જો, પેલા ભૂધર નભને ચુંબન કરે,
સમુદ્રે જો, મોજાં, જળમહિંજ આલિંગન કરે.
અરણ્યોનાં પુષ્પો, ઉપવનબકુલો પ્રતિ જરા,
તિરસ્કારે જોતાં, નહીં કદી સુણ્યાં આ જગતમાં.
દૃઢાલિંગે પ્રેમે સૂરજકિરણો, જો, અવનિને,
હિમાંશુનાં રશ્મિ ઉદધિતલને ચુંબન કરે–
પરંતુ સર્વે આ, ચુમી તૃણ સમી હા ! નકી થશે,
કૃશાંગી પ્રિયા જો, ચુમી નહીં મને લે પ્રીતિ રસે.*

ઉન્મતિ બન્ને પત્રો વાંચી, ખુશખબર પહેલી કોને કહેવી તેની ગુંચવણમાં પડી. કાકી સમાચાર જાણવાને અધીરાં હતાં. રસિકા કાગળ વાસ્તે આગલે દિવસે આવી ગઈ હતી. એટલામાં રસિકા આવી.

" અલી ! આટલીઆટલી અધીરાઈ શી ? નોકરી વાસ્તે મુંબાઈ ગયા છે તે શું તને તરત પત્ર લખવાના હતા? તે બિચારાને ઘડીની પણ ફુરસદ નહીં હોય તેમાં તને પત્ર લખે ? "

"શું ત્યારે આજે પણ પત્ર નથી ?" ગળગળી થઈને રસિકા બોલી:

"પત્ર છે તો ખરો, પણ તને બતાવવાનો નથી, કેમકે વાંચીને તું જરૂર ગાંડીજ થઈ જશે."

"ઉન્મતિ, આમ ટવળાવ્યાં શું કરે છે? મને ઝટ પત્ર આપ. નહિ તો કહે તો ખરી: એ સુખરૂપ પહોંચ્યા છે? ઉતર્યા છે કયાં? રહેવાની જગા મળી કે નહીં? એમની તબીઅત કેમ છે? નોકરી કંઈ મળી? મને સંભારે છે કે નહીં? મારી બાબત કંઈ લખ્યું છે? મને બોલાવવા બાબત કંઈ જણાવ્યું છે?"

ઉન્મતિ તો ઠંડીજ થઈ ગઈ. "આ તો જાણે મેલટ્રેન ચાલી! તેં સવાલો પૂછ્યા તે તને યાદ હોય તો ભલે, બાકી હું તો એક યાદ રાખતાં બીજો ભૂલી જાઉં છું, તો જવાબ શી રીતે આપું? લે, તારો ચંદ્રજ જવાબ આપે તે વધારે સારૂં." આમ કહી પોતાના પરનો લખેલો પત્ર તેને આપ્યો. તે વાંચી તેમાં લખ્યા મુજબ તેણે પોતાનો પત્ર માગ્યો, તે ઉન્મતિએ જરાક તેને ખીજાવ્યા પછી આપ્યો. કવિતા વંચાઈ, આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. લેખક હાજર ન હોવાથી તેનો લેખ હૃદય સાથે ચંપાયો, ફરીફરી વંચાયો, થોડો ઘણો ભોંજાયો, અને બોલાઈ જવાયું કે;

આ તન કુંડ રચી મહીં ઇન્ધન
 અસ્થિતણાં ધરી ધ્યાન ધરૂં છું,
મધ્ય ધરી વિરહાનળ આ પળ,
 અશ્રુતણી ધૃતધાર કરૂં છું,
હું સુખઆહૂતિ આપી હુતાશન,
 ધીરજશ્રીફળ ધારી રહી છું,
'રે પ્રિય! રે પ્રિય! રે પ્રિય! રે પ્રિય!'
 મંત્ર નિરંતર પાઠ કરૂં છું.

ઉન્મતિ તો આ ખેલ જોયાંજ કરતી હતી. "બહેન, કોઈ આવી પહોંચશે એમ પણ તને વિચાર છે કે નહીં? હજી, કાકીને સમાચાર કહેવાના છે. ચાલ." આમ કરી તેને સાથે લઈ ગઈ. ઉન્મતિએ કાકીને સમાચાર કહ્યા તથા વધાઈ વાસ્તે પેંડા માગ્યા.

---

# પ્રકરણ ૮

## રસિકાનો ઘરસંસાર

**उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता।**
**सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यते ॥* मनु**

"સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબ-બંધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુંબના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે. સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી......સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

ગોવર્ધનરામ

થોડા વખતમાં ચંદ્રરાવ પોતે ભાડે રાખેલી નવી જગામાં રહેવા ગયો. શેઠને ત્યાં નોકરી હોવાથી તેને રસોઇકામ તથા નોકરી બે વાનાં કરવાં ફાવતાં નહોતાં. સવારે જવું પડે, આવીને ચુલા સાથે માથાકુટ, અને પાછા નોકરીએ જવું. રાત્રે પાછા આવીને પકાવવું. સૌથી અઘરૂં કામ તેમાં તેને ઘાટીની અનુકૂળતા સાચવવાનું લાગતું. જરા ચંદ્રરાવને મોડું વહેલું થયું કે તેનાં દર્શન દુર્લભ થઇ પડે. તેનામાં દાઝનું તો નામજ નહીં. આથી તેણે અનુબાને મુંબાઇ આવવા વાસ્તે લખ્યું. વળી વસતીવાળુ મુંબાઇ તેને રસિકા વગર રસ વગરનું લાગ્યું. આખો દિવસ કોલાહલ હોય છતાં જાણે એક અરણ્યમાં પડયો હોય એમ તેને થતું. કદાચ અનુબા નહીં આવે તે રસિકાને મોકલશે એવી તેને આશા હતી. વૃદ્ધને વતન છોડવું ગમે નહીં. અનુબાને પણ તેમજ થયું, અને તેથી તેણે રસિકાને મોકલવા વિચાર કર્યો.

---

*એક આચાર્ય દશ ઉપાધ્યાય કરતાં, એક પિતા સો આચાર્ય કરતાં અને એક માતા હજાર પિતા કરતાં, ગૌરવમાં ટપી જાય છે.

રસિકા તો એકે પગે ત્યાં જવા કુદી રહી હતી પણ આમાં તેના માબાપનું અનુમોદન લેવાનું હતું. અનુબાએ પહેલાં ઉન્મતિ દ્વારા રસિકા જવા રાજી છે કે કેમ તે જાણી લઈ, પછી ઉન્મતિ મારફત તેની માને કહેવડાવ્યું. અનુબાના સ્વભાવથી તેની વહેવાણ પૂરેપૂરી વાકેફ નહોતી. ગામમાં ને ગામમાં રહ્યાં એટલે હજાર જાતની વાતો લોકો કરે. જમાઈના ગુણ તે જાણતી નહોતી. વિવાહ વખતે તો બન્ને કુટુંબ વચ્ચે બધે સારો સંબંધ હોય છે, પણ લગ્ન પછી બારમો ચંદ્રમા. જે સંબંધ વધારે ને વધારે ગાઢો થવો જોઈએ, તે વધારે ને વધારે અળગો થાય, તેની વરકન્યાનાં મન પર છાપ પડી ન જાય તો મોટું નસીબ. છોકરીવાળાં ધારે કે રખે જમાઈ તેના માબાપનો થઈ જતો, છોકરાવાળાં ધારે કે રખે તે તેની વહુનો કે સાસરારખુ થઈ જતો. કંઈ નહીં જેવું કારણ તેમાં મળ્યું કે બન્નેનાં મન ઉંચાં થવાનાં. છોકરી એકની એક અને લાડકી હોવાથી તેને મુંબાઈ મોકલવા તેની માનો વિચાર નહોતો. પહેલાં તો તે ઉન્મતિને ના કહેવા જતી હતી, પણ ઉપલો વિચાર આવતાં તેણે રસિકાને મુંબાઈ મોકલવા હા કહી. અનુબાના મનમાં આવા વિચાર આવતા નહોતા. ન્યાતીલાની કુથલીમાં તેનું ધ્યાન ઝાઝું હતું નહીં.

ન્યાતીલાઓએ આ વાત ઉપાડી લીધી. તેમને તો કંઈ વાત કરવાનો વિષય જોઈતો હતો. રસિકાની માએ મોકલવા ના કહી હોત, તો તેઓ અનુબાની તરફેણ વગર ફીએ લઈ લેતે. "આ બિચારીને હજી પણ જંપ નહીં. વહુ આવી તોપણ એનું એજ. શું છે? તે કંઈ હવે બાળક નથી. મુંબાઈ જાયજ તો. ચંદ્રરાવ રળીને લાવશે તે વહુના હાથમાં મૂકશે, કંઈ અનુબાને આપવાનો છે?" તેની તરફની હા આવી, એટલે તેમણે આ તરફનું બોલવા માંડ્યું. "આ આજકાલના જુવાનીઆઓને વહુ વગર ચાલે નહીં. બે દિવસ ત્યાં રહ્યા એટલામાં તો એને તેડાવવાનો હુકમ નીકળ્યો. શું છે કે અનુબા નથી જતી? હજી છોકરી બિચારી કુમળી કેળ જેવી છે. તેને તે કેમ મુંબાઈમાં ફાવશે? એનો વર નોકરીએ જશે ત્યારે એને બિચારીને કેમ ગમશે?" આહા! શી ન્યાતીલાઓની ફિકરચિંતા. આખો દહાડો ને રાત પરમાર્થ સિવાય વિચારજ નહીં. ખાય છે, પીએ છે, હરેફરે છે, એ મોટું નસીબ. એમને કોઈ ઝાલી રાખનાર હશે, બાકી જરૂર મહાત્મા ગૌતમબુદ્ધની માફક ચાલ્યાજ જાય!

રસિકાની માને મોંએ વાત આવતી ત્યારે તે કહેતી, "શું કરીએ? બધું ના કહીએ તો એમને ખોટું લાગે. એમણે કહેતાંજ વિચાર કરવો હતો." છોકરી જવા રાજી છે, એમ કોઈ પૂછતું તો જવાબ વાળતી, "બા, 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય'. એ બિચારી શું કહે?" ઉન્મતિને કાને આ બધી વાતો આવી તે તેણે રસિકાને કહી. એની માએ તું મુંબાઈ જવા રાજી છે કે નહીં એમ પૂછયું, ત્યારે એણે કહ્યું, "તમે જેમ કહેશો તેમ કરીશ."

"હા બહેન, ત્યારે જજે. કંઈ આપણાથી ના કહેવાય?"

"કેમ ના ન કહેવાય? કંઈ કારણ હોય તો તેમ પણ થાય."

"કારણ તો શું, પણ તને ત્યાં કેમ ફાવશે, કેમ ગમશે, એવાએવા વિચાર મને આવે છે. ના કહીએ તો એમને ખોટું લાગે."

"બા, ખોટું લાગવાનું હશે તે તો લાગીજ ચૂક્યું છે. તેમને વાસ્તે ખોટીખોટી વાતો ચાલે છે, તું તેને ટેકો આપે છે, તે તેમને કાને નહીં જતું હોય? તેં ઉન્મતિને હા કહી છે, છતાં બધા તને ચડાવવા માગે છે તેમ તું ચડે છે. રજનું ગજ કરતાં લોકોને બહુ સારી રીતે આવડે છે. મારાં સાસુજી તો સારાં છે, બાકી તારી આવી ઢબને લીધે મને સો વાનાં સંભળાવે અને જંપીને બેસવા ન દે. લોકોને, 'તો લડાઈ લગે તો પૈસા દઉં'. ઉંદરનો જીવ જાય અને બિલાડીને હસવું આવે. ખમવાનું મારે. બાકી એ બધાંને મારી કેટલી દાઝ છે તે તો હું સારી રીતે જાણું છું. સાસુજીનું મારે છત્ર છે એટલે જરૂર પડે તેમને બોલાવીશ. કમભાગ્યે જેને એવાં છત્ર નથી હોતાં તે પણ મુંબાઈમાં નિભાવતાંજ હશે કેની?" છોકરીના આવા વિચારથી એની મા મૂગી રહી.

શુભ દિવસ જોઈ રસિકા મુંબાઈ આવી. પ્રથમ તો તેને બહુ ગભરામણ થઈ. નાની સરખી બે ઓરડીઓ, તેમાં રાંધવું, ખાવું, બેસવું, સુવું, સામાન મૂકવો. પોતાના વતનમાં મોટી જગામાં રહેનારને મુંબાઈની કોટડી કેદખાના જેવીજ લાગે. ચંદ્રરાવ તેની ગભરામણ સમજી ગયો અને બોલ્યો,

"મુંબાઈની કોટડી સ્ત્રીના ઘરસંસારની પરીક્ષા કરવાનું સાધન છે. મોટી જગામાં તો સમાવેશ કરતાં બધાને આવડે, પણ નાની જગામાં

સ્વચ્છતાથી કેમ રહેવું તે જાણવું સહેલ નથી. સ્ત્રીની ચતુરાઈ અને હોશયારીની આ એક શાળા છે, તેમાં કોઈ પહેલે નંબરે આવે છે તો કોઈ છેલ્લે. તને મુંઝવણ થાય એમાં નવાઈ નથી. ધીરેધીરે બધું ઠીકઠાક ગોઠવશે, તો સાદાઈથી પણ સારી રીતે આપણે રહી શકીશું."

રસિકા બેત્રણ દિવસ તો બહુ ગુંચવાઈ, પણ પછી દરેક વસ્તુની તેણે એવી ગોઠવણ કરી દીધી કે તેની ઓરડી જોઈ તેના પાડોશીઓએ પણ તેનું અનુકરણ કર્યું. ચંદ્રરાવને પણ સંતોષ થયો અને રસિકા પ્રતિ બોલ્યો, "માણસને સુખ મેળવવું હોય તો સંતોષની જરૂર છે. મહેલમાં રહેનારો યા બંગલામાં વસનારો સુખી હોય છે, તેના કરતાં ઝુંપડીમાં રહેનારો યા નાની જગામાં વસનારો ઘણી વાર વધારે સુખી હોય છે. પારકાનું જોઈ વિશેષનું જેને મન થાય છે તે કદી ધરાતો નથી. જેટલું મળ્યું તેટલું તેને ઓછુંજ લાગે છે. સંતોષ નથી તેને સુખ પણ નથી. તેનું મન આખો દિવસ ભમ્યાં કરે છે. આ લઉં, આ ખાઉં, એમ તેને થયાં કરે છે. મળેથી પણ જંપતો નથી. વધારે મેળવવા પ્રયાસ કરે છે. એ જાત્રાનો છેડોજ નથી, માટે દરેક બાબતમાં સંતોષ રાખવો. કાંઈ પણ કારણે અકળાવું નહીં, તથા પ્રભુ પર ભરોસો રાખવો."

આવા કંઈક પ્રસંગો આવતા, ત્યારે ચંદ્રરાવનું રસિકા તરફનું વર્તન આવી રીતનુંજ થતું. તેનો સ્વભાવ બહુ સુસીલ હતો. દરેક કામમાં તે બહુ શાંતપણે કામ લેતો. બોલવેચાલવે બધી બાબતમાં તે બહુ નરમાશથી વર્તતો, સાદાઈ પણ તેટલીજ રાખતો, જશ મળે ફુલાતો નહીં. જેની જોડે તેને પ્રસંગ પડતો, તે એની પાછળ એનાં વખાણ કરતા. તે બહુ દયાળુ હતો, પારકાંની દાઝ જાણતો. કોઈ કદાચ તેનું બગાડે તો તે તરફ બહુ ધ્યાન નહીં આપતો. તેને હેરાન કરવાનું સાધન પોતાના હાથમાં હોય તોપણ તેને જવા દેતો. એવા જોડે ફરીથી કામ પાડતાં સમાલતો. સામો માણસ પોતાની ભૂલ કબૂલ કરે તો ગઈ ગુજરી કરી વીસરી જતો. ઘરમાં પણ ચીઢાચીઢ કરવા કરતાં ધીરેથી ને સમજણ પાડી કહેવાથી કાર્ય વધારે સારૂં સધાય છે એમ તે સમજતો. ગોળે મરતો હોય તેને વિષે શા વાસ્તે મારવો, એમ તે કહેતો. તેની બોલવાની ઢબ એવી હતી કે સામો માણસ સારો હોય તો

જીવતા સુધી પોતાની ભૂલ માટે પસ્તાવો કરે અને ફરીથી એવું કામ કરે નહીં. દરેક કામમાં તે પ્રામાણિકપણે ચાલતો. કામમાં અડચણ આવતે ગંભીરપણે વિચાર કરતો, તથા અડચણ ખસેડી નાંખતો. લાભ ને ખોટમાં તેવો ને તેવોજ રહેતો. ઘેર કોઈ આવતું જતું તો તેની જોડે વિનયપૂર્વક વાત કરતો. કોઈ રીતે ઓછું ન આવે એમ જોતો. મહેમાનનો યોગ્ય સત્કાર કરતો, પોતાની અડચણની દરકાર કરતો નહીં. રસિકાને પણ આ બાબત તેણે સૂચના આપી દીધી હતી. અક્ષરે અક્ષર તેની સૂચનાઓ ને શિખામણો એ માન્ય રાખતી. આવું જોડું કેવું સુખી હોય તેની કલ્પના કરવી અશક્ય છે. સ્વર્ગનું સુખ પણ આની આગળ તુચ્છ ગણીએ તો તે અતિશયોક્તિ ન કહેવાય. એ એની ફરજ પૂરેપૂરી સમજતી. એને મુંબાઈ આવ્યાને થોડાક માસ વીત્યા બાદ ચંદ્રાવે, સ્ત્રીઓને ઘરમાં આખો દિવસ એકલાં ન ગમે માટે એક સ્ત્રીમંડળ સ્થપાયું હતું તેમાં, સભાસદ તરીકે એનું નામ દાખલ કરાવ્યું. બેત્રણ વાર જઈ આવ્યા પછી તેણે ત્યાં ન જવાની ઇચ્છા દર્શાવી. ચંદ્રાવે તેમ કરવાનું એને કારણ પૂછ્યું.

"હું ધારતી હતી કે ત્યાં મને સારૂં શિખવાનું મળશે, પણ ત્યાં તો બધા ગામગપાટા કરે છે. મોટો ભાગ પોતાનો પહેરવેશ બતાવવા આવે છે. ઘણાંકનો વખત કપડાંલત્તાંની વાત કરવામાં પસાર થાય છે. એક બીજાની તેમાં સરસાઈ ચાલે છે. વરણાગી વધે છે, ખર્ચનું તો પૂછવુંજ નહીં. મોટાંની કુથલી મોટી એટલોજ ફેર. ફલાણીએ આમ પહેર્યું, ઢીકણીએ આમ ઓઢયું. કોઈ ચાલે તેની મશ્કરી, કોઈ બોલે તેની મશ્કરી. કોઈ બિચારૂં સત્યવાદી નકામો વખત ન ગુમાવવા સૂચના આપે તો તેને સૌ તોડી પાડે. સારૂં બોલતું હોય તેને કોઈ સાંભળે નહીં. મંડળો સ્થપાય તે તો સારૂં, પણ તેના નિયમો પળાતા હોય તો વધારે સારૂં. આ તો, કહેવાનું કંઈ અને કરવાનું કંઈ. પારકાની નિંદા સિવાય ત્યાં કંઈ શિખવાનું નથી, કોઈનું સારૂં કોઈથી ખમાતું નથી."

ચંદ્રાવે કહ્યું: "એમજ હોય તો તારે ત્યાં જવા જરૂર નથી. ઘેર બેઠાં સારાં પુસ્તકો વાંચી તેમાંથી સાર ગ્રહણ કરશે તો વધારે સારૂં. મારા મનને કે તારો વખત નીકળે. વખત પસાર કરવાનાં સાધનો ઘણાં છે અને

તે શક્તિ પ્રમાણે તને મેળવી આપીશ. અમારા પુરુષમંડળોમાં તો નામ મોટાં અને દર્શન ખોટાં એમ ચાલે છે, પરંતુ તમારે ત્યાં પણ એવુંજ હશે એમ હું ધારતો નહોતો. નાણાંની વ્યવસ્થાની તકરાર, પોતાનું મહત્ત્વ વધારવાની લાલસા, બીજાનું સારૂં તો ખમાયજ નહીં. કોઈએ કંઈ સારો પ્રયાસ કીધો કે તેને હલકો હરેક રીતે પાડવાના. મોટાને તો વળી સત્તરસો પ્રતિસ્પર્ધી. હિંદુસ્થાન એમ ને એમ ગયું. પૃથુરાજને એક જયચંદ્ર મળ્યો, પ્રતાપને માનસિંહ, શિખ લોકોને લાલસિંહ, પણ હાલ તો ઘેરેઘેર જયચંદ્ર, માનસિંહ અને લાલસિંહ પાક્યા છે. જ્યાં જોઈએ ત્યાં કલહ ક્લેશ ને કંકાસ. સ્ત્રીને ઈર્ષ્યાની ભરેલી કહી અમથા વગોવે છે, પુરૂષો પણ ઈર્ષ્યા દેવીના થોડા ઉપાસક નથી. જ્યાંત્યાં તેની આરાધના કરનારા છે. ધન્ય છે અંગ્રેજોને, કે ધર્મની ઝનુનને પણ ભારી દુશ્મન સામે આવતાં કોરે મૂકી, સ્પેનિયર્ડોને હંકાવી કાઢી મુક્યા. વિચારમાં જુદા હતા, માંહોમાંહે લડતા હતા, પણ શત્રુ સામે આવવાથી એક થઈ ગયા. નેપોલિયન દુનિયાને ધ્રુજાવતો હતો તે વખતે પણ ઈંગ્લાંડમાં પક્ષો હતા, પરંતુ તેમાંનો કોઈ નેપોલિયનને મળી જઈ ઈંગ્લાંડ સામો થયો નહીં, દેશદ્રોહી બન્યો નહીં. આપણે તેમનાં બીજાંબીજાં અનુકરણો કરવામાં શૂરા છીએ અને તેને સુધારાનું નામ આપીએ છીએ, પછી તે સારો હોય કે નરસો. જ્યાં અનુકરણ ખરૂં કરવાનું છે ત્યાં કોઠીમાં મોં ઘાલીએ છીએ, આંખ આડા કાન કરીએ છીએ. ડોળ અને દંભ વધતા જાય છે, કુસંપે ઘર ઘાલ્યું છે. આપણું નાનામાં નાનું મંડળ તે કુટુંબ. તેમાં પણ કજીઆ દેવીનો વાસ. આપણે સારૂં કરીએ યા આપણી આબરૂ વધે તેની પ્રથમ ઈર્ષ્યા કરનાર આપણાંજ સગાંઓ. ત્યાંથી આગળ ચાલ્યા તો ન્યાત. તેમાં પણ સત્તરસો ફાંટા ને માથેમાથે જુદા વિચારો. એક જરા મોટો કહેવાતો હોય તો તેને હરેક બહાને લોક હલકો પાડે. ત્યાર પછી આપણું વતન. તો તેમાં ન્યાતે ન્યાત લડે. એથી આગળ ચાલ્યા તો આપણું હિંદ. તેમાં એક કહેશે લાહોર ત્યારે બીજો કહેશે લંકા. શુદ્ધ અંતઃકરણ, પવિત્ર ભાવના અને નિઃસ્વાર્થ વૃત્તિથી કામ કરીશું નહીં ત્યાં લગણ આપણી ન્યાતો, મંડળો, કે સભાઓ કોઈ શુકરવાર ઉઘાડવાનાં નથી. મનનું મોટાપણું તો

છેજ નહીં. એક તેની હઠ ન મૂકે તો બીજાએ વળી જવું એ તો આવડતુંજ નથી, આપણું કર્તવ્ય શું છે તે આપણે સમજતા નથી, ખરા-ખોટાની પારખ નથી. પરિણામે આપણું શ્રેય નથી. તારે હવે ત્યાં જવાની જરૂર નથી. ઘેર બને એટલું કરજે તથા ઘરમાં રહીને પણ સ્ત્રી સારૂં શિક્ષણ મેળવી શકે છે, એમ દુનિયાને બતાવજે. કાલે તું લલિતનું કાવ્ય વાંચતી હતી તે જરા ગા." શરમાતાંશરમાતાં રસિકાએ ગાવું શરૂ કર્યું.

"સ્મિતભરી સહચરી નિરંતર કાર્યધુરંધર બનશે,
અંતરનાં કૈં હેત અનેરાં ઊર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝરશે; શાંતિમાં દુઃખડાં શમશે.
સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સંતાન હિંદમાં સરશે,
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે.
પોતાનાં પ્રિય દેશી જનનાં, દુઃખ પરસ્પર ધરશે,
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે,
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગ સમ સુન્દર હિંદ થશે.
હિન્દજનો અર્ણવ ધુધવશે ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે, એવી લલિત લીલા ખીલશે."

ચંદ્રરાવ પણ તાનમાં આવી ગાવા લાગતો હતો, તાન મારતો હતો, આગળ બોલવાની લીટી સંભારી આપતો હતો. ગાયન પૂરૂં થયું અને બેઉ પોતપોતાનાં કામમાં પડ્યાં.

રસિકાએ આ વાત મન પર લીધી અને ધીરેધીરે તેનો અભ્યાસ વધી ગયો. સારાં ગુજરાતી પુસ્તકો તેણે ઘણાં વાંચ્યાં. ચંદ્રરાવની મદદથી સંસ્કૃત પણ થોડું ઘણું શીખી. ફુરસદને વખતે પોતાના પાડોશી જોડે ગપ્પાં મારતી તેમાં વિદ્યાનું લેશ પણ અભિમાન છે એમ જણાવા દેતી નહીં. ધીરેધીરે માળાની સ્ત્રીઓ રસિકામય થઈ ગઈ. દરેક મહત્ત્વની બાબતમાં સૌ રસિકાને પૂછતું. કોઈને કંઈ માળામાં સહેજ બોલાબોલી થાય તો તેનો ન્યાય રસિકાની પાસે થતો. રસિકા બન્ને પક્ષને અનુકૂળ

પડે એવો તોડ કાઢતી તથા સંપીને રહેશો તો સુખી થશો એમ કહેતી. ધીરેધીરે ઇનસાફ આપવાનું કામ ઓછું થતું ગયું. સાંજે બધાં એકઠાં થતાં ને સારી વિનોદની વાતો કરતાં. મંડળનું નામ અપાયા વગર આમ મંડળ સ્થપાયું અને તેમાં વૃદ્ધ, વચલી ઉમ્મરનાં અને જુવાન સઘળાં ભાગ લેતાં. એક જરા અંગ્રેજી જાણનાર સ્ત્રીએ તે મંડળનું નામ આપવા રસિકાને સૂચવ્યું. તેણે તેમાંથી થતાં નુકસાનો દેખાડ્યાં.

"મંડળ સ્થાપશો તો કોણ મોટું એ સવાલ પહેલો નીકળશે. આગળ પડી બોલનાર તથા કામ કરનાર પર ઇર્ષ્યા થવાનું કારણ મળશે. આપણે કંઈ લોકોને બતાવવા કરવું નથી, ખરાખોટા રિપોર્ટ વાંચવા નથી. આપણને બધાંને ખરો લાભ થાય એટલે બસ. કંઈકંઈ મંડળો સ્થપાય છે, ને તેનાં ફંડ એકઠાં થાય છે. કેટલીક વાર તેનો દુરુપયોગ થાય છે, મૂળ હેતુ મરી જાય છે, માત્ર ઇર્ષા ને દ્વેષ ચિરંજીવી રહે છે. માટે આપણે જેમ છીએ તેમજ રહેવામાં સંતોષ માની લેવો."

તે સ્ત્રીના મનમાં આ વાત ઉતરી. તેણે કહ્યું, "આજેજ કંઈ વાત નીકળતાં મારા સ્વામી પણ શેકસપિયરનું વચન કહેતા હતા કે ગુલાબના ફૂલને બીજું નામ આપીએ તોપણ તેની સુગંધ તો તેની તેજ રહે છે. સંસારીઓ નામમાંજ મોહી જાય છે."

બધી સ્ત્રીઓ કરતાં આ સ્ત્રીનું મન હરી લેતાં રસિકાને વધારે મહેનત પડી. તેને અંગ્રેજી આવડતું હતું. ગુજરાતીનો પણ સારો અભ્યાસ તેણે કર્યો હતો. પરંતુ માળામાં કોઈ ભણેલું ન હોવાથી તેનામાં જરા પ્રમાદ હતો. પાછળ બધાં તેની મશ્કરી કરતાં. ઘણાં જોડે તો તેણે બોલવાનુંજ બંધ કર્યું હતું. રસિકાનો પહેલો પરિચય તેને સ્ત્રીમંડળમાં થયો હતો. બન્ને જણાં એકજ માળામાં રહેતાં હતાં એટલે તેમનો સંબંધ વધ્યો. ધીરેધીરે તેનો પ્રમાદ ઉતરી ગયો. તેણે પણ સ્ત્રીમંડળમાંથી રાજીનામું આપ્યું. રસિકાને તે પોતાના કરતાં ચઢીઆતી ગણવા લાગી અને છેવટે વિચારમાં તે રસિકાની સખી, ને વર્તનમાં, આચારમાં, તેની ચેલી બની. માળામાં પણ બધા સાથે તેને બનવા માંડયું. ધીરેધીરે વિનોદને સ્થાને માળામાં રામાયણ, મહાભારત, શિવપુરાણ વગેરે ગ્રંથો સાંજના વંચાવા માંડ્યા.

વાંચવાનું કામ ઘણુંખરૂં રસિકાને માથેજ આવતું, કેમકે તેના ઉચ્ચાર નાગરિક હતા ને કંઠ અતિકોમળ તથા મધુર હતો. વળી તેની વાંચવાની ઢબ એવી હતી કે હરકોઇને સમજ પડતી. કદાચ કંઈ ન સમજાય એવું આવતું તો તે ફરીફરી વાંચતી, અને બરાબર ધ્યાનમાં ઉતર્યું એમ જાણતી ત્યારેજ આગળ ચલાવતી. વૃદ્ધ સ્ત્રીઓને આ બહુજ પસંદ પડતું, કેમકે તેમને અથડામણ નહીં, તેમ કથાભટ્ટને કંઈ વારેવારે પૂછાય નહીં. વળી અહીં તેમને એક પણ પૈસો મુકવો પડતો નહીં. ઘણાંખરાં પુસ્તકો રસિકાએ પોતાને ખર્ચેજ વસાવ્યાં હતાં. પોતાની સ્થિતિને અનુકૂળ એક કબાટ આણ્યું હતું તેમાં એ પુસ્તકો મૂકતી. કદાચ કોઈને ઘેર વાંચવું હોય તો પુસ્તકની કીંમત અનામત મૂકયે તેને તે મળતું. આથી કરીને પુસ્તકોની બાબતમાં ઘણુંખરૂં થાય છે તેમ, એકને આપીએ એટલે તે બીજાને, તે વળી ત્રીજાને આપે અને અંતે મૂળ ધણીને તે પાછું મળેજ નહીં, એમ થતું નહીં. તેનું ચાલતે તો ખાસું એક પુસ્તકાલય બનાવતે પણ તેમ કરવા હજી વાર હતી.

આ પ્રમાણે જ્યાં કલહ ને કંકાસનો વાસ હતો ત્યાં શાંતિ દેવી તથા સરસ્વતીનો વાસ થયો. પહેલાં તો મુંબઇની પ્રવૃત્તિથી થાકેલા પુરુષો જ્યારે ઘેર આવતા ત્યારે તેમને કંઈ ને કંઈ સાંભળવાનું તો હોયજ. પરસેવાના રેલા છુટતા હોય, થાકી ગયા હોય. ઘેર જઈ જરા જંપીને બેસીશું કે આરામ લઈશું એવી આશા રાખતા હોય, ત્યાં ઘરના આંગણામાં પેસો, કે ફરિયાદ સાંભળવાની. માળાનું વાતાવરણ બદલાયું, એટલે તેજ ઘર તેમને સ્વર્ગ સમાન હવે લાગતું હતું. એ સુખનું કારણ રસિકા હતી. તેના પગલાંએજ જાણે માળાનાં રૂપ અને દેદાર ફેરવી નાંખ્યા હતા. પુરુષો પોતે અવકાશને અભાવે જે ન કરી શકયા તે એક સ્ત્રી કરી શકી, તેને માટે તેઓ તેને મનથી ધન્યવાદ આપતા હતા.

---

# પ્રકરણ ૯

---

## ચંદ્રરાવની ચઢતી

મનુષ્ય ધારે છે કંઈ અને થાય છે કંઈ. મૂળથી નિવૃત્તિમાર્ગને પસંદ કરનાર ચંદ્રરાવ મુંબાઈની પ્રવૃત્તિથી અજાણ્યો હતો. તે જાણતો નહોતો, કે રજોગુણ તથા તમોગુણનું પ્રાધાન્ય, મુંબઈમાં રજવાડા કરતાં કોઈ રીતે ઓછું નહોતું. સવારનું પહોર પડયું કે પ્રવૃત્તિનું યંત્ર ચાલવા માંડતું તે રાત સુધી અટકતુંજ નહીં. કેટલીક જગાએ તો રાતના અગિયારબાર વાગતા સુધી નિવૃત્તિ નહોતી થતી. રાતના બેત્રણ વાગ્યા સુધી ગાડીઓની દોડાદોડ રસ્તાઓ પર ચાલુજ રહેતી. સવારમાં પાંચ વાગ્યામાં તે પાછી શરૂ થતી. સાતેક વાગ્યા ન વાગ્યા કે દલાલોની સૌ સૌના બજારમાં ઠઠ ભેગી થતી, ટેલિફોનની ઘંટડીઓ ચાલવા માંડતી. અમેરિકા વગેરેના તાર શા આવ્યા તેની પૂછપરછ ચાલતી. મુસલમાનો, તથા દક્ષિણી વર્ગ સિવાયના હિન્દુઓનો ઘણોખરો ભાગ, આ સમાચાર જાણવા થોડેઘણે અંશે ઉત્સુક રહેતો. કોઈ ચાંદીનો તો કોઈ અફીણનો, કોઈ રૂનો તો કોઈ કાગળીઆનો, કોઈ અળસીનો તો કોઈ વરસાદનો, એમ અમુક જાતના સટ્ટામાં હરકોઈ ભાગ લેતું. એ ચેપમાંથી એ બજારોમાં બેસતા કારીગરો કે માલ વેચવા માટે ફરતા ફેરીઆઓ પણ મુક્ત નહોતા. તેમના ગજા પ્રમાણે રમત કરવા તે ચૂકતા નહીં. કમાણી કરતાં મુંબાઈની રહેણી ભારે થઈ પડતી તેથી કમાવાનાં આવાં સાધન લોકોને શોધવાં પડતાં. નોકરીઆત પણ પોતાની નોકરી ઉપરાંત હરકોઈ પ્રકારનું બીજું કામ કરતો યા સટ્ટામાં ઝંપલાવતો. બિનનોકરીઆત તો હજાર જાતના વેપારમાં માથું ઘાલતા. શેઠીઆઓનો મોટો ભાગ જમતી વખતે તથા સુતી વખતેજ માત્ર ઘરમાં દેખાતો. કેટલાક તો જમવાને પણ થાળી ઉપર ઉપકાર કરતા હોય, એમ બેસતા. કેટલાક પેટનું ભાડું બજારમાં આવેલાં ઉપાહારગૃહોને ચૂકવી આપતા. આવાં ખાવાનાં તથા પીવાનાં ઠેકાણાંનો મુંબઈમાં ખોટ નહોતી.

રજવાડા કરતાં કાવાદાવામાં પણ અલબેલી નગરી ઉતરે એમ નહોતી. શેઠીઆઓની ખટપટ રાજ્યખટપટને ભૂલાવી દે એવી હતી. બે ઘોડાની ગાડીમાં ફરનારાની ઘરની પુંજી કેટલી હશે, કયાં હશે, તે તે જાતેજ જાણતો. કંઈકંઈ વસ્તુઓ બેંકોમાં તથા આસામીઓને ત્યાં ગીરો રહેતી છતાં તેની કોઈને ખબર પડતી નહીં. તેનો રહેવા કરવાનો ઠાઠ જોઈ હરકોઈ અંજાઈજ જાય. પોતાને વેપારમાં નુકસાન થાય તો તે દહાડે ઉલટા વધારે તાનમાં દેખાય, એવે દિવસે મિજલસો થાય તથા મીજબાનીઓ ઉડે. દંભનું પ્રાધાન્ય પણ રજવાડા કરતાં અહીં ઉતરે એમ નહોતું. ખુશામતીઆઓ શેઠોની આસપાસ વીંટળાઈ વળતા, ને તેમનાં વખાણ કરતા. શેઠો ખુશ થઈ તેમને ન્યાલ કરતા. બુરો વખત આવે તો શેઠને છોડી બીજી જગાએ બણબણતા. તેમનો પોતાનો સ્વાર્થ સધાય, તેમને એક પૈસો મળે અને શેઠને લાખનું નુકસાન થાય, તો તેની દરકાર રાખતા નહીં. પ્રપંચો પણ અનેક જાતના રચાતા અને રમાતા. દરરોજ સાથે ફરનારા, અહોનિશ મળનારા, મિત્રતાનો દાવો કરનારા લોકો, મિત્રદ્રોહી કે કદાચ તેનાજ ઘાતક ના હોય તો મોટું નસીબ. રાજ્યના મોટા હોદ્દેદારોને જેમ દિવાન થવાનો કે રાજાના અંગત મિત્ર થવાની અભિલાષા રહે, તેમ શેઠીઆઓને અહીં તેમના ન્યાતીલાઓના તથા બરોબરીઆના કરતાં વધારે પૈસાદાર ગણાવાની તથા સરકાર તરફથી બે પૂંછડાં વધારે મેળવવાની લાલસા રહેતી. વાતો જ્યાંત્યાં આજે ફલાણો ડુબ્યો, ફલાણો કમાયો, ફલાણો નાઠો, ફલાણાએ આટલા શેરો લીધા, આટલા વેચ્યા, આટલી પાટ, પેટી યા ગાંસડીઓ લેવાઈ કે વેચાઈ, એવીજ થયાં કરતી. આવી જગામાં નિવૃત્તિનું તો નામ નિશાન પણ શેનું હોય?

નિવૃત્તિની ખાતર રજવાડાની નોકરીની અવગણના કરનાર ચંદ્રરાવ, આ પ્રમાણે તદ્દન પ્રવૃત્તિમય થયો હતો. એ જાતે કોઇ પણ જાતનો વેપાર કરતો નહોતો કેમકે એ સંતોષી હતો. એની સાથે કામ કરનાર બીજા કારકુનો પોતાને માથે ધંધો કરવામાંથી મુકત નહોતા. શેઠીઆઓને ત્યાં રહેલા જવલ્લેજ મુકત હોય છે. એના શેઠને ત્યાં હજારો ધંધા થતા. શેઠનો વિશ્વાસ એના પર બહુ હોવાથી આઠ વર્ષ થયાં

એ શેઠનો મુનીમ થયો હતો. શેઠ બહારગામ હોય કે બીજા કામમાં રોકાયા હોય તો બધું એનેજ કરવું પડતું. શેઠના પત્રો આવતા તેને એ અમલમાં મૂકતો. આવાં કારણોને લીધે એને આરામ જરા એ મળતો નહીં. રાતે પણ ઘેર મોડો આવતો, કેટલીક વાર તો વાળુ કરીને એને પાછા જવું પડતું. શેઠને એની ઘણીજ દાઝ હતી, તથા એની નોકરીની કદર હતી. એનો પગાર પણ રૂપીઆ બસોનો કરવામાં આવ્યો હતો. વળી તે ઉપરાંત શેઠ એને દરેક મહિને ઉપલક જાતપગાર આપતા, ને વર્ષની આખરે સારી રકમ વધારામાં આપતા. ચંદ્રરાવ પણ શેઠને વાસ્તે તનથી તેમજ મનથી મરી ફીટતો. શેઠના વિશ્વાસનો બિલકુલ દુરુપયોગ કરતો નહીં. હાથ નીચેના માણસો તરફ તે દયાભાવથી વર્તતો. કસૂર થયે તે બાબત સમજ આપતો તથા ફરીથી એમ ન થાય તે સમાલવા કહેતો. કોઈ અપ્રામાણિક વર્તન ચલાવે તો તેને ઘેર બોલાવી ફરી એમ ન કરવા સૂચવતો. ગરીબને જરૂર પડયે, પોતાનાથી બને તે પ્રમાણે નાણાંની મદદ કરવા ચૂકતો નહીં. આથી બધાં માણસો એને અંતઃકરણપૂર્વક ચહાતાં અને માન આપતાં. માત્ર પેલો પારસી મહેતો એના પર બળ્યાં કરતો. ધારે તો ચંદ્રરાવ તેને ચપટીમાં ચોળી નાંખે એટલી સત્તા ધરાવતો હતો, છતાં એ પ્રમાણે કરવાનો વિચાર પણ એના મનમાં આવતો નહીં. બીજા મહેતાઓ ઘણી વાર તેને દૂર કરવા ચંદ્રરાવને સૂચના આપતા, ત્યારે એ કહેતો કે "કર્યાં કરમ ભોગવશે. મારે શા વાસ્તે તેને બરતરફ કરવામાં કારણભૂત થવું?"

"પણ મુનીમજી, એના હાથમાં કારભાર આવ્યો અને એ ફાવ્યો તો અમારે ધીરેધીરે ખસવાનું થશે અને પોતાની જાતવાળાને એ ઘુસાડશે."

"તો તેમાં શું? તે પણ આપણા ભાઈઓજ છે કેની? આપણે તેમની ઇર્ષ્યા ન કરવી, તેઓમાંના અજ્ઞાન કંઈ બોલે તો તે પર લક્ષ ના આપવું, અને તેમનું સૂત્ર તે આપણું ન કરવું. આપણે એ સૂત્ર લઈ બેસ તો આપણું પ્રમાણ મોટું હોવાથી તેમને બહુ નુકસાન થશે, ઇર્ષ્યા કરે છે તેના કરતાં બમણી કરશે અને પછી નુકસાન આપણે બન્નેને થશે. બિલાડીની લડાઈમાં વાંદરો ફાવી જશે. વળી એ ઇચ્છા સ્વાભાવિક છે. એ પર ઝાઝું લક્ષ આપવું નહીં. તેમનામાં પણ કંઈ બધા એવા હોતા નથી. ઘઉંમાં કાંકરા તો બધે હોયજ."

આવા જવાબ સાંભળી બધા ચંદ્રરાવ આગળ ઝાઝું બોલતા નહીં; જોકે કેટલીક વાર તેમને નુકસાન થતું ત્યારે માંહોમાંહે કકળતા.

આણી તરફ પારસી તેની ગત રમવામાં ચૂકતો નહીં. એક વાર તો શેઠને મોંએ તેણે ચંદ્રરાવનું કંઈ વાંકું બોલવા માંડયું. શેઠે ગંભીરતા મૂકી ક્રોધે ભરાઈને કહ્યું, "આજે તો બોલ્યો તે ઠીક છે, પણ હવે ફરી મારે મોંએ ફરિયાદ કરી અથવા કોઈ આગળ પણ એની વાત કરતાં સાંભળ્યો, તો તરતજ તને રજા આપીશ."

પારસી તે દહાડાનો ગમ ખાઈ ગયો હતો, પરંતુ અંતરમાં ચંદ્રરાવ માટે તેને બહુજ વેર ભરાઈ રહ્યું હતું.

ચંદ્રરાવની રહેણીકરણીમાં ઘણો ફેર પડયો હતો. તેના તે માળામાં મોટા દિવાનખાનાવાળી જગા તેણે ભાડે લીધી હતી. જગાની છુટ થવાથી રસિકાનું પુસ્તકાલય વધારે સારા પાયા પર આવ્યું હતું. રસિકા હવે ઘરમાં છેક એકલી પડતી નહોતી. તારા બે વર્ષની થઈ હતી અને કાલુંકાલું બોલી માતાને રીઝવતી હતી. નાનપણથીજ પુત્રી બાબત રસિકા બહુ ધ્યાન આપતી. છેક બચપણમાં માતાઓ એમ ધારે છે કે છોકરાંને સમજ હોતી નથી. એ ધારણાથી તેને લડાવે છે, ચીડવે છે, ન બોલવાનું બોલતાં શિખવે છે. પરિણામે છોકરાં મનસ્વી થઈ જાય છે. દશ વાર કોઈ કંઈ કહે ત્યારે કહ્યા પ્રમાણે કરે છે અને ધીરેધીરે મનનું ધાર્યું કરતાં શિખે છે. પરિણામે અંકુશ જતો રહે છે. તારા માગે તે વસ્તુ આપવા જેવી હોય તો તરતજ ચીડવ્યા કે રડાવ્યા વગર રસિકા આપતી. નાનપણથીજ આથી કરીને તારા પર માનો ધાક હતો.

અનુબા પણ વખતોવખત મુંબાઈ આવતી. એ સિવાય સગાંવહાલાં પણ કંઈકંઈ કારણસર ત્યાં આવતાં તો ચંદ્રરાવને ઘેર રહેતાં. ચંદ્રરાવનો મિત્ર તો એના ઘરને ધર્મ રાજાનો ગોળ કહેતો. અનુબા સ્વભાવે ઉદાર હતી પરંતુ તે નૂતનપુર જતી આવતી અને ત્યાં તેના ઘર પર ટીકા થતી તેથી તેનાથી આ ખમાતું નહીં. ચંદ્રરાવ આગળ એક વખત આ વાત તેણે છેડી અને ચંદ્રરાવે કહ્યું,

"આ કોઠીમાં ભરીએ તેટલું આપણેજ ખાઈએ એ સૂત્ર ખોટું છે. ખરૂં જોતાં તેમ થઈ શકતું પણ નથી. કંઈક કિલ્લાં ખાય છે, થોડુંક ઉંદર લઈ

જાય છે, કંઇક કીડીના દરમાં જાય છે. આપણે ખાઈએ છીએ તે પણ બધું આપણું થતું નથી. આપણે ત્યાં સૌ કોઈ આવે એ દહાડો ક્યાંથી? સંસ્કૃતમાં કહ્યું છે:

**भवनेऽतिथयो यस्य समागच्छन्ति नित्यशः।**
**यत्सौख्यं तस्य चित्ते स्यान्न तत्स्वर्गेऽपि जायते॥***

"આપણું ઘર મોટું ન હોત તો તેમને પણ આવવાનો વિચાર પડતે. આપણું ભાગ્ય ખુલ્યું તેમાં તેમનો પણ કંઈ ભાગ હશે. માણસ માત્ર મુઠ્ઠી વાળતું આવે છે, જાય છે ત્યારે તેનો હાથ ખુલ્લો રહે છે. હું મુંબાઇ આવ્યો ત્યારે મારી મુઠ્ઠી પણ બંધજ હતી. પાસે ભાડાના રૂપીઆ પણ નહોતા. તે વખતે હું કોઈને કંઈ પણ લાભ કરવા શક્તિમાન્ નહોતો. હું જ–" બોલતાં બોલતાં **ચંદ્રરાવ** અટકી ગયો. તેને પોતાની આગલી સ્થિતિ સાંભરી આવી. પોતે બોલવા ધારેલું બાને ગમશે નહીં, એમ ધારી તે અધવચ અટક્યો.

**અનુબાએ** પણ વાત ફેરવી કહ્યું, "ભાઈ, પણ આ તો કરતેકારવતે આપણું લોકો ભુંડું બોલે છે, તે કેમ ખમાય?"

"ભુંડું બોલીને પણ પાછા આપણે ત્યાંજ આવે છે, તે બતાવી આપે છે કે તેમને ફાવતું હશે તોજ આવતા હશે. નિંદા કરવાનો તેમનો સ્વભાવ પડયો તે નહીં જાય. ડાહ્યા માણસો તો જોતા હશે અને બધું સમજતા હશે. અરે! નિંદાખોરો પણ સમજતા તો હશે, પણ ઈર્ષ્યાને લીધે આવું બોલતા હશે. નહીં સમજતા હોય તો તેમનું અજ્ઞાન જણાઈ આવે છે. વળી, આપણે કંઈ કોઈને દેખાડવા કરતા નથી. કરવું, તે કોઈને કહી બતાવવું નહીં. અહીં નહીં મળે, પણ પ્રભુને ત્યાં તો મળશેજ. સોમાં એક તો સારો નીવડશેજ. અને એક એવો નીવડયો તોપણ સંસારની દૃષ્ટિએ આપણું કર્યું સાર્થકજ છે."

**અનુબા** આ જવાબથી શાંત થઈ. ગાડી આવી પહોંચી છે એવી માણસે વરદી આપી અને લુગડાં પહેરી **ચંદ્રરાવ** તૈયાર થયો. કામનો

---

***જેને ત્યાં નિરંતર અતિથિઓ આવે છે તેના ચિત્તમાં જે સૌખ્ય થાય છે, તે સ્વર્ગમાં પણ મળતું નથી.**

બોજો એના પર વિશેષ હોવાથી શેઠે એને ગાડીઘોડાની જુદી સગવડ કરી આપી હતી. સર્વ વાતનું એને સુખ હતું, માત્ર નિવૃત્તિનું નામ નહોતું.

થોડાક વખતમાં તારાને એક સોબતી વધ્યો. તેનું નામ વિપિનવિહારી રાખવામાં આવ્યું હતું, પણ ઘણુંખરું લાંબાં નામોમાં થાય છે તેમ મોટે ભાગે લોકો તેને વિપિન નામથીજ સંબોધતા. છોકરાંનાં શિક્ષણની ખરેખરી કાળજી રસિકા રાખતી. એ કામ મૂળથીજ તેને માથે આવી પડયું હતું. ભાઇબહેનને સંપીને રહેવાનું તેણે પહેલેથીજ શિખવ્યું હતું. વિપિન નાનપણથી બહુ ચાલાક હતો. કંઇકંઈ વસ્તુઓનાં તે અનુકરણ કરતો. તેની રમત પણ એવી હતી કે જેમાંથી તેને કંઈ શિખવાનું મળતું. રસિકા બન્ને છોકરાંને લાડથી ઉછેરતી હતી. કઈ માતા લાડથી નથી ઉછેરતી ? પણ આ કેવળ લાડજ હતું, ઘેલછા નહોતી. તેમને રાતે રસોઈ કરતી વખતે તે સામે બેસાડી આંક વગેરે શિખવતી, સારીસારી વાતો કહેતી અને બોલતી, કે આ વાત મારે મોંએથી સાંભળો છો તેના કરતાં તમે જાતે વાંચશો તો તમને વધારે રસ પડશે. છોકરાંઓને પણ તેથી ભણવા પર કંટાળો આવતો નહીં. ભાઇબહેનની ઉમ્મરમાં ઝાઝો ફેર નહોતો. બન્ને હળીમળી ચાલતાં. અદેખાઈ શું તે સમજતાંજ નહીં. એકએકને મૂકીને કંઈ ખાતાં નહીં. બહેન ભાઇનું કહ્યું કરતી, ભાઈ બહેનની આજ્ઞા ઊઠાવતો. બેમાંથી કોઇનો વાંક થાય વિપિનનો વધારે થતો કેમકે તે તોફાની હતો—અને કોઈ વઢે તો બેઉ સાથે રડવા માંડતાં. ચંદ્રરાવ અને રસિકા, કોઈ પણ, કારણ વગર ચીઢે એમ નહોતું. છતાં બન્નેએ સિદ્ધાંત રાખ્યો હતો, કે છોકરાંને વાંક વગર ભૂલથી વઢવામાં આવે અથવા જોઈએ તે કરતાં વધુ કહેવામાં આવે, તો બેમાંથી કોઇએ છોકરાંના દેખતાં તેમનું ઉપરાણું લેવું નહીં. એમ કરવાથી છોકરાં વંઠે છે, એકને વહાલું અને બીજાને અળખામણું કહેતાં શિખે છે અને આખરે કોઇનો પણ ધાક તેમના પર રહેતો નથી.

મોટાનું અનુકરણ નાનું કરે તેથી તારાને ઉછેરવામાં જેટલી મહેનત રસિકાને પડી તેટલી વિપિન વાસ્તે પડી નહીં. છોકરાં આગળ તેમને ઉપયોગનીજ વાત થતી, ખાલી કુથલીથી તેમને અજાણ રાખવામાં આવતાં. અનુબા તથા રસિકા પણ એવી વાતો ન છુટકે કોઈ આવ્યું ગયું હોય

ત્યારેજ કરતાં. રસિકા ધીરે ધાંટે પણ કંઈ કહે, અને તે પરથી તે અકળાય છે એમ સહેજ પણ લાગે, તો વિપિન અને તારા તેમ કરતાં નહીં. બન્ને બહુ કહ્યાગરાં હતાં. કુટુંબના પરોણાઓ જોડે તેમને ખાસ વિવેકથી વર્તવાનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. ઘેર કોઈ આવતું ત્યારે તેઓ રાજીરાજી થતાં, કોઈ જતું તો દિલગીર થતાં.

ચંદ્રરાવ તેમનાં શિક્ષણ બાબત બેદરકાર નહોતો, પરંતુ રસિકા પર તેને પૂર્ણ ભરોસો હતો. ખાનગી શિક્ષક તે રાખી શકે એમ હતું, પણ ઘરના શિક્ષકથી તે લાભ મળી શકતો હોય તો ખાનગી શિક્ષક મારફત તે ભણાવવા રાજી નહોતો. તે જાણતો હતો કે શિક્ષકોમાં મનથી કામ કરનારા ઘણા થોડા હોય છે ઘરનું માણસ ધ્યાન આપી શકે એટલું બહારનો આપી ન શકે. વળી બહારનો માણસ છોકરાંની ઘરની રહેણીકરણીથી અજાણ હોય છે. એવાં કારણોને લીધે તેણે ખાનગી શિક્ષક રાખ્યો નહોતો. છતાં તે વારંવાર રસિકાને છોકરાંઓનો અભ્યાસ કેમ ચાલે છે તે પૂછતો, ને પોતાનાથો ધ્યાન નહોતું અપાતું તે માટે દિલગીરી દર્શાવતો. આ કામ ઉપાડી લેવા માટે રસિકાને તેણે એકવાર ધન્યવાદ આપ્યો:

'ખરેખર તારે લીધે મારે ઘરની બિલકુલ ફિકર કે ચિંતા રાખવી પડતી નથી. છોકરાંની બાબત પર પણ હું ધ્યાન આપી શકતો નથી. હાલ તો મારા પોતાના સંસ્કૃત અભ્યાસ તરફ પણ જરા લક્ષ અપાતું નથી."

" છોકરાંને શિક્ષણ આપવું એ કંઈ એકલા પિતાનીજ ફરજ નથી પણ છોકરીને આપવું એ તો ખાસ કરીને માનીજ ફરજ છે. મહાભારતમાં તો કહ્યું છે કે **गुरूणां चैव सर्वेषां माता परमको गुरुः।*** ઘરમાં ને ઘરમાં માની પાસે છોકરાંઓને ૭ સાત વર્ષ સુધી રહેવું પડે છે. શિક્ષણ જન્મથીજ શરૂ થાય છે અને તે કામ બહાર ફરતો પિતા કરી શકતો નથી. એક વાર નાનપણ બરાબર સચવાયું તો પાછળથી બહુ આપદા પડતી નથી. એટલું કે હવે બાળક બરાબર ચાલશે એમ ધારી અધવચ દોરી છુટી મૂકવી નહીં. પછીથી પણ એમાંથી એકને વખત ન હોય

*સર્વ ગુરુઓમાં માતા પરમ ગુરુ છે.

અને બીજાને એ કામ ઉપાડી લેવું પડે તો તેમાં કંઈ નવાઈ નહીં. વળી ખરૂં જોતાં, તારા અને વિપિનને શિક્ષણ તમેજ આપો છો."

"તે શી રીતે?"

"હું મુંબાઈ આવી ત્યાર પછી મને શિક્ષણ આપવામાં તમે ઓછી તસ્દી નથી લીધી. તમારાજ પ્રતાપે છોકરાંઓને હું આટલું પણ શિખવી શકી. મારા ગુરુ તમે અને છોકરાંઓની ગુરુ હું; જોકે તમારે હાથે તેમને જેવું ઉત્તમ શિક્ષણ મળી શકતે તેવું હું આપી શકતી નથી. વળી ઘરકામમાં લક્ષ આપવું એ તો સ્ત્રીઓની ફરજજ છે. પુરુષો તેમાં પણ ગુંથાયલા રહે ત્યારે તેમને આરામ શી રીતે મળે? અમારે ઘરકામ કરવું, છોકરાંઓને શિક્ષણ આપવું, અને પછી ફુરસદ હોય તો જાતે પુસ્તકો વાંચવાં, તથા ભરતગુંથતાં આવડતું હોય તો તે કરવું. તમેજ કહેતા હતા કેની કે એક દીવાસળી બનાવવી હોય તો તે સેંકડો હાથમાં આવી જાય છે. એકનો એક પહેલેથી તે છેલ્લે લગી તે બનાવવા બેસે તો ભાગ્યે કલાકમાં આઠ દશ બનાવી શકે, પણ અનેક હાથમાં જવાથી એટલાજ વખતમાં હજારો બની શકે. આપણા આર્યોએ પણ એજ નિયમ ધ્યાનમાં લઈ સ્ત્રીને ઘરકામની ઉપરી બનાવી છે તથા પુરુષને બહારના કામમાં પ્રવૃત્ત કર્યો છે. એકને માથે બન્ને બોજા રાખવામાં આવે તો 'ધોબીનો કુતરો, ન ઘરનો ન ઘાટનો' એમ થઈ રહે."

ચંદ્રરાવ તેના આવા વિચારોથી બહુ ખુશ થતો, મનમાં ફુલાતો, ઉન્મતિને સંભારતો, ને અનુબાનો હૃદમપૂર્વક ઉપકાર માનતો.

---

# પ્રકરણ ૧૦

## વિપિન અને તારા

બેઠો છે મુજ કંઠ ગદ્‌ગદિત થૈ અશ્રુપ્રવાહે કરી,
ચિંતાથી નબળી પડી નયન આ દેખે ન શોકે જરી;
એવો શોક અરણ્યવાસિ અમને થાયે ખરા સ્નેહથી,
તો શી વાત કરૂં ગૃહસ્થ જનની સંસારકેરી જુદી.

ઝવેરીલાલ

બન્ને ભાઈબહેનમાં તેમનાં માતાપિતાના ઘણાખરા ગુણો હતા. બન્ને બહુ શાંત પ્રકૃતિનાં હતાં. માતાપિતા તરફ તેઓ બહુ પૂજ્યભાવ રાખતાં હતાં. તારાને સાસરે મોકલવાની હતી એટલે નાનપણથીજ રસિકાએ તેને ઘરકામમાં પાવરધી કરી હતી. સાસરે ગયા પછી જમાઈની નોકરી ક્યાં થશે તે કંઈ નક્કી નહોતું. ઘણી વાર આસપાસનાં દૃષ્ટાંત પરથી તેણે જોયલું કે છોકરીનું નાનપણ રમવામાં ચાલ્યું જાય છે, નિશાળમાં ઘરકામનું શિક્ષણ બરાબર અપાય નહીં અને ઘરકામથી અજાણ પુત્રી સાસરે જાય છે. સાસુ સારી હોય તો નિભાવી લે, કામ બતાવે; નઠારી હોય તો સો વાનાં સંભળાવે અને આપ્તમંડળમાં વગોવે કે, “ આ આજકાલની છોકરીઓને તો બહેન, કંઈ આવડે નહીં. મોટાની દીકરી, તેને કહેવા જઈએ તો ઝટ મોં ચડે. પાંચ ચોપડી શિખ્યાં તેમાં આપણું શું વળ્યું ? ચોપડી વાંચ્યાથી કંઈ રાંધતાં આવડયું ? બપોરે પણ એમ નહીં કે વીણવું, ચુંટવું, ઘરમાં કંઈ બગડે છે કે નહીં તે જોવું કરવું. આપણે કહીએ એટલું કરે તો મોટું નસીબ. ખાઈ પરવાર્યાં કે ચોપડી લઈ બેઠાં. પછી ઘરમાં અનાજ સડી જતું હોય તો તેમને જોવાની દરકાર નહીં. આમનું આમ ચાલશે તો એમની દુનિયા નિભશે કેમ ? ”

સાસરીઆમાં માથે કોઈ હોય નહીં અને ધણીને નિભાવી લેતાં ન આવડયું તો દરરોજ કચકચ. આવાં કારણોને લીધે રસિકાએ ઘરકામ ધીરે-ધીરે તારાને માથે નાખ્યું. તારાનો સવારનો વખત રસોઈ કરવામાં જતો.

રસિકા એ વખત પાઠપૂજામાં ગાળતી, જરૂર પડે તારાને બતાવી જતી. બપોરનો વખત તારા વાંચવામાં તથા ભરવાગુંથવામાં કાઢતી. નિશાળમાં પાંચ ચોપડી શિખી હતી અને હવે નિશાળે જતી નહોતી પણ ઘેર અભ્યાસ જારી રાખ્યો હતો. પ્રથમ ચિંતા તેના માબાપને તેના વિવાહ બાબત થઈ. ન્યાતમાં વર સારો એકજ હતો. તે બી.એ. થયલો હતો તથા એલએલ. બી. થવાની તૈયારીમાં હતો. તેના ઘરમાં તેની નાની બહેન સિવાય કોઈ હતું નહીં. ભણવાનો ખર્ચ બહુ થઈ જવાથી તેની પાસે પૈસા ઝાઝા હતા નહીં. ચંદ્રરાવનો વિચાર તારાનો વિવાહ આ વિનોદચંદ્ર જોડે કરવાનો હતો. રસિકાનો વિચાર પણ એમજ હતો. એલએલ.બી. ની પરીક્ષા પાસ કરી અને વિનોદચંદ્ર ઝભ્ભો પહેરવા ફેબ્રુઆરી મહિનામાં મુંબાઈ આવ્યો. જેને ત્યાં દર વખતે તે ઉતરતો, તે મુંબાઈમાં હતું નહીં એટલે ચંદ્રરાવને ત્યાં ઉતર્યો. તેની વાતચિત સાંભળી પાશ્ચાત્ય શિક્ષણથી આવતા મગજના દોષ તેનામાં નથી, એ જોઈ લઇ ચંદ્રરાવે એક દહાડો તેના વિવાહની વાત ઉપાડી. વિનોદચંદ્ર પણ ટુંક સમયમાં તારાના ઘરકામ તથા વિદ્યાભ્યાસની પરીક્ષા લઈ ચૂક્યો હતો. તેના ઘરમાં તેની બહેન સિવાય કોઈ હતું નહીં અને તે વળી થોડા વખતમાં સાસરે જવા લાયક થશે એમ તે જાણતો હતો. કોઈનો અભિપ્રાય તેને પૂછવાનો હતો નહીં. છેક અભણ જોડે તેનો પરણવા વિચાર નહોતો. તેની બહેન સાસરે વિદાય થાય પછી આરામને વખતે વિનોદનું સ્થાન તેની સ્ત્રી સિવાય કોઈ હોય નહીં અને તે જો અભણ હોય તો સંસાર સુખી નીવડવો મુશ્કેલ થઈ પડે. તારાના રૂપમાં પણ મણા નહોતી.

વિપિન તથા તારાની આકૃતિ એટલી બધી સરખી હતી કે નાનપણમાં જ્યારે બન્ને જણાં એકજ પોશાક પહેરતાં, ત્યારે કેટલાક ભૂલાવામાં પડતા. વિપિન નાનો હતો છતાં ઉંચાઈમાં લગભગ તારા જેટલો હતો. વિપિનનું ભવ્ય કપાળ તેની બુદ્ધિનું ભાન કરાવતું હતું. આરસના જેવું તે સ્વચ્છ અને સાફ હતું જો કે આરસની શિથિલતા અને જડતા તે પર દેખાતી નહોતી. કપાળની ચામડી વધારે નમ્યા વગર તેના ટીણાં નાકને મળી જતી હતી. હૃદય ખોલી જોવાય નહીં એમ વિચારી, કુદરતે તેની આંખમાં પ્રેમ મૂકયો હોય એમ લાગતું. આંખમાં ઠરેલપણું તેટલુંજ હતું.

દરેક વસ્તુનું અવલોકન કરવાની તેમાં શક્તિ જણાતી હતી. આનંદી સ્વભાવ ને શુદ્ધ અંતઃકરણ, બેઉની પ્રતિમાઓ તેમાં તરવરતી. જ્યારે તે બોલતો અથવા મંદહાસ્ય કરતો ત્યારે તેના બરાબર ગોઠવાયલા દૂધ જેવા સફેદ દાંત પરથી તે સુઘડ હતો એવું હરકોઈને લાગતું. તેના ગોરા તથા લીસા ગાલને લીધે સૌ કોઈને તેને રમાડવાનું મન થતું. કાન નાના પણ ચકોર હતા. શરીરના બીજા અવયવોને કુદરતે સર્વને ચકિત કરી નાંખે એવા ઘાટીલા કર્યા હતા. નાનપણથી તેને સંગીતનો બહુ શોખ હતો. તે છેક બાળક હતો અને કોઈક વાર રોતો ત્યારે સંગીતશાસ્ત્ર ખરેખરૂં સમજનારા કહેતા કે એ રોદનના સ્વરો પણ સમક બહાર નથી જતા. મોટો થયો તેમતેમ તેનો શોખ વધ્યો અને સંગીતનાં શોખીન માતપિતાનો પુત્ર વિપિન તેમાં પ્રવીણ બન્યો. તેના કંઠની મધુરતા, વાણીની રસિકતા તથા મીઠાશ તેની પાસે આવનારને મુગ્ધ કરી નાંખતાં અને મનમાં વિપિનનું કહ્યું ન કરવાનો દૃઢ નિશ્ચય કરનાર આદમી એક વાર તેની સાથે મુલાકાત થતાં પોતાનો નિશ્ચય ફેરવતો, તે દોરવે તેમ દોરવાતો. વિપિન અને તારાના રૂપની સમાનતા તેમનો ભાઈબ્હેનનો સંબંધ બતાવી આપતી, કુદરતની ખુબી દર્શાવતી.

વિનોદચંદ્ર તારાને લાયક પતિ હતો. તે વિવેકી અને ચતુર હતો. આધુનિક શિક્ષણને લીધે તેની કુદરતી વિનોદવૃત્તિ, જે તેના મોં પરથીજ જણાઈ આવતી, તેમાં વધારો થયો હતો. આમ છતાં તે પોતાના વડિલોની તરફ માનથી જોતો, અને કદાપિ તેમની લાગણી દુભવતો નહીં. વિવાદમાં ઉતર્યા પછી મહાત થતો તો તરત કબૂલ કરતો, જીતતો તોપણ વડિલને તેમના ચુસ્ત અને જૂના વિચારોને લીધે ના ગમે એવું કાર્ય કદી પણ કરતો નહીં. તે શરીરે ભરાવ હતો. તેના શરીરનો રંગ ઘઉંવર્ણો હતો. ચંદ્રરાવની વાત પરથી તેના મનનો વિચાર તે કળી ગયો. તારા તેને યોગ્ય પાત્ર હતી છતાં પૈસાની તંગીને લીધે તે જરા વિચારમાં પડયો. ચંદ્રરાવે તેને રાજ્યમાં સારી નોકરી અપાવવા પોતાના મિત્રને ભલામણ કરવા ઇચ્છા બતાવી, અને વિનોદચંદ્રને કળ વળી. નસીબના જોગે રાજ્યમાં ન્યાયાધીશની જગા ખાલી પડી હતી અને

વિનોદચંદ્ર એ રાજ્યની રૈયત તથા એલએલ. બી. હોવાથી જગા એને મળવા સંભવ હતો. વળી ચંદ્રરાવના મિત્રને પણ તેની ન્યાતના કોઈ ભણેલા તથા એહસાનમાં દબાય એવા માણસની જરૂર હતી, એટલે તેણે પણ જગા એને અપાવવા મહેનત કરવામાં બાકી ન રાખી.

ચંદ્રરાવને તેણે તરતજ જવાબ લખ્યો. વિનોદચંદ્રની તેણે પણ બધે પ્રશંસા સાંભળી હતી, પણ રાજ્યખટપટમાં લીન હોવાથી ન્યાતીલા જોડે તેને બહુ સંબંધ નહોતો. વળી વિનોદચંદ્ર અભ્યાસાર્થે વતનમાં ઓછો રહેતો અને પૈસેટકે ગરીબ હતો, તેથી ચંદ્રરાવના આ નાયબ દિવાન મિત્રને વિનોદચંદ્રનો પ્રસંગ પડ્યો નહોતો.

વિનોદચંદ્ર ગરીબ હતો છતાં સ્વભાવનો કડક હતો. કોઈની પણ ખુશામદ કરે એવો નહોતો. સૌ સૌના ઘરના મોટા એમ તે કહેતો. કામ વગર મોટાને ત્યાં જવું, પોતાનું વજન ઘટાડવું, જીહુકમ કરવું, તેને પસંદ નહોતું. એલએલ. બી. નો જ્યારે મુંબાઈમાં તે અભ્યાસ કરતો હતો ત્યારે એક શેઠીઆને ત્યાં ખાનગી ભણાવવા જતો હતો. ત્યાં પણ ખપજોગીજ વાત કરતો. વધારે કુમાશ કરવાથી વકર જશે એમ તે માનતો, ને સ્વતંત્ર મિજાજથી ત્યાં કામ કરતો. શેઠના ચિરંજીવી જરા તુમાખીવાળા હતા. બધા પર રોફ કરવાની તેમને ટેવ પડી ગઈ હતી. ભણવા પર તેમનું સારૂં લક્ષ હતું પણ તે બાબતનું તેમને અભિમાન હતું, કારણ તેમની સ્થિતિવાળા કોઈકજ ભણવામાં સારા નીકળે છે ને તેઓ જાણતા હતા. એક દિવસ પોતાને એક નવી ચોપડી જોઈતી હતી તે માસ્તરને બજારમાંથી લાવી આપવા કહ્યું. માસ્તરે જણાવી દીધું કે "એ કામ મારૂં નથી. હું રહું છું તે તરફ એની દુકાન પણ નથી તે તમે જાણો છો." વિનોદચંદ્રના સ્વભાવથી તે બિનવાકેફ હોવાથી, એ ચિરંજીવીએ એક વાર નિશાળમાં આપેલો લેખનપાઠ લખી આપવા માસ્તરને કહ્યું.

"તમે લખશો તે હું સુધારી આપીશ, ભૂલ થશે તે સમજાવીશ. બાકી લખી આપવાનું કામ મારૂં નથી." વિનોદચંદ્રે કહ્યું.

"બીજા માસ્તરો તો લખી આપતા હતા."

"તેથીજ તમને આળસ કરવાની ટેવ પડી છે. તેઓ લખી આપતા હોય તો ભલે. મને એ પસંદ નથી, કેમકે એમાં છેતરપીંડીનો મોટામાં મોટો દોષ છે. વળી એમ કરવાથી તમને આવડશે ક્યારે અને શી રીતે ?"

"મારી તબીઅત ઠીક નથી અને નહીં લખી આપો તો મારો નંબર નીચે જશે."

"તબીઅત ઠીક ન હોય તો કાલે સવારે લખજો અને કોઈ પાસે સુધરાવજો. હું લખી આપું અને તમે ઉપર નંબર પુરાવો એ બનવાનું નથી. વખત વગર કારણનો જાય છે, વિવાદમાં ઉતરવાનું કારણ નથી, હું એકનો બે થવાનો નથી,"

શેઠના ચિરંજીવી મોં ચડાવી લખવા બેઠા અને પહેલું વાક્ય માસ્તરને સંભળાવ્યું.

"વાહ! બરાબર લખ્યું છે. પ્રયાસ કર્યા વગર કંઈ વસ્તુ આવડે નહીં એમ ધારવું, એ ભૂલભરેલું છે."

આવા સ્વભાવના **વિનોદચંદ્રનું** આગમન તેનીજ ન્યાતના પણ રાજ્યના નાયબ દિવાનને ત્યાં શી રીતે થાય ?

**વિનોદચંદ્રને ચંદ્રરાવને** લીધે નોકરી મળી માટે તેણે તેનો ઉપકાર માન્યો. **તારાનો** હાથ તેણે સ્વીકાર્યો. લગ્ન પછી **તારાને** મુંબાઈ છોડવું પડ્યું. **વિનોદચંદ્રને** રાજ્યની નોકરી હોવાથી ઘરમાં તેની જરૂર હતી કેમકે તેની નણંદ સાસરે રહેતી હતા. "અમારી એકની એક દીકરી ઉંચા કુળમાં જન્મેલી, મુંબાઈમાં રહેલી, લાડમાં ઉછરેલી, તે અમને છોડી કેમ જાય," એવા સાંકડા વિચારના જવાબમાં **ચંદ્રરાવ** પાસે શિક્ષણ પામેલી **રસિકા** એમ કહેતી, કે ન્યાતમાં ને ન્યાતમાં કુળનું અભિમાનજ ખોટું અને તે છતાં કોઈ રાખતું હોય તો દીકરી આપતા પહેલાં તેનો વિચાર કરવો.

**તારાને વિનોદચંદ્ર** સાથે વિદાય કરતી વખતે **ચંદ્રરાવે વિનોદચંદ્રને** કહ્યું, "**વિનોદચંદ્રજી**, તમે સમજુ સરસ્વતી દેવીના ઉપાસક છો એટલે મારે વિશેષ કહેવાનું નથી. અત્યારે કહીશ તે પણ છેલ્લોજ વાર. **તારાને** યોગ્ય શિક્ષણ, ઘરકામનું તેમજ બહારનું, અમે આપ્યું છે. તેમાં ચૂક થઈ

હોય તો દરગુજર કરજો. છોકરી એકની એક હોવાથી લાડમાં ઉછરી છે, કડવું વેણ તેને કહેવા વખત આવ્યો નથી. કન્યા એક રત્ન છે. તમારે ત્યાં પણ એ ઉપમાને લાયક રહે, એ જોવા અમારી ઇચ્છા છે. બાળક છે માટે ભૂલ થાય તો ક્ષમાદૃષ્ટિ રાખજો. મારી થાપણ તમારી થઈ તેનું બરાબર જતન કરજો. વિશેષ મારે કહેવાનું નથી. આટલું પણ તમારામાં કોઈ રીતની ન્યૂનતા છે એમ સમજીને કહ્યું નથી. મારો તેના તથા તમારા તરફનો ધર્મ સમજીનેજ બોલાઈ ગયું છે."

આણી તરફ રસિકાએ તારાને સાસરે મોકલતાં પહેલાં થોડીક શિખામણ આપી. "તારા, તું હવે અપૂર્વ દશાને પ્રાપ્ત થઈ, આ ઘરની મટી બીજા ઘરની થઈ. આ ઘરને નીચું જોવું ન પડે, તે ઘરમાં તારી પ્રશંસા થાય એવી રીતભાત રાખજે. ઘરમાં એકલી છે તો કામથી ગભરાતી ના. કોઈ બાબતમાં અજાણ હોય તો પતિની કે નણંદની સલાહ લેજે. ઘરમાં નુકસાન ન થાય તે જોતી રહેજે. અતિથિનો સારો સત્કાર કરજે, બધા પર ક્ષમાદૃષ્ટિ રાખજે. પૈસા મળે ફુલાતો ના, દુઃખ આવે ગભરાતી ના. ઘરકામથી પરવારી વખત નકામો ન ગુમાવતાં વાંચજે, ભરજે અથવા ગુંથજે. ખાલી ગામગપાટામાં વખત બગાડીશ નહીં. તું કન્યા હતી ત્યાં સુધી અમે તારાં માલિક હતાં. હવે એ માલિક તારો સ્વામી. તે કદાચ કંઈ કડવું વેણ કહે તો પેટમાંજ રાખજે, અમને કહેવામાં કે કોઈ આગળ ફરિયાદ કરવામાં કંઈ ફાયદો નહીં થાય. ઉલટી વાત વધે અને તારો સ્વામી વધારે રીસે ભરાય. રાજ્યની નોકરી છે એટલે મગજ પર બોજો પણ ઘણો હોવાનો, તેમાં તારી તરફથી જરા પણ વધે નહીં પરંતુ ઘટે એમ કરવું. કદાચ તે કચેરીમાંથી કંટાળી આવ્યા હોય અને નહીં જેવી બાબતમાં તારા પર ક્રોધે ભરાય તો સામો ઉત્તર દેતી ના. અપરાધ હોય તો વિનય-પૂર્વક ક્ષમા માગજે. તારા પર તે પ્રસન્ન થાય, તને ધન્યવાદ આપે તો અભિમાની ન થતાં પ્રભુનો પાડ માનજે. કોઈની ચડાવી ચડતી ના, સંગત સારાની કરજે, પતિનો બોલ ઝીલી લેજે, ને પ્રભુ પર આસ્થા રાખજે."

રસિકાથી વધુ બોલાયું નહીં. તે ગળગળી થઈ ગઈ. તારાને તેણે પોતાની સોડમાં લીધી. ગળે બાઝી, રસિકા તથા તારા બન્ને રોયાં. આખરે રસિકાએ

તેના પિતાની પાસે મોકલી. ચંદ્રરાવ કંઈ બોલ્યો નહીં. રસિકાએ જે કહેવાનું હશે તે તારાને કહ્યુંજ હશે, એમ એ જાણતો હતો. તારાના માથા પર એણે હાથ મૂક્યો, આશીર્વાદ દીધો. એના જેવા શાંત સ્વભાવના માણસનું પણ હૃદય પીગળ્યું. આંખમાં પાણી આવી ગયાં. રોકવા પ્રયાસ કર્યો પણ તે નકામો ગયો. તારા પણ રોઈ પડી. તે બહુ સુશીલ તથા શાણી હતી; ઘરમાં સૌને વહાલી હતી. વિપિનને સૌથી વધારે દુઃખ થયું. બાળકને વધારેજ થાય. એની સાથે કોઈ ઘરમાં રમનાર રહ્યું નહીં. દરેક કામમાં હમેશ સાથેજ ભાગ લેનાર ભાઈબહેનથી વિયોગનું દુઃખ શી રીતે ખમાય? થોડા દિવસ લગી તો બન્નેના ચિત્તમાંથી આ વિયોગ ખસ્યો નહીં.

વખતે તેનું કામ કર્યાં કીધું અને અંતે વિપિન તથા તારા પર જય મેળવ્યો. વિયોગદુઃખ ધીરેધીરે ભૂલાવા માંડ્યું. સ્નેહી સ્વજનનો મેળાપ થવો મુસ્કેલ હોવાથી છેવટે જોઈ કે તેનો પત્ર વાંચી બન્નેને સંતોષ થવા લાગ્યો. નિર્જીવ વસ્તુમાં આનંદ મળ્યો. ઘરકામ જેમજેમ વધતું ગયું તેમ-તેમ તારા તરફથી પત્ર પણ ઓછા લખાવા માંડ્યા, અનિયમિત રીતે આવવા લાગ્યા. આણી તરફ વિપિન પણ અભ્યાસમાં સપાટાબંધ આગળ વધતો હતો એટલે તેને ફુરસદ ઓછી મળતી હતી. તારા ધીરેધીરે પતિમય ને સંસારપરાયણ થઈ ગઈ. વિપિન અભ્યાસમાં નિમગ્ન થઈ ગયો. ટુંક સમયમાં તે બી. એ. થયો. ચંદ્રરાવની મરજી તેને વકીલ કરવાની હતી, સ્વતંત્ર ધંધો લેવડાવવાનો હતો. તારાનો સંસાર પણ સુખી નીવડ્યો, એવું તેના પત્રો પરથી જણાઈ આવતું. દીકરી સાસરે જઈ સુખી થાય, ને પુત્ર અભ્યાસમાં સારી રીતે પાસ થઈ આગળ વધ્યો જાય, એના જેવું બીજું સુખ તેના માતપિતાને કયું?

પ્રિય વાંચનાર, આ સુખથી ઠગાતો નહીં. સંસારનું સુખ ક્ષણિક છે. સુખપ્રવાહમાં જતા માણસને એકદમ જબરો મોજાનો ઉછાળો આવતાં ઘસડાવું પડે છે. તે ઘસડાવાનું ક્યારે થશે, કેમ થશે, તેની આપણને ખબર હોતી નથી. સુખથી રાજી ન થવું, દુઃખથી મુઝાવું નહિ. આખી સૃષ્ટિને તેજ આપનાર સૂર્યને પણ ઉદય અને અસ્ત છે, ગ્રહણ પણ છે તો મનુષ્યને કેમ ન હોય? સોના જેવી મૂલ્યવાન વસ્તુને તેવી પરીક્ષા કરવા

એક સખ્ત પત્થર પર ઘસવી પડે છે. સત્પુરુષનું પાણી જોવા પ્રભુ તેને દુઃખમય પ્રસંગોથી કસે છે. તેને તરી જનાર કોઇકજ હોય છે. પ્રભુ કરતો હશે તે સારાને માટે એમ માની લેવું ઘણું મુશ્કેલ છે, બબડયા વગર સહન કરવું વધારે મુશ્કેલ છે. એકની એક ચાલ ચાલતાં મનુષ્યને કંટાળો આવે, જીંદગી નીરસ લાગે, એમ ધારી કુદરતેજ તેના માર્ગમાં ખાડા-ખાબોચીઆં કરી મૂકયાં છે. ગણગણ કર્યા વગર આપણે તે ઓળંગવાં. કર્તવ્યમાં મચ્યા રહેવું, દુઃખ આવે પાછા હઠવું નહીં, ડરવું નહીં, અધવચ મૂકી દેવું નહીં.

ચંદ્રરાવનું વહાણ પણ સંસાર રૂપી દરિયામાં ઘણા વેગથી વહન કરતું હતું. ખડકો અને વમળો પ નિડરપણે તથા પ્રભુ પર શ્રદ્ધા રાખી તે પસાર કરી જતું હતું, એટલામાં એ વહાણને એકાએક જબરો આચકો લાગ્યો અને એ વહાણ ભાંગ્યું.

---

# પ્રકરણ ૧૧

## કુદરતનો કેર

**विधात्रा रचिता या सा ललाटेऽक्षरमालिका ।**
**न तां मार्जयितुं शक्ताः स्वशक्त्याप्यतिपण्डिताः ॥***

મરકીનો ત્રાસ હિંદના દરેક ભાગમાં વર્તી રહ્યો હતો. શહેરોની ગીચ વસ્તીને ખાસ કરી ઘણું દુઃખ વેઠવું પડતું હતું. એક પછી એક, દરેક કોમની લાસો જતી જોવામાં આવતી હતી, ને હૃદયને ચીરી નાંખતી હતી. ટુંક સમયમાં કંઈકંઈ કુટુંબો તેના ભોગ થઈ પડયાં હતાં. કેટલાકનું તો નામનિશાન જતું રહ્યું હતું. સરકાર પણ એ દુષ્ટ રોગ અટકાવવા અનેક ઉપાયો યોજતી હતી. પ્રથમના વર્ષોમાં તો અજબ પ્રયાસ ચાલી રહ્યો. કોઈ ઘર ખાલી કરાવે, કોઈ જગાએ ચુનો ધોળાવે, કોઈ મકાન ધોવડાવી નાંખે, કોઈ ઠેકાણે ક્વૉરેન્ટાઈન નાંખે યા રસી મૂકાવવાનો કાયદો કાઢે. લોકો કેળવણીમાં કેટલા પછાત છે અને રાજ્યકર્તાને તે તરફ કેટલું લક્ષ આપવાનું હજુ બાકી છે, તે આ સમયે જણાઈ આવતું. લોકો એક તો મરકીના ત્રાસથી પીડાતા હતા, તેમાં આ સ્વચ્છતાના ઉપાયો તેમને વધારે ત્રાસદાયક લાગ્યા. આવા લોકો સાથે સમજાવી ફોસલાવી કામ લેવાનું હતું અમલદારોનો ઘણોજ જુજ ભાગ આ વાત જાણતો હતો અને તે પ્રમાણે કરતો હતો. આવા વખતમાં જીંદગીની એક પળની પણ સલામતી નહોતી, છતાં કેટલાક હલકા માણસોએ આ કાયદાઓનો લાભ લેવા હિંમત કરી. અમલદારોની સખ્તાઈ આગળ કરી, કોઈને સતાવી, અભણ લોકોને કનડી તેમણે ખીસાં તર કીધાં. પાંચ પૈસા મળ્યા નહીં, તો ન જોયા નવા અને સ્વચ્છ રેશમી યા સુતરાઉ તાકાઓ, ન કીધી કીનખાબની યા જરી કસબની સાડીઓની દરકાર. ન જોઈ ગરીબની ઝુંપડી, ન જોઈ તવંગરની હવેલી. સમજુ અને કેળવાયલા લોકોથી પણ છેવટે આ ત્રાસ ખમાયો નહીં. સરકાર પણ છેવટે સમજી ગઈ, કુદરત આગળ હારી ગઈ. ક્વૉરે-

---

*વિધાતાએ કપાળમાં જે અક્ષરમાલા રચી છે, તેને સ્વશક્તિથી ભૂંસવાને અતિપંડિતો પણ સમર્થ નથી.

ન્ટાઇન વગેરેને લગતા કાયદાઓ કાઢી નંખાયા અને રોગ જાણે અડધોઅડધ ઓછો થયો હોય એવી લોકોને ટાઢક વળી.

સરકાર જ્યાં ઠંડી પડી જાય ત્યાં સાત્વિક વૃત્તિની હિંદની વસતિ શાંત પડે એમાં શી નવાઈ? સરકારે જ્યારે કુદરત સામે લડવાના ઉપાયો બંધ કરવા વાસ્તવિક ધાર્યું ત્યારે હિંદની પ્રજા તો વધારે બેદરકાર બની. સુઘડ અને સ્વચ્છ જગાઓમાં પણ મરકી તો દેખાવ દેતી, એટલે ઘણાખરા પોતાનો વાસ એવી મરકીવાળી જગામાંથી પણ પ્રસંગ આવે બદલતા નહીં. ગત સંજોગો જોતાં રીઢા બની ગયલા એટલે પ્રભુ પર ભરોસો રાખી જ્યાંના ત્યાંજ પડી રહેતા.

મરકીએ આ પ્રમાણે દશેક વર્ષ થયાં હિંદમાં વાસ કર્યો હતો, તેથી કોઈકિકોઈક ભાગમાં અવારનવાર એ રોગ ફાટી નીકળતો. મુંબાઈ, આ ઇલાકામાં તેનું મુખ્ય ધામ હતું. ફેબ્રુઆરી માસમાં તેની શરૂઆત ખાસ કરીને જાહેરમાં આવતી. મરણનું પ્રમાણ ધીરેધીરે વધવા માંડતું. દુષ્ટ વસ્તુને તો સારૂં અને નરસું બધું સમાનજ છે. તેના પ્રવાહમાંથી જે બચ્યું તે નસીબદાર. આ વખતે તેણે રસિકાને પોતાના સપાટામાં લીધી. રસિકા મરકીનો ભોગ થઈ પડી. ડાકટરોના ઉપચારો નકામા ગયા, સ્નેહીઓની પ્રાર્થના નિષ્ફળ નીવડી. મરણ પાસે આવ્યું છે એમ તે સમજી ગઈ છતાં ડરી નહીં. ચંદ્રરાવનું હૃદય તે જાણતી હતી. મરવાની અણી પર હતી છતાં તેને તે શાંત પાડતી હતી, ન ગભરાવા કહેતી હતી, ને હિંમત આપતી હતી. માત્ર બે દિવસ તેની માંદગી રહી. સ્વામી પર તેને પૂર્ણ ભરોસો હતો, એટલે છોકરાંઓ વાસ્તે તેણે કંઈ પ્રાર્થના ના કરી. જે પળ જશે તેમાં તે જવાની એમ તેને ખાતરી થઈ. સર્વને પણ એમજ લાગ્યું. સાસુને બધાની સુપ્રત કરી દીધી. ચંદ્ર...તારા...વિપિન...પ્રભુ એમ તુટકતુટક શબ્દો અડધાપડધા સંભળાયા ન સંભળાયા અને છેલ્લો શ્વાસ નીકળતાં ચંદ્ર... પ્ર...રામ...ચંદ્ર...રા...બોલતાં એક જરાક આચકો, અને એ પવિત્ર આર્ય સ્ત્રીની જીંદગીનો એકાએક અંત.

બે દિવસની ટુંક માંદગી ભોગવી, આ સંસાર ત્યજી, સ્વર્ગનું સુખ ભોગવવા રસિકા ગઈ. આવી સ્ત્રીને સ્વર્ગ પ્રાપ્ત થાય એમાં નવાઈ નથી.

તેના ટુંક જીવનમાં એક મરદને પણ હઠાવે એવું કામ તેણે કીધું હતું. તેનો પતિ તરફનો પ્રેમ, બાળકોનું શિક્ષણ, ને તેના સંગીતથી આખા માળાને થયલો લાભ વિચારતાં, તેને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. ચંદ્રરાવના મોં પરથી તેની ચિંતાઓ તે કળી જતી, ને તેના ઉપાય યોજવા તત્પર થતી. મરતેમરતે પણ સ્વામીને ધીરજ આપવા તેનો પ્રયાસ, તેનેજ વાસ્તે ચિંતા, તેનુંજ ગાન.

ચંદ્રરાવના દુઃખનો પાર રહ્યો નહીં. માળામાં કકળાટ થઈ રહ્યો. વિપિન અડધો ગાંડા જેવો થઈ ગયો. વૃદ્ધ અનુબાથી આ ઘા વેઠાયો નહીં. બિચારી તારા સાસરે હતી. માને મળવા તે આવી શકી નહીં, એ વિચાર અનુબાને ઘણો સાલતો હતો. તારા એકલી હતી એટલે તેની અકળામણનો આરો રહ્યો નહીં. બપોરની વખતે વિનોદચંદ્ર કચેરીમાં જાય એટલે ઘેર બેઠીબેઠી તે રોયાંજ કરતી.

સગાંઓ વિંટળાઈ વળ્યાં અને ચંદ્રરાવ તથા વિપિનને શાંત કરવા મંડયાં. શાંત પ્રકૃતિનો ચંદ્રરાવ કે જે કોઈ પણ વાર અકળાતો નહીં, કોઈ પણ વાતમાં ગુંચવાતો નહીં, અને લાભ થતો યા ખોટ જતી તો દરકાર રાખતો નહીં, તે પ્રભુની આ લીલાથી વિચારશૂન્ય થઈ ગયો. આ દુઃખ સહન કરવાની તેનામાં તાકાદ રહી નહીં. તે ઘણીક વાર વિચારમાં પડી જતો. તેની પાસે બેઠેલાઓનું બોલેલું પૂરૂં સાંભળતો નહીં. ઊંઘ પૂરી તેને આવતી નહીં. જરાતરા આવી ન આવી ને તે ઝબકી ઊઠતો. વિપિન ઉજાગરા વેઠી તેની સંભાળ લેતો. અનુબા તેને ધીરજ આપતી ને ધર્મમાં ચિત્ત પોરવવા અનેક દૃષ્ટાંતો આપતી. ચંદ્રરાવનું કશામાં મન લાગતું નહોતું. મુંબાઈ છોડવા તેણે વિચાર કર્યો.

આ વિચાર તેના મનનો હતો, પણ એક મનુષ્યના હૃદયનો હોવાથી ક્રૂર ભાવીને તે ગમતો નહોતો. શેઠને ત્યાં કામ ઘણુંજ વધી ગયું હતું, મિલનું કામ પણ ધમધોકાર ચાલતું હતું. ચંદ્રરાવ વગર શેઠની ગાડી અટકી પડે એમ હતું. બીજો કોઈ પણ માણસ તે ભાર ઊઠાવી શકે એમ નહોતું. શેઠને એના રાજીનામાની વાત પસંદ પડી નહીં, પણ શેઠ છેક હૃદયશૂન્ય કે સ્વાર્થી નહોતા. તેમણે ચંદ્રરાવને, પોતાને ખર્ચે એકાદ માસ માથેરાન જઈ

આરામ લેવા કહ્યું. દરેક વસ્તુની સગવડ કરાવવા શેઠે જાતેજ માથે લીધું. નિમકહલાલ ચંદ્રરાવે આથી કરીને પોતાનો વિચાર બદલ્યો. પૈસા વધારે મેળવવા તેને લાલસા નહોતી, વિપિનનું કિસ્મત તેની સાથે એમજ તે સમજતો, ને કહેતો. પણ શેઠનો બોલ તેનાથી તરછોડાયો નહીં. શેઠને વાસ્તે તેને ઘણું માન હતું, તેમનો પોતાના ઉપર ઘણો ઉપકાર થયો હતો. તે ઉપકારના બદલામાં અણીને વખતે શેઠની વૃદ્ધ વયમાં તેને છોડી ચાલ્યા જવું તે તેને નીતિથી ને ધર્મથી વિરુદ્ધ લાગ્યું. બાકી ચંદ્રરાવનો વૈરાગ્ય બીજા કેટલાકોના શ્મશાનવૈરાગ્ય જેવો નહોતો. શ્મશાનથી ઘેર આવ્યા પછી બેત્રણ દિવસ તે રહે તો મોટું નસીબ. અને પછી તો પાછી ખટપટ, ઉથલપાથલ ને પ્રપંચ. ચંદ્રરાવ શેઠના કહ્યાથી રહ્યો તો ખરો, પરંતુ તે પહેલાંની માફક પૂરા ધ્યાનથી કામ કરી શકતો નહોતો. કામ કરતાં ઘણી વાર તે કાયર બની જતો. બધું તેને રસકસ વગરનું લાગતું. યંત્રને ચાવી આપીએ અને તે જેમ ચાલે તેમ તે દરેક કામ કરતો. ઘેર પણ આવીજ અવસ્થા ભોગવતો હતો. માણસ જેમ સવારના પહોરમાં વહેલો ઊઠી પ્રભુની સ્તુતિ કરે તેમ તે દરરોજ પથારીમાં જાગતાંની સાથે ગણગણતો:

આનંદમય જીવન હતું, ઓ પુંડરિક! જે તાહરૂં,
નિર્દોષતાથી જે પ્રફુલ્લિત બંધુમાં બિરાજતું;
તું નષ્ટ થાતાં દુ:ખમય જીવન અતિ મારૂં થયું,
રે! હાય! સંસારે જીવન, મુજ રસિક જાતાં શું રહ્યું?
આનંદમય લહરી વિષે, પ્રતિબિંબ નિજનું પાડતું,
ચિત્રો વિવિધ દર્શાવતું, ને પ્રેમી જન સહ રાચતું;
કાળની મહા રેલથી, ડુબ્યું-ગયું-ઓ વહી ગયું,
પ્રણયીતણી જે પાસ હતું, હમેશનું વીલું થયું.
શું સાંભર્યું ઓ પદ્મ તુજને, જેથી યમગૃહમાં ગયું?
બાંધવતણું રોદન સહ્યું, પણ સ્વર્ગમાં સ્થિર થૈ રહ્યું!
ઇંદ્રકેરા વન મહા નંદન વિષે વિપરીત થયું,
તોફાન કો ત્યાં કમળવનનો, નાશ કરીને શમી ગયું!
કમળોતણી જે ખોટ પડી ત્યાં, પૂરવા, હા! તું ગયું,
વાહ! તારી શ્રીથી નંદન વન પ્રકાશિત થૈ રહ્યું.

પણ અશક્યજ ભાસતી, આ સ્થિતિ મુજને તાહરી,
કાંઈ ઉચ્ચતર ભાસે હુંને, વા અલ્પ મતિ છે માહરી.
વિષ્ણુતણા જે કર વિષે, હતું પદ્મ, હા! કરમાયું તે,
તેડયું તને, નક્કી ગયું દીપાવવાને હસ્ત તે.
સદ્ગતિ તારી કરી, પણ છોડી એ મુજને ગયું.
રે! તોય મુજ આ હૃદયકેરૂં, હેત તો બમણું થયું.

આ સ્વરચિત જોડકણાના શબ્દ જ્યારે તેને યાદ આવતા ત્યારે ભલેને તે ગમે ત્યાં બેઠો હોય, ગમે તેની પાસે ઊભો હોય, કે કામ કરતો હોય, પણ સર્વ વસ્તુ ભૂલી જઈ તરતજ મનમાં યા મોટેથી તે બોલવા મંડી જતો. મુંબાઈ છોડવામાં, શેઠની નોકરી મૂકી દેવામાં તેનું સુખ સધાય એમ હતું પણ નસીબને તે વાત ગમી નહીં.

થોડાક દિવસ પસાર થઈ ગયા અને **ચંદ્રરાવને** કોઈએ બીજી વાર પરણવા સૂચના કરી. તેણે એવો તો એ વાતનો તિરસ્કાર કર્યો કે તે માણસ ફરી એ વાત ઉપાડી શક્યોજ નહીં. **અનુબાને** વિપિન તથા **તારા** પર અતિશય પ્રેમ હતો તેથી તેમને સાવકી મા વળગાડવા તે રાજી નહોતી. બાકી વૃદ્ધને આવા કોડ ખાસ કરીને હોય છે. કેટલીક વાર તો તે કોડ વિધુરને પોતાનો હોય છતાં વડીલનું યા વૃદ્ધનું નામ સંડોવાય છે. **ચંદ્રરાવ** આ બાબતમાં કોઈનું સાંભળે એવો નહોતો. તેમજ પોતાને ઇચ્છા હોત તો **અનુબાને** માથે અપજશ મૂકે એવો એ તે નહોતો. તે ઘણીક વાર આપ્તમંડળમાં કહેતો કે "પુરુષે બીજી વાર પરણવું તે આપણી રૂઢિથી જોકે ઉલટું નથી છતાં પોતાને પુત્રાદિ હોય તો તેમ ન કરવું એ પ્રશંસનીય છે." **ચંદ્રરાવને** પુત્ર ન હોત તોપણ એ બીજી વાર પરણતે નહીં.

પુનર્લગ્નની વાત કોઈ કરતું તો તેને તે હસી કાઢતો અને કહેતો કે "પુનર્લગ્ન ન કરવાથી કદાચ બગાડો થતો હોય તો તે અટકાવવા સારી કેળવણીની જરૂર છે. રૂઢિને અંગે તેમના પર કેટલાક જુલમ થાય છે તે પણ ઠીક નથી. માણસને તેની દુઃખી અવસ્થાનું વારંવાર ભાન કરાવવું તેમાં કંઈ ખાસ ફાયદો નથી. ઉંચી જ્ઞાતિઓમાં તો સુધારો દાખલ થયો છે તેનો ધીરેધીરે બધે ફેલાવો થશે. પુનર્લગ્નનો સ્વીકાર કરવાથી આપણી નીતિનું

ધોરણ ઘણા નીચા પાયા પર જતું રહે છે અને જનસમૂહના મન પર, નીતિ પર, તેમજ રહેણીકરણી પર માઠી અસર થવાનો ભય રહે છે. પેટમાં આંગળી ખોસી જાણી જોઈ આવું શૂળ ઊભું કરવાથી શો લાભ? મનુષ્યનું જીવન અન્ય પ્રાણીઓ કરતાં ઘણા ઉંચા પ્રકારનું છે. તેનો જન્મ જુદાં-જુદાં ઋણ પૂરાં કરવાને થયલો છે. દેવઋણમાં, ઇષ્ટ દેવ પર શ્રદ્ધા, કર્તા તરીકે તેની અર્ચના, સર્વ વસ્તુઓમાં સર્વત્ર તેનો સ્વીકાર વગેરે આવી જાય છે. પિતૃઋણમાં, વડિલ, પૂવજો, તેમનો બંધુવર્ગ, સગોત્રો વગેરે તરફ અદા કરવાની ફરજ આવે છે. લોકઋણમાં, ન્યાતજાત તથા દેશ તરફની ફરજ આવી જાય છે. કદાચ કોઈ કહેશે કે પુત્ર ન હોય તો પિતૃઋણમાંથી મુક્ત થવા બીજી વાર પરણવાની જરૂર છે. પિતૃઓ પિંડ માગે એ વાત ખરી, પરંતુ કોઈ માણસને સંસારમાં લપટાવું ન હોય, તેની ઉપાધિ ગમતી ન હોય, તે છતાં બીજી વાર પરણવાની ધર્મશાસ્ત્ર આવશ્યકતા ગણે, એમ હું માનતો નથી. એવો માણસ પોતાના જ્ઞાનબળ વડે પિતૃઓને તૃપ્ત કરી શકે. કર્મમાં તેનું ચિત્ત ચોંટેજ નહીં. વળી ફરી પરણનારા કેટલા આમ ધર્મદૃષ્ટિથી પિતૃઋણમાંથી મુક્ત થવાને પરણે છે તે તો હું જાણું છું. ક્રમશઃ એકએક ઋણ પૂરૂં કરવાથી બીજાનો અધિકાર આવે, અને આ ત્રણે ઋણમાંથી યથાશક્તિ યથામતિ મુક્ત થવાથીજ આત્મઋણનો અધિકાર આવે. આનો અર્થ એટલોજ કે માણસ પ્રથમથીજ સંસારમાં બિલકુલ ન પડતાં જ્ઞાનમાર્ગ પસંદ કરે તો કદાચ તેને પાછા સંસારમાં આવવાનું મન થાય. પણ જેને સંસારનાં સુખદુઃખ જોયા પછી, સપાટા ખાધા પછી વૈરાગ્ય આવે, તેને સંસાર પર ખરી અભ્રચના આવે છે, ને તેનો વૈરાગ્ય અચળ રહે છે. આસુરી પ્રકૃતિનો ત્યાગ ને દૈવી પ્રકૃતિનું ગ્રહણ એજ ધર્મનિયમોનો હેતુ છે. પશુવત્ જીંદગી ગુજારવામાં મનુષ્યજન્મ સાર્થક થતો નથી. પુરુષોએ આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ. સ્ત્રીઓ પોતાના મનને વશ રાખી શકે અને પુરુષો તેમ ન કરી શકે તો તેમનામાં પુરુષત્વ છે એમ ન કહેવાય. સ્ત્રીઓ કરતાં તેઓ ઉતરતી પંક્તિના ગણાય." ચંદ્રરાવ એકલું બોલી જાણતો નહીં. બોલતો તે કરી બતાવતો.

તેની તબીઅત ધીરેધીરે બગડવા લાગી. કામમાં પણ તેને ઝાઝી ગમ પડતી નહોતી. આરામની જરૂર જ હતી, તેથી શેઠના કહ્યા મુજબ તેણે માથેરાન

જવા ધાર્યું. શેઠે તે બાબત બધી વ્યવસ્થા કરી. નસીબના સંજોગે...મહારાજની સવારી પણ માથેરાન આવવાની હતી એટલે ચંદ્રરાવને જૂના મિત્રનો તેમજ પોતાના જમાઈનો મેળાપ થાય એમ હતું, મહારાજ કોઈક વાર રાજ્યકારભારથી કંટાળી યા નાદુરસ્ત તબીઅતને લીધે આવી હવા ખાવાની જગાએ જતા. હિંદની બહાર એ હવાનેજ બહાને જવું તેમને પસંદ નહોતું. તે એમ કહેતા કે "હવા ખાવાની જગાઓ અહીં ઓછી છે કે આપણે તેટલા માટે પરદેશ જઈએ ? અહીં ને અહીં ફરવાથી વતનથી બહુ દૂર જવું પડતું નથી. રાજ્યમાં કંઈ ગરબડ થાય યા પ્રજા પર કંઇ કુદરતની આપત્તિ આવી પહોંચે, તો આપણે ઝટ વતન આવી શકીએ અને જોઈતી મદદ કરી શકીએ. દૂરથી ઝટ આવવું બની શકે નહીં. આપણે ચમન કરતા હોઈએ અને પ્રજા બિચારી દુઃખી થતી હોય. ત્યાંનીજ હવા સદે, એ ઘેલું સૂત્ર મને પસંદ નથી. વિલાયતમાં કંઈ અમૃત નથી. આપણા બાપદાદાઓ હિંદમાંજ રહેતા હતા, તેઓ શરીરે આપણા કરતાં વધારે કદાવર હતા ને રણસંગ્રામમાં વધારે હોશયારી અને ચાલાકી બતાવતા હતા. આપણે રંગસંગ્રામમાં ભોગી થતા જઈએ છીએ અને કૌવત આપણામાં ઓછું થતું જાય છે. હિંદની હવામાં ઝેર હોત તો તેની ત્રીસ કરોડની વસતિ જીવી જ ન શકતે અને પરદેશીઓ તો આપણા લાભાલાભનો વિચાર કરવાનું છોડી ક્યારના પલાયન કરી જતે. પુસ્તકો વાંચવાથી પરદેશની રહેણીકરણી તથા રાજ્યદ્વારી હિલચાલોનો અનુભવ આપણને મળી શકે એમ છે. ખરૂં છે, કે વાંચ્યાથી યા સાંભળ્યાથી લાભ મળે તેના કરતાં નજરોનજર જોવાથી વધારે લાભ મળી શકે. પણ સારા લેખકો તો એવી અચ્છી રીતે આપણી આગળ ચિતાર ખડો કરે છે કે જાણે તેજ ભૂમિમાં ચાલતા હોઈએ એવું આપણને લાગે. જાતિઅનુભવ મેળવવા જતાં કંઈ ચેપ લાગી જાય તો ભારે થઈ પડે. મનની નબળાઈ આપણામાં એટલી બધી ન હોય તોપણ એટલું તો નક્કીજ કે એક વાર ત્યાં જઈ આવ્યા કે પછી જરાક થયું કે ત્યાં જવાનું મન થવાનું. વળી આપણા દેશમાં જે માનને પાત્ર આપણે ગણાઈએ છીએ તથા જે સત્કાર મળે છે તેમ ત્યાં બનવું મુશ્કેલ. ત્યાં જઇ આપણો વૃક્કર શા વાસ્તે ઓછો કરવો ? જતાં પહેલાં તથા જઈને આપણું

હાસત્વ ગાઈવિગાડીને શા સારૂ બતાવવું ? આધા છીએ તો માનમાં રહીશું. ત્યાં હમેશ રહેનારા રાજાઓના લલાટમાં વિધિએ રાજ્ય લખેલું પણ રાજ્યભોગ તો નહીંજ લખેલો." મહારાજ જ્યારે પણ આમ બહાર નીકળતા ત્યારે રાજ્યવ્યવસ્થા એક ખાસ કારભારી મંડળને સોંપવામાં આવતી હતી.

ચંદ્રરાવે, અનુભા તથા વિપિનને સાથે લેવાનું ધાર્યું હતું. વિપિનને પણ આરામની જરૂર હતી. બી. એ. નો શ્રમ વેઠયાને ઝાઝો વખત થયો નહોતો. જાતે ઘણા કોમળ હૃદયનો અને મનનો પોચો હોવાથી, રસિકાને સંભારી તે ઘણીક વાર રડતો, કેમે કરી તેને વિસરતો નહીં. તેના ગુણ, તેણે કરેલા ઉપકાર, કેળવણી આપવામાં તેણે લીધેલી મહેનત, તે અહોનિશ સંભારતો. રસિકાએ પોતાનાં બાળકોને શિક્ષણ આપવામાં કોઈ પણ દુ:ખની દરકાર કરી નહોતી. સહેજસાજ તબીઅત સારી ન હોય અથવા બહુજ થાકી ગઈ હોય, છતાં બાળકો ભણવાનું મન કરતાં કે તરતજ તેમને શિખવવા તે તૈયાર થઈ જતી. વિપિન મુંબઈમાં એકલો પડયો એટલે આ સૌ તેને સાંભરતું. વળી તારા વગેરે ને મળાય માટે પણ માથેરાન જવા તે આતુર હતો.

તેમને જવાને આગલે દહાડે, શેઠે બે મન્ચીલ તથા એક ઘોડો તૈયાર રાખવા માથેરાનના એક મિત્રને લખી જણાવ્યું. ચંદ્રરાવને ઘોડા પર બેસતાં આવડતું હતું પણ તેમ કરવા લાયક તેની તબીઅત નહોતી વિપિનને બેસતાં આવડતું નહોતું. અભ્યાસમાંજ પા ઉપર જીંદગી પૂરી કરનાર ઘણા થોડાઓને તે આવડે છે. શિખવાનું મન હોય તેને સાધન નથી હોતાં, સાધન હોય તેને શિખવા જેવું તેમાં કશું લાગતું નથી. લડવા જવું હોય તેને એ કામનું એવી કદાચ તેમની ધારણા હશે. વિપિનના વિચાર એવા નહોતા પણ તેને અનુકૂળતા નહોતી. ઘોડો ઘેર એકજ હતો અને ચંદ્રરાવને વારંવાર તેનો ખપ રહેતો. સવારીનો ઘોડો ખાસ હતો નહીં. શેઠે તો વિપિન વાસ્તે પણ મન્ચીલનો વિચાર રાખ્યો હતો, પરંતુ વિપિને તે ફેરવ્યો.

જવાને દિવસે, બહારથી તેમજ અંદરથી સાદા શેઠ જાતે સ્ટેશન પર ચંદ્રરાવને મૂકવા આવ્યા હતા. સૌ ગાડીમાં બેઠા ને શેઠે ચંદ્રરાવના હાથમાં રૂપિઆ એક હજારની નોટ મૂકી તે ઉપરાંત જરૂર પડે વધારે મંગાવી લેવા કહ્યું. "કશી રીતે આપદા ભોગવશો નહીં, તબીઅત સુધારવા તરફજ

ધ્યાન આપશો તથા અહીંની ફિકર કરશો નહીં. શાહના ગાડાં રાહે ચાલ્યાં જવાનાં. મારા કાગળોમાં અહીંના વેપારસમાચાર હું આપવાનો નથી, તમે પૂછાવશો તોયે લખવાનો નથી. તબીઅત સુધારવા જનારને અહીંની ખટપટો તથા હિલચાલો જાણવાની જરૂર નથી."

શેઠ દઢ તથા એકનિશ્ચયી હતા તે ચંદ્રરાવ જાણતો હતો. નોટો તેણે વિપિનને સોંપી. શેઠની પોતાના પર આવી મમતા જોઈ તેની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. શેઠને તેણે પ્રણામ કર્યા ને ગાર્ડે સીસોટી વગાડી. સૌ કોઈ સાવધ થઈ ગયા, ખાલી અંદર બેઠેલા ઉતરી પડ્યા, બહાર ઊભેલા છતાં એ ગાડીમાં રવાના થનારા અંદર જઈ ગોઠવાયા. 'આવજો, કાગળ-પત્ર લખજો' એમ બૂમ પાડવા માંડી. બીજા તથા પહેલા વર્ગના ઉતારૂઓ સાથે 'શેકહેન્ડ' થવા લાગી. એન્જિનનો પાવો વાગ્યો અને બોરીબંદરથી ગાડી ઉપડી. જેમને કંઇ અગત્યનું લેવાનું રહી ગયલું તેમણે આખરે બૂમ પાડી કહી દીધું. થોડાકને ગાડી સ્ટેશન બહાર નીકળી ને કાંઈ સાંભરી આવ્યું એટલે તેમણે ઘેર જઈ કાગળમાં લખવા વિચાર કર્યો.

સ્વાર્થ છેક આંધળો છે. ગાડી કલાકના લગભગ પીસતાળીસ માઇલની ઝડપે ચાલતી હતી, ને કોઈકજ સ્ટેશને ઊભી રહેતી હતી, છતાં અંદરના કેટલાક ઉતારૂઓને, તે બિલકુલ થોભ્યા વગર એકદમ પોતાને જ્યાં ઉતરવાનું હતું ત્યાંજ જઈ અટકે, એવી ઇચ્છા હતી. વિપિન આવા ઉતારૂઓમાંનો એક હતો. તારાને મળવા તે બહુ ઉત્સુક હતો. તારાને ઘણો વખત થયાં મળાયું નહોતું તેને મળી હૃદય ખાલી કરવાનું હતું, એટલે ગાડી એકદમ ઉપડીને નેરલ પહોંચે તો વધારે સારૂં એમ તેના મનમાં હતું. જડ વસ્તુ પર મનુષ્યના હૃદયની અસર થતી નથી, તે તે ભૂલી ગયો હતો.

નેરલ આવ્યું અને માથેરાનના ઉતારૂઓ ઉતરી પડયા. સ્ટેશન બહાર કેટલાકે પોતાને વાસ્તે સગવડ કરી હતી. કેટલાકને કરવાની બાકી હતી. સૌ સૌના વાહનમાં બેઠા. ક્યાં અને કેટલું દૂર જવાનું હતું તેની વિપિનને ખબર નહોતી. આગગાડીનાં પ્રમાણમાં તેનો ઘોડો ઘણોજ ધીમો, કીડીના વેગથી ચાલવાનો હતો. રસ્તો પણ સીધો અને સરળ નહોતો. કોઈ જગાએ ચડાણ આવતું, કોઈ જગાએ નીચાણ આવી જતું. કોઈક જગાએ રસ્તો એવો સાંકડો થઇ જતો કે સામેથી કોઈ આવતું હોય તો પસાર

થવું દુર્ઘટ થઈ પડે. નીચે અજબ ઉંડી ખાઈ અને કોતરો દેખાતાં. વધારે ધારીને જોનાર માણસને નીચે જોતાં ફેર આવી જતા. ઉપર ડુંગર પણ એટલા ઉંચા જણાતા કે નાંખી નજર પહોંચતી નહીં. કયાંક આંખે તમ્મર આવી જતાં. વળી આ જગામાં માણસ સામે જવલ્લેજ મળતું. કોતરમાં કે નીચે ઝાડીમાં વસનાર, માથે ચારો લઈ જતો કોઈક વાર માત્ર દૃષ્ટિએ પડતો. તેની એ ખાઈ તથા ઝાડી પસાર કરી જવાની શક્તિ અદ્‌ભુત લાગતી. આવા ડુંગરના કોળ, વીસ શેહેરીઓને માત્ર બેચારજ મળ્યા હોય તો ભારે થઈ પડે. તેમનાં શરીર તો કઠણ દેખાતાં પણ તેમનાં મોં નિર્દોષ લાગતાં હતાં. આર્યો પૂર્વે હિંદમાં વસતા લોકોના જેવા તેઓ દેખાતા હતા. તે રંગે સીધી જેવા કાળા હતા જોકે તેમના વાળ જુદા પ્રકારના હતા. તેમનું કદાવર શરીર જોઈ ટાઢ અને તડકો જાણે તેમનાથી નાસતાં હોય એમ લાગતું. કેટલાક ઉઘાડે શરીરે ફરતા, તો કેટલાકની ખાંધ પર ધુળીઆ ધાબળી અવ્યવસ્થિત નાખેલી જોવામાં આવતી. ભય શું તે કોઈ સમજતું નહીં. સાતઆઠ વર્ષનું તેમનું બાળક પણ હાથમાં તીરકામઠા વગર ફરતું જવલ્લેજ દેખાતું. એકલું ગમે ત્યાં રવડતાંએ ડરતું નહીં.

વિપિન–તારાને મળવા અધીરો બનેલો વિપિન–તેમને માથેરાન હજી કેટલું દૂર છે તે પૂછતો, પરંતુ તેઓ ગુજરાતી સમજતા નહીં એટલે જવાબ દીધા વગર ચાલ્યા જતા. વિપિનની આતુરતા આથી વધવા માંડી. ધીરેધીરે કુદરતનો બહાર વધારે દેખાવા લાગ્યો એટલે વિપિનનું લક્ષ તે તરફ દોરાયું. ઉંચે નીચે અને આસપાસ નાનાંમોટાં અનેક જાતનાં વૃક્ષો જોતાંજોતાં તેણે માર્ગ કાપવા માંડ્યો. ઘોડા પર બેઠેલો હોવાથી મન્ચીલોથી તે આગળ નીકળી ગયો હતો. આરોગ્ય તપાસવાની જગા આવી પહોંચી કે માથેરાન હવે થોડુંજ દૂર છે એમ તે સમજી ગયો. દિવસ તદ્દન ઘોર લાગતો હતો. ખડબચડા અને ઉંચાનીચા રસ્તા પર જાણે ગુપ્ત કાસદનું કામ લઈ જતો હોય, તેમ વિપિન શ્રમ અને ભૂખને લીધે થાકેલો પોતાનો ઘોડો એકલો ચલાવતો હતો. ઘોડાને કઈ તરફ લઈ જવો, કયાં વાળવો, એ બાબતની તસ્દી ઘોડેસ્વારને પડતી નહોતી.

સૂર્યાસ્તને લીધે પ્રસરેલાં રતાશ પડતાં કિરણો આછાં ને આછાં થતાં હતાં. ઉંચી ટેકરીઓ ઉપર તથા મોટાં અને ઉંચાં ઝાડો ઉપર એ કિરણોનો

ભાસ સહેજસાજ લાગતો હતો, છતાં ઝાડનાં પાદડાંઓ તથા ટેકરીઓ ઉપર ઉગેલા જંગલી છોડવાઓનો છાંયડો ઘણો રાક્ષસી તથા બિહામણો જણાતો હતો. ભિન્નભિન્ન તથા મનને મોહ પમાડે એવાં, સવારે દેખાતાં રંગબેરંગી ફુલો સંતાઈ ગયાં હતાં. સર્વત્ર ગંભીર, ભય ઉપજાવે એવી શાંતતા પસરાઈ ગઈ હતી, અને તે એકલી હવામાંથી નહીં પરંતુ ઘણાજ ઉંડાણમાથી આવતી હોય એમ ભાસતું હતું. આ દૃશ્યથી પશુપક્ષીઓ પણ જાણે ત્રાસ પામતાં હોય તેમ પલાયન કરી જતાં હતાં. કેટલાંક કોલાહલ કરી તે જગાની ભયંકરતામાં ઉમેરો કરતાં હતાં. સૂર્યાસ્ત નજીક આવવા લાગ્યો. ઉપર આભ અને નીચે ધરતી એમ ઉતારૂઓ ચાલ્યા જતા હતા. બધે ચુપાચુપ લાગતું હતું. માત્ર કોઇકિ વાર જમીન પર પડેલાં પાંદડામાં સળવળાટ, ઝાડોમાંથી આવતો કંસારી કે બીજાં જન્તુઓનો અવાજ જીવને ગભરાવતો હતો. આકાશ ઘમઘોર દેખાતું હતું અને પૃથ્વી તેથી વધારે બિહામણી લાગતી હતી. ઘોડાઓ આ જગાના ટેવાયલા ન હોય તો વટેમાર્ગુની દશા કંઈ વિચિત્રજ થાય. પરંતુ આ ભયંકરતાની અસર ઘોડાઓ તથા મન્ચીલ ઉંચકનારાઓ ઉપર થતી નહોતી. તેઓ નિડરતાથી આગળને આગળ ખરે રસ્તે ચાલ્યા જતા હતા. વિપિન આગળ નીકળી ગયો માટે પસ્તાતો હતો. ઊભા રહેવા કરતાં હવે તો જલદીથી માર્ગ કાપવામાંજ સાર હતો. પાછા ફરવાની હામ નહોતી. મન્ચીલમાં બેસનારાઓનો ભય તો, વાંચનાર, તુંજ કલ્પી લે તે વધારે સારૂં. બેસનાર એક અને ઉંચકનારા ચાર. બેસનાર મોટે ભાગે મુંબાઈવાસી એટલે સુકી સળી જેવો યા ફોફલ, અને તેને લઈ જનાર વાઘ જેવા. આડે રસ્તે લઈ જઈ તેનું કાટલું કરતાંજ વાર. તેને લુંટી લઈ ગમે ત્યાં કોતરમાં પધરાવી દીધો, તો તેનું હાડકું મળવું પણ મુસ્કેલ. મન્ચીલમાં બેઠેલાંઓને તો આથી જીવતાં ને જાગતાં મૃત્યુનો અનુભવ મળ્યો. ચંદ્રરાવ સિવાય સૌના રામ રમી ગયા હતા. ચંદ્રરાવની શાંત પ્રકૃતિમાં આ ગંભીર ને ભયાનક કુદરતી દેખાવે વધારો કર્યો. પ્રભુ પર તેને પૂર્ણ શ્રદ્ધા હતી. વળી રસિકાના મૃત્યુ પછી પોતાની જીંદગીની તેને ઝાઝી દરકાર રહી નહોતી. રસિકાને આવી જગાઓમાં જવાનો, ફરવાનો બહુ શોખ હતો પણ તે કોડ મુંબાઈની પ્રવૃત્તિને લીધે પૂરો પડાયલો નહીં, તેથી ચંદ્રરાવના

મોં પર દિલગીરી છવાઈ રહી હતી. રસિકા તરફ પોતાનો ધર્મ બજાવી શકયો નહીં, એ વિચારથી એ લાચાર બની ગયો હતો.

મોચી વગેરે વર્ણોની ઝુંપડીઓમાં બળતા નાના તથા ઝીણા દીવાના પ્રકાશે સૌના જીવમાં જીવ મૂકયો. માથેરાન આવી પહોંચ્યું એમ સર્વેને લાગ્યું. ધીમેધીમે બંગલાઓ, હૅાટેલો આવવા લાગ્યાં અને ઉતારૂઓએ ઉતરવા માંડયું. વિનોદચંદ્ર સામેથી એક માણસ પાસે ફાનસ ઉંચકાવી આવતો હતો, તે વિપિનને મળ્યો. વિપિને તારાની ખબર પૂછી.

‘ અહીંથી તે બહુ દૂર નથી. તમારી વાટ જોતી બંગલાના દરવાજા આગળ ઊભી છે. ”

વિપિનનું હૃદય ધડકવા માંડયું. તેને કેમ મળાશે એવો વિચાર આવ્યો. ચંદ્રરાવ તથા અનુબાની રાહ જોતો તે ઊભો. થોડીક વારમાં તેઓ આવી પહોંચ્યાં. વિનોદચંદ્રે નમસ્કાર કર્યા. ચંદ્રરાવ મન્ચીલમાંથી ઉતર્યા. વિપિન ઘોડા પરથી કુદી પડયો. ચંદ્રરાવ તથા વિનોદચંદ્ર વાતો કરતાકરતા ચાલતા હતા, તથા વિપેન દરેક બંગલાના દરવાજા તરફ જોતો હતો.

ચંદ્રરાવ તથા વિપિનને આવતા જોઈ, વિનોદચંદ્ર તેમની સાથે હોવા છતાં તારા ઉતાવળીઉતાવળી આવી ચંદ્રરાવને બાઝી પડી, રોઈ પડી. ચંદ્રરાવનું હૃદય પણ પીગળી ગયું. વિપિન એક તરફ તારાને છાની રહેવા સમજાવતો હતો પણ મોં આડું રાખી પોતે રોતો હતો. વિનોદચંદ્ર ચંદ્રરાવને શાંત કરવા મથતો હતો. બધાને શાંત કરવાનું તેને માથે આવ્યું. હૃદયને ઉભરો શમવા માંડયો તથા ચારે જણાંએ ચાલવા માંડયું. અનુબાનું મન્ચીલ જરા પાછળ હતું એટલે તેને આ વાતની ખબર પડી નહીં. ઉતારો આવી પહોંચ્યો અને સઘળાં તેમાં દાખલ થયાં. કોઈ પણ જાતની સગવડ કરવામાં શેઠે બાકી રાખી નહોતી. રસોઈઆને આગળથી વિદાય કરવામાં આવ્યો હતો એટલે સઘળું તૈયાર હોવાથી તેણે રજા માગી. કાલે સવારે મળીશુ, એમ કહી તારા તેની પાછળ ગઈ.

લાંબો પ્રયાસ કરી થાકેલાને થાક ખાવાની જરૂર છે, તો આપણે પણ વધારે શ્રમ ન લેતાં માથેરાનની શીતળ ટેકરી પર આરામ લઈએ.

---

# પ્રકરણ ૧૨

## માથેરાન

"આશા મીઠી કટુ થઈ હવે ત્હોય છોડી ન છૂટે,
જૂઠી તેને મગજ સમજે ત્હોય હૈયું ન છોડે;
આશા એ તો મધુર કડવો અંશ છે જિંદગીનો,
છેદાયે ના જીવિત સુધી એ, છેદતાં જીવ જાતો !"

કલાપી

પ્રાતઃકાળ થવાની તૈયારી હતી. હિંદના ઘણા પ્રદેશોમાં લોકો તાપથી કંટાળી ગયા હતા ને તાપને લીધે જોઈએ તેટલું કામ કરવા અશક્તિમાન્ થવાથી ઉનાળો ક્યારે જતો રહે એની વાટ જોતા હતા. રાતના બધાં બારીબારણાં ઉઘાડાં મૂકી અથવા તો અગાસીમાંજ લોકો સુતા, તે સમયે માથેરાનમાં પુષ્કળ ઠંડી પડતી હતી. સવારના પહોરમાં કોઈ પણ માણસ શરીરે કંઇ ગરમ કપડાનું આચ્છાદન કર્યા વગર ઓટલા પર સુદ્ધાં ફરી શકાતું નહોતું. બધે ધુમસ વ્યાપી રહ્યો હતો. તે એટલા જોરથી વરસતો હતો કે ચંદ્રાવતના ઓટલાની બહાર આવેલા બાગમાંજ કોઈ ફરતું હોય તો દેખાતું નહોતું.

ચંદ્રાવતનો ઉતારો 'ડેન્જર પૉઈન્ટ'ની સામે મોટા રસ્તા પરથી જમણે હાથે વળતાં થોડાં કદમ ચાલ્યા પછી, ગલીના નાકા પર આવેલો હતો. તે ભાગમાં મોટા ત્રણ ખંડ હતા. દરેક ખંડની બાજુમાં નાની નાની ઓરડીઓ હતી તથા છેડાના બે ખંડના પાછલા ભાગમાં નહાવાની ઓરડીઓ હતી. બંગલાના આ ભાગની આગળ એક નાનો બાગ હતો, તેમાં જાતજાતના છોડવા તથા ઝાડો રોપવામાં આવ્યાં હતાં. તેઓ તેમની અનુપમ શોભાથી સવારના પહોરમાં સર્વને આનંદ આપતાં હતાં. બાગની વચ્ચે એક ફુવારો હતો, જે કોઈક વાર છોડવામાં આવતો હતો. બાગ ફક્ત આગલાજ ભાગમાં હતો, ને તેને આગળથી એક નીચી દીવાલ હતી.

એ દીવાલ આગળ જઈને નીચે નજર નાંખતાં 'ડેન્જર પૉઇન્ટ'નો સાંકડો તથા ભયંકર રસ્તો દેખાતો હતો. આ રસ્તો એવો તો સાંકડો હતો,

કે ફક્ત એકજ માણુસ સમાલીને ચાલે નહીં તો નીચે આવેલા ઉંડા કોતરનો ભોગ થાય. સામેથી માણુસ આવતું હોય તો એકને આડા ફરી બીજાને માર્ગ આપવો પડતો. આ રસ્તો જોવાની તથા તે તરફ ફરવાની માથેરાનમાં આગમન કરનાર દરેક રસિક માણુસ ઇચ્છા રાખતો. વધારે ઉંડાણુમાં તથા જરા દૂર નજર નાંખતાં, પર્વતની તળે આવેલી મોટી ફળદ્રુપ ખાઈ નજરે પડતી હતી. નદીનો વિશાળ પટ જાણે સુકાઈ ગયો હોય તથા તેમાં જાણે કુદરતે વાસ કર્યો હોય, એવું આઘેથી ભાસતું હતું. કોઈક ઠેકાણે કરાંઠી કે એવી કોઈ વસ્તુથી બાંધેલી નાની ઝુંપડીઓ દેખાતી હતી. નીચે આવેલાં ગંજાવર ઝાડો તથા કોઈક વાર ત્યાં ફરતાં જાનવર તથા માણુસો નિહાળતાં, વેંતીયાની જાણે સૃષ્ટિ ઉત્પન્ન થઈ હોય એવું લાગતું. ખાઈવાળો પ્રદેશ ધીરેધીરે ઉંચો ને ઉંચો થઈ, છેવટે 'પર્બલ હિલ'ને મળી જતો હતો. સાધારણુ જોનારને તો એ ડુંગર બંગલાની બહુજ નજીક આવ્યો હોય એમ લાગે, પણુ ખરૂં જોતાં તે બંગલાથી ઘણો કોશ દૂર હતો.

ધીમેધીમે, ધુમસ બંગલાની નજીક ઓછો ને ઓછો થતો 'પર્બલ' પર વાસ કરતો ને તેને સૂર્યથી સંતાડવા પ્રયત્ન કરતો. આથી તે બરફનો પહાડ હોય એમ આઘેથી લાગતું. એટલામાં સૂર્યનારાયણુ ક્રોધાયમાન થઈ 'પર્બલ'ની તરફેણુ કરી, તેની શોભા ઓછી કરનાર ધુમસ પર વેર લેવા પોતાનાં કિરણુરૂપી અસંખ્ય લશ્કરને આગળ કરી, રથમાં મહાલતામહાલતા ધીરેધીરે આવતા હતા. એ અજિત લશ્કર સામું ટકવાને ધુમસ અશક્તિમાન્ હોવાથી, ઝાડી યા કોતરમાં બીજે દહાડે સવારે વેર લેવા બાયલાની માફક તે સંતાઈ જતો. રથમાં બેઠેલા નૃપની સામું પણુ જોવાની તેનામાં શક્તિ નહોતી. સૂર્યનારાયણુ જય મળ્યાની ખુશાલીમાં લશ્કરને શાબાશી આપતા તથા તેમને પ્રફુલ્લિત કરતા, આનંદથી તથા હસતે મુખે હાથીની માફક ડોલતાડોલતા આવી પહોંચ્યા, અને 'પર્બલ' તેના પૂર ભપકા ને દમામમાં ઊભેલો હોય એવો દેખાયો.

બંગલાના બીજા ભાગમાં જવાને બાગમાં થઈ કુદરતેજ ખોદી કાઢેલા પત્થરના દાદર પર ચડીને જવાનું હતું. તે ભાગ પહેલા ભાગ કરતાં ઝાઝો ઉંચો નહોતો. બાગના ઓટલા પર એક હાંચકો બાંધેલો હતો. ત્યાં મોટી

ચાર ઓરડીઓ હતી. આમાંની એક રસોડા તરીકે વપરાતી. આ ભાગની પાછળ એક મોટો કૂવો હતો, તેમાં દૃષ્ટિ કરતાં માલૂમ પડતું કે તેનું પાણી ખાસ વપરાશમાં આવતું નહોતું. અંદર બધે ભીંત પર લીલ બાઝી હતી. તથા પાણી પર ઝાડના પાંદડાં એવી સફાઇથી પથરાઈ ગયાં હતાં કે ત્યાં પાણી છે એવું ભાન પણ થતું નહીં.

બંગલાનો ત્રીજો ભાગ પહેલા ભાગની પાછળ જ આવેલો હતો. ત્યાં બે રસોડાં હતાં. એ બેની વચ્ચે એક મોટો ઓરડો જમવા બેસનારની સગવડ વાસ્તે હતો જમણી બાજુના રસોડાંની પાસે બંગલાના રખેવાળની ઓરડી હતી. રખેવાળ વયે વૃદ્ધ હતો છતાં શરીરે પુષ્ટ હતો. બંગલાના માલિકની વાત તેની અસ્પષ્ટ ભાષામાં તે ઘણાજ રસથી કહેતો.

સવારના પહોરમાં વહેલા ઊઠી, દંતધાવન કરી, વિપિન આમતેમ કુદરતને નિહાળતો ફરવા લાગ્યો. તેના મનથી તે બહુ વહેલો ઊઠયો હતો. ઘોડા પર અથવા પગે ફરવા નીકળેલા માણસોએ આ અનુમાન ખોટું પાડયું. ઘોડા પર ફરવા નીકળેલા માણસોના હાથમાં એક બહુ નાની ને પાતળી લાકડી દેખાતી. તેમની તરફથી આવતા સ્વર પરથી તેઓની પાસે પાવો અથવા સીસોટી હોય એમ ભાન થતું. સવારના પહોરની ઠંડી તથા શાંતિમાં આ સુરનો પડઘો ઘણોજ ઉંડાણમાંથી આવતો હોય એમ લાગતું. પગે ચાલનાર કેટલાક પોતાના કરતાં બે હાથ ઉંચી જબરી ડાંગ સાથે ત્યાં ફરતા જણાતા. આ ફરનારાઓનો ઘણોખરો ભાગ મુંબઇવાસીજ હતો. થોડીક વાર આમતેમ ફરી, કંટાળી, વિપિન 'ડેન્જર પૉઇન્ટ'ને નિહાળતી દીવાલ પર બેઠો અને ઉપરનીચે અર્થ વગર જોવા લાગ્યો. નીચે અંધારૂં જણાતું હતું. ત્યાં આગળથી પણ મુસાફર કોઇ કોઇ રખાખડ્યા જતા દેખાતા હતા. કેટલાકને તો જોયાનો પ્રસંગ ઘણી વાર પડેલો હોવાથી વિપિનને તેમાં રસ પડતો નહોતો.

જરાક વાર પછી એ રસ્તાનો અંધકાર જાણે દૂર થતો હોય એમ વિપિનને લાગ્યું તથા તે તરફ એનું ધ્યાન વધારે ચોંટયું. સૂર્યનારાયણે ત્યાં પોતાનું તેજ પૂરેપૂરૂં મોકલ્યું. વિપિનની નજર એટલામાં ત્યાંથી પસાર થતાં માણસો ઉપર પડી ને એ સ્તબ્ધ થઈ એકી ટસે તેજ દિશા

તરફ જોવા લાગ્યો. આંખને તૃપ્તિ થતી નહોતી. પાંપણ મીંચાઈ જતી તે પણ તેનાથી ખમાયું નહીં. એની નજર આગળથી પસાર થનાર કોણ હતું તે તે સમજી શક્યો નહીં. મુંબાઈવાસી તો તે નહોતુંજ, કેમકે સાથે રજવાડાનો સિપાઈ હતો. બીજો મરદ જે પાછળ ચાલતો હતો તેની મુખમુદ્રા પરથી તે સુંદરીનો ભાઈ હોય એવું લાગતું હતું. સિપાઈ એ ભાઈબહેનની પાછળ ચાલતો હતો. વાત કરનાર માણસોને સામા માણસનું મોં જોઈ વાત કરવાની ટેવ હોય છે, તે પ્રમાણે તે સુંદરીને પાછાં ફરી ભાઈ સામું જોઈ વાત કરવી પડતી હતી. પણ વિપિનને આથી તેનું બરોબર અવલોકન કરવાનો પ્રસંગ મળતો હતો.

એટલામાં વિપિનની નજર તે સાંકડા રસ્તા પર પડી ને તેને એકદમ ફાળ પડી. રસ્તો તે જગાએ જરાએક સાંકડોજ હતો, ઉપરથી તે વધારે સાંકડો દેખાતો હતો, અને વિપિનથી તે જોઈએ તે કરતાં વધારે સાંકડે કલ્પાતો હતો. તેના પર ચાલનાર રખેને પડી જશે એવું એના મનમાં થયું. ઓળખાણ હતું નહીં એટલે ચેતાવી શકે એમ નહોતું. જરા પગ લપસ્યો તો હાથપગ જડે એમ નહોતું. વારંવાર પાછું ફરીફરી તે બાળા વાત કરી જતી હતી ને વિપિનની ધાસ્તીમાં વધારો કરતી હતી. સહેજ પણ આંચ આવે તો ઉપરથી પડતું મૂકી વિપિન પોતાનો ભોગ આપવા તૈયાર થઈ ગયો. બચાવવું તો પ્રભુ સિવાય કોઈના હાથમાં હતુંજ નહીં. એકબે પળમાં વિપિન તે બાળાનો દાસ થઈ ગયો. પ્રથમ દર્શને તે ઘેલો બની ગયો. એટલામાં એકાએક ઝાડીમાં બધાં અદૃશ્ય થઈ ગયાં, અને તેની ભીતિ દૂર થઈ. આત્મભોગ આપવાનો વિચાર લંબાવવો પડ્યો. વિપિનનું હૃદય ધડકવા માંડયું, ફરી ક્યારે દર્શન થશે એવા વિચારથી તેનું માથુ ભમવા માંડયું

ચંદ્રરાવ તથા અનુબા પણ નિદ્રામાંથી ઊઠયાં હતાં. બાવરો વિપિન જાણે એક મોટું રાજ્ય મેળવવું હોય તેમ વિચારમાં ને વિચારમાં એટલા આગળ આવ્યો. વિનોદચંદ્ર તથા તારા ફરતાંફરતાં ત્યાં આવી પહોંચ્યાં.

“કેમ ભાઈ, તું કંઈ ફરી આવ્યો કે નહીં?” તારાએ પૂછ્યું.

વિપિન મન સાથે બોલ્યો, "શ્રી કૃષ્ણ ભગવાને જેમ પોતાનાં મોંમાં અર્જુનને આખી સૃષ્ટિ બતાવી દીધી તેમ એકજ મુખમુદ્રાએ મને આખી સૃષ્ટિની પ્રદક્ષિણા કરાવી દીધી છે." તેનું શરીર જોકે ફરી આવ્યું નહોતું, પણ તેના મગજે કંઈકંઈ જગાઓમાં તેને ફેરવ્યો હતો, કંઈકંઈ નવી શોધખોળ કરાવી હતી. પ્રેમીના હૃદયતરંગો પ્રેમી સિવાય કોઈજ કલ્પી શકે નહીં. જે બાળાને વિપિને જોઈ હતી તેણે વિપિનને જોયો નહોતો, માત્ર નામ સાંભળ્યું હતું. તે છતાં વિપિનને વિચાર થવા લાગ્યો કે "હું જેમ એને ચાહું છું તેમ એ મને ચહાતી હશે? એ વિવાહરહિત હશે કે કેમ? એ મારીજ ન્યાતની હશે કે બીજી? એનાં તેમજ મારાં માતપિતા અમારૂં લગ્ન કરવા હા પાડશે કે નહીં?" ઉપલા વિચારોનો સરવાળો થયો, ને તેનો જવાબ, દિલને ગમે ને મનને તસ્દી ન પડે એવી રીતે, તે પોતેજ આપવા લાગ્યો. "એ છે તો ઉમદા ખવાસની. કુટુમ્બ પણ મોટું જણાય છે એટલે મારા પિતા તો ના નહીં કહે. મારૂં પણ કુટુમ્બ સારૂં છે એટલે એનાં માતપિતાને પણ ના પાડવાનું કારણ નથી. લાગે છે તો મારીજ ન્યાતની, ને મોટાની છોકરી છે એટલે કુંવારીજ હશે, કેમકે સારો વર મળવો મુશ્કેલ."

'પણ એ મને ચહાતી હશે?' એ સવાલનો જવાબ આપવો અઘરો થઈ પડ્યો. એ સવાલનો જવાબ બરાબર ન આવે તો બધુંએ ખોટું, તથા ઉપલી માથાકુટ નકામી ઠરે. હિસાબ સો વાર ફરીથી ગણે પણ પત્તો લાગે નહીં. પ્રેમી માણસને આંધળો કહ્યો છે તેનું કારણ એકલું એ નથી કે પોતાનું પાત્ર ગમે તેવું હોય તોપણ તે મળે નહીં તો દુઃખી થાય છે. બીજી રીતે પણ તે આંધળો છે. સામું માણસ પોતાને ચહાય છે કે નહીં, તે પારખવામાં પણ તે અંધ છે. તે એમજ માની લે છે કે તે પણ પોતાને ચહાય છે. વિપિને પણ એમજ ધારી લીધું. એણે પોતાના મનને ગમતા જે ચોક પૂર્યા હતા તેમાં કેટલાક ખરા ને ખોટા હતા; જો કે એટલું તો નક્કી, કે જે બાળાએ એને આજ સુધી પ્રત્યક્ષ યા છબીમાં પણ જોયો નહોતો તે એને ચહાતી તે શી રીતે હોય?

થોડીક વારે વિપિનને ભાન થયું કે તારાએ કંઈક પૂછ્યું ને તેનો જવાબ હજુ દેવાનો બાકી છે.

"બહેન, તેં શું કહ્યું?"

"ભાઈ, હજી ઊંઘમાં તો નથી કેની? તું કંઈ ફરી આવ્યો કે નહીં?"

"કાલના થાકથી પગ થાકી ગયા છે." મનમાં ગણગણ્યો, "આજના પરિશ્રમથી મગજ કંટાળ્યું નથી લાગતું. વિચાર હજી તેના તેજ આવે છે, ને તેમાં રસ પણ પડે છે."

ચંદ્રરાવ અને વિનોદચંદ્રની વાતચિત પરથી એટલું જણાયું કે અત્યારે કોઈ મળવા આવનાર છે. રાતે આવવા વિચાર હતો પણ એકદમ કંઈ વરદી આવવાથી સવાર પર મુલતવી રખાયો. વિનોદચંદ્રે કંઈ નામ પણ દીધું હતું, પરંતુ વિપિનના તરંગોને લીધે માથેરાનની ઠંડી હવામાં તે ઉડી ગયું હતું. બંગલાની બહાર કોઈનાં પગલાં સંભળાયાં ને વિનોદચંદ્રે ઊભા થઈ બેત્રણ ખુરસી લાવી બહાર મૂકી. આવનાર માણસની આગળ ને પાછળ અક્કેક સિપાઈ ચાલતો હતો. આગળ ચાલતા સિપાઈને જોઇ વિપિન વિસ્મય પામ્યો, કેમકે તેણે સવારે જે સિપાઈ જોયો હતો તે એજ હતો.

ચંદ્રરાવ મુંબાઈની પ્રવૃત્તિમાં એવો લીન થઈ ગયો હતો કે તે પોતાને વતન જતો નહીં. જાય તોપણ કંઈ ધંધાને અર્થે. રાતે મેલમાં નીકળી સવારે ત્યાં, ને તેજ રાતે પાછી કુચ કરવાની તૈયારી. મિત્રને રાજ્યની નોકરી. કોઈકિ વાર બન્ને મળતા ત્યારે ચંદ્રરાવ કહેતો, "ભાઈ, આ પાશ્ચાત્ય રાજ્યને પ્રતાપે વગર વાંકે આપણને દેશવટો ભોગવવાનો આવે છે. સજા સરકારને કરવીજ પડતી નથી. સજા કરનાર આપણે અને સજા ખમનાર પણ આપણે. આપણું વતન મોટું ન હોય, વર્તમાનપત્ર છપાતાં ન હોય અને આપણાં સગાંસંબંધી સમાચાર લખતાં ન હોય, તો આપણા વતનમાં શું થાય છે તેની આપણને કંઈ ખબર પડે નહીં. સગાં લખતાં હોય અને આપણને જવાબ વાળવાની ફુરસદ ન હોય, તો તે લખતાં બંધ પડે. "મોટા ચોપડા ફાડવા ત્યાં ગયા છે તે જાણ્યું. નોકરી તો એજ કરતા હશે જાણે." એમ પાછળ બબડે, તે વધારામાં. બન્ને મિત્રો પરસ્પર થોડા દહાડા આવી આરામ લેવા પત્ર દ્વારા સૂચવતા પણ એમાંથી કોઈ તેમ કરી શકતું નહીં. 'ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ દે' એવો ઘાટ હતો. વિપિન છએક વર્ષનો હતો ત્યારે તેના પિતાનો મિત્ર મુંબાઈ આવી ગયો

હતો. ત્યાર પછી તે ફરી તે તરફ ફરકી શકયો નહોતો. તે વખતે પણ કંઈ રાજ્ય તરફથી ઝવેરાત લેવાનું હતું તેથીજ આવ્યો હતો. વિપિન નાનો હતો એટલે તેને આ આવનારનો ચહેરો સહેજસાજ સ્મરણમાં હતો. તેની જોડે આવેલા યુવાનને જોઈ વિપિનને સહેજ ગભરાટ થયો.

રજવાડી પરોણાની આગતાસ્વાગતા કરવા ચંદ્રરાવ ઊઠ્યો ને ઓટલા આગળ આવ્યો. જૂના દોસ્તદારો આસપાસ પોતાનાં બાળકો હોવા છતાં ભેટી પડ્યા.

બિરિજચંદ્રે કહ્યું, "ભાઈ, આવી તબીઅત સાથે આ તકલીફ લેવાની જરૂર નહોતી."

"ભાઈ, તકલીફ ન લઈએ તો પછી જઈએ કયાં? એક વાર દાઢમાં લો તો એવા ચાવી નાંખો કે દુનિયામાં ઊભા રહેવું પણ ભારે પડે! ખરી કે ખોટી, રજવાડી માણસની પરોણાગત તો કરતાં આવડવીજ જોઈએ, પછી ભલે પાછળથી તેને ગાળ દેતા હોઈએ!"

"મુંબાઈમાં રહીને આ બધું શિખ્યો હશે, ખરૂં કેની?"

"હા ભાઈ, થોડું ત્યાં અને થોડું તમારા જેવા કને."

"પણ આ તારી પરોણાગત ખરી કે ખોટી?"

"તે તો તમને સંતોષ કેવો થયો તે પરથી સમજાય, કેમકે ખામી કાઢવી તેમાં વાર શી? ને તમારી નજર તો ભૂલ શી રીતે શોધી કાઢવી તે તરફજ હોય."

"મુંબાઈમાં રહીને પણ રજવાડાનો અનુભવ તો સારો મેળવ્યો છે."

ચાહ આવી પહોંચી ને ચંદ્રરાવે કહ્યું, "ભાઈ, પરોણાગત કરી છે એમ ન સમજતો. હજી કોઈએ ચાહ પીધી નથી. રાતનો થાક છે તેથી અત્યારે મૂકાવી છે, બાકી મને દરરોજ પીવાની ટેવ નથી. જો, પ્યાલાં પણ પિત્તળનાં છે. કોઈને ત્યાંથી ચાંદીનાં મંગાવ્યાં નથી, બાકી તમારા જેવાને તો તેજ શોભે."

"નારે ભાઈ, હવે તો અમારી કીમત માટીનાં વાસણમાં આવી રહી છે"

" તમારી આંગળી બળે તેની દાઝ તો તમારા પોતાના હોય તેનેજ હોય કેની ? "

વિપિન આ વાત સાંભળતો હતો, પણ એના વિચાર બીજીજ દિશામાં હતા. જે અપ્રતિમ પ્રતિમા એણે સવારે જોઈ હતી તે સદ્‌ભાગ્યે એની ન્યાતનીજ હતી, એટલું તો નક્કી થયું. દુર્ભાગ્યે, તે વિવાહરહિત નહોતી એમ એણે સાંભળ્યું હતું. ચાહ પીતાં એનું મોં કડવું થતું હતું. બધા પીએ ને એ જોયાં કરે તે ઠીક ન લાગ્યું તેથી ચાહ મોંએ માંડી. બિરિજચંદ્રના સવાલથી વિપિનનું ધ્યાન તે તરફ ખેંચાયું.

" કેમ ભાઈ, ઓળખો છો ખરા કેની ? "

" હાજી, કંઈ સહેજસાજ યાદ આવે છે ખરૂં. "

" મને કયાં અને કયારે જોયો હતો ? "

" હું બહુ નાનો હતો ત્યારે આપ મુંબાઈ પધારેલા. "

" પિતાજીએ આમ વાત કરવાનો બોધ દીધો હશે. "

" થોડુંક અત્યારની વાતચિત પરથી શિખ્યો, બાકી મને એમજ બોલવાની ટેવ છે. "

" થોડીએક આને પણ શિખવજો. મિત્રમન, હું વિપિન કહેતો હતો તે આજ. "

પ્રમાદી મિત્રમનના મન પર પણ વિપિનની વાતચિત કરવાની લઢણ જોઈ અસર થઈ. તેને તેમાં કાંઈ મધુરતા લાગી. અજાણપણે વિપિન તરફ જોઈ તેનું મસ્તક નમ્યું. બિરિજચંદ્રે આગળ ચલાવ્યું.

" વિપિનભાઈ, પિતાજી તો મુંબાઈના કામથી પરવારતા નહોતા, પણ તમને પણ તમારે વતન આવવાની ફુરસદ નહોતી ? "

"જ્યાં પોતાનું કુટુંબ રહેતું હોય ત્યાંજ આપણું રહેવાનું વધારે થાય ને ! બેચાર વખત ત્યાં આવ્યો તો હતો, પરંતુ આપની પાસે આવતાં અચકાતો હતો. "

" આ પ્રમાણે તમારી બેએક પેઢી મુંબાઈ રહેતી થાય તો તમે તમારૂં વતન પણ ભૂલી જાઓ. પણ ભૂલ્યો, હાલ તો મુંબાઈગરા કહેવડાવવામાં મોટાઈ સમાઈ છે. ચંદ્રરાવ, રજવાડાનાં માણસોથી દૂર રહેવાનું શિક્ષણ તેંજ પુત્રને આપ્યું છે કે એના પોતાનાજ એવા વિચાર છે ? "

"હું તો ઉલટો વિપિન તને ન મળતો તે વાસ્તે એને ઠપકો આપતો."

"વિપિનભાઈ, ત્યારે આ તો તમારો વાંક ઠર્યો."

"ઓળખાણ નહીં એટલે આવતાં પગ નહોતો ઉપડતો."

"હા, હા, હવે સમજ્યો. તમારે 'ઈન્ટ્રોડકશન' જોઈતું હશે ! તો તમારા પિતા પાસે પત્ર લખાવી આવવું હતું."

"એવા વિચાર મારા નથી. ખરૂં કહું તો, એકબે વાર બારણા આગળ આવી ચાલ્યો ગયો હતો, કેમકે સિપાઈએ એક વાર તો પાધરો જવાબ દીધો નહીં, ને બીજી વાર પૂછ્યું ત્યારે કહ્યું, કે સાહેબ કામમાં છે."

ચંદ્રરાવે કહ્યું, "તમારા સિપાઈઓ તમારા કરતાં વધારે ડાહ્યા હોય છે. પછી કોણ જાણે, કદાચ તમેજ તેમને શિખવી મૂક્યું હોય કે મોં જોઈને ચાંલ્લો કરવો. નહીં તો તમારે ત્યાં માણસો ઉભરાય તેમની જોડે વાતચિત કરતાં તમારૂં માથું દુ:ખી આવે."

"હું એવો હુકમ મારા સિપાઈને કદી કરતો નથી, ને કોણે આ પ્રમાણે જવાબ દીધો હશે, તે મારી ધ્યાનમાં છે."

"ભાઈ, તેના પેટ પર પગ ના મૂકતો. હશે, એ તો એમજ ચાલે."

"વારૂ, ત્યારે હવે તો તમને મારે ત્યાં આવવામાં હરકત નહીં હોય મારો બંગલો અહીંથી બહુ નજીક છે. મિત્રમનને પણ તમારા જેવાના પરિચયથી લાભ થશે તથા તમારા બન્નેનો વખત જશે."

વિપિનના બોલવામાં એવું લાવણ્ય હતું કે જેની જોડે તે વાત કરતો તેને વિપિન વાસ્તે ભાવ ઉત્પન્ન થતો. બિરિજચંદ્રને તેની બોલવા ચાલવાની રીત બહુ પસંદ પડી. પોતાના પુત્રને એ આવડત નહોતી તેથી વિપિનની સંગતનો લાભ તેને મળે તો સારૂં, એવી તેની ઇચ્છા હતી.

વિનોદચંદ્ર ઉપર થયલી વાતચિત સાંભળી સ્તબ્ધ થઈ ગયો હતો, કેમકે આવી રીતે વાત કરતાં બિરિજચંદ્રને તેણે કોઈ દિવસ સાંભળ્યો નહોતો. આ બાબત મુત્સદ્દી બિરિજચંદ્રની જાણબહાર નહોતી. સામાના ચહેરા પર કોઈના બોલવાની શી અસર થાય છે તે કળી જવાની તેને ટેવ પડી ગઈ હતી. તેણે કહ્યું, "વિનોદચંદ્રજી, ચંદ્રરાવ સાથેનો મારો સંબંધ

કેવી જાતનો છે, તે જોવાનો આ તમને પ્રથમ પ્રસંગ મળ્યો. તમે તેના જમાઈ થાઓ છો, તેથી કરીને મેં આજે તમારી આગળ પણ પડદો રાખ્યો નથી. ચાલો, હવે આપણે ઊઠીશું ?"

વિનોદચંદ્રની મુઝવણની છાપ તેના મોં પર પડી હતી. એ આરસીમાં તેનું હૃદય આમ જણાઈ ગયું તેથી તેના મનમાં જરા કચવાટ થયો. આજના બનાવથી બિરિજચંદ્રને પણ તે વધારે સારી રીતે ઓળખી શકયો રજવાડાના કપરા અનુભવને લીધે બિરિજચંદ્રને પોતાના વિચાર મોં પરથી ન કળી શકાય એમ વર્તવાનું સારૂં શિક્ષણ મળ્યું હતું. વિનોદચંદ્ર એકમાર્ગી હતો. રજવાડાની ખટપટમાં ઉતરવાનો તેને શોખ નહોતો. વયમાં પણ તે નાનો હતો. ખટપટનો અનુભવ તેને હજી મળ્યો નહોતો. કાયદાની બારીકી જોઈ સત્યતાથી તથા નિડરતાથી ન્યાય કેમ આપવો, એટલુંજ તે જાણતો હતો, અને પોતાની ફરજ સુનિષ્ઠાથી બજાવતો હતો.

બિરિજચંદ્રની ગંભીર મુખમુદ્રા પરથી સહજ જણાઈ આવતું કે તે કોઈ રાજદ્વારી પુરુષ હતો. તેની ચાલ સત્તાદર્શક હતી. તેના હાથમાં રૂપાની કોતરેલી મુઠવાળી એક લાકડી હતી. તેની આંખ જરા ઉંડી હતી, તેથી દરેક વસ્તુને વહેમની દૃષ્ટિથી જોવાની તેને આદત પડી ગઈ હોય, એમ લાગતું. તેનાં ભવાં વારંવાર ઉંચાનીચાં થતાં ને વિશાળ કપાળમાં કરચલી પડતી, તે પરથી તેને રજવાડાની નોકરી છે એ કલ્પનાને ટેકો મળતો હતો. તેના બોલવામાં તેમજ હસવામાં શો ભાવાર્થ સમાયલો છે, તે સમજવાનું કાર્ય બહુ મુશ્કેલ થઈ પડતું. તે હસતો કોઈકજ વાર, અને બોલતો બહુજ થોડું. ખરૂં હસતો ત્યારે તે ખોટું લાગતું. ખોટું હસતો ત્યારે તે ખરૂં લાગતું. આ માણસનું હૃદય કેવું હશે, તે સમજવાને હજારો માણસો વલખાં મારતા પણ તે ફોકટ. તેની મા, પત્ની તથા ચંદ્રરાવ સિવાય, કોઈને એ હૃદયની પરીક્ષા નહોતી. તેનો બહારનો દેખાવ જોઈ બધા તેનાથી ગભરાઈને ચાલતા. ભલાભલાને તે આંજી દેતો. પણ તેનું હૃદય રજવાડી નહોતું, પાષાણવત્ નહોતું. તે બહુજ કુમળા હૃદયનો હતો. હમેશ સૌ છેતરાય એવો દેખાવ કરવો પડતો તેથી તેને દુઃખ થતું. પરંતુ રાજ્યમાં અનેક માણસો જોડે પ્રસંગ પડતા, કંઈકંઈ બાજીઓ રમનાર તેની પાસે આવતા, કંઈકંઈ પ્રપંચો

રચતા, અને તેમને પોતાના મનનો પાર ન જણાવવામાંજ ડહાપણ ને લાભ સમાયલો છે એમ જાણી, તેને આ ખાલી ડોળ કરવાની રીત બહુ લાંબો વખત રાખવી પડેલી. પરિણામે, એ ઢબ સ્વાભાવિકજ છે એમ સર્વને લાગતું. ઘરમાં પણ તે વધુ છુટ લઈ શકતો નહીં. આખો દહાડો ને રાત જંપજ નહીં, ને એકની એક વસ્તુની વાત, એટલે પછી નિરાંતે બેસી છુટથી વાત કરવાનો વખત શી રીતે મળે? હૃદય ખાલી કરવાનાં તેને બે સ્થાન હતાં; એક તેની માતા ને બીજો ચંદ્રરાવ. તેની સ્ત્રી બહુ ભોળી અને ગરીબ સ્વભાવની હતી. કળવકળ તે સમજતી નહીં.

તેના પુત્રની ઉમર વિપિન કરતાં ખાસ નાની નહોતી તેની જોડે વાત કરનારને તેનામાં કંઈક પ્રમાદ હોય એવું લાગતું. બહાર બહુ જવાની તેને આદત નહોતી. ઘરમાં પિતા પાસે દિવાનખાનામાં બેસતો ત્યાં ગંભીરતા છવાઈ રહેલી જોવાના પ્રસંગો તેને અહોનિશ મળતા. તેની પાસે પણ કોઈ મળવા આવતું તો તેને મોટાનો છોકરો ગણી બહુ વિનયપૂર્વક વાત કરતું. 'હાજી, નાજી,' સાંભળી તેના કાન બહેરા થયા હતા. તેનાં સગાંસંબંધીઓ પણ તેની જોડે મલાજાથી વાત કરતાં. આથી કંટાળીને તે કોઈની જોડે વધારે ભાષણ કરતો નહીં, એટલે તેને પિતાના પૈસાનું તથા સત્તાનું અભિમાન છે, એમ સૌ કોઈ ધારી લેતું. આ વાતથી તે અજાણ નહોતો પણ તેની તે દરકાર કરતો નહીં. કોઈના તરફ મિત્રભાવ તો તેને હતોજ નહીં. નિશાળમાં નાનો હતો ત્યારે સૌ કોઈ તેના મિત્ર થવાની ઇચ્છા રાખતા. આવી ઇચ્છા હોવા છતાં તેની પાસે આવતાં સૌને સહેજ વિચાર પડતો. વળી સાથે સિપાઈ હોય, તેના મનમાં કે રખેને ભાઈ કોઈના થઈ જતા ને મારા થવાના રહી જતા; તેથી તે પણ કોઈ વાત કરવા આવતું તો તેને ટુંકેથીજ પતાવતો. સમજણ આવ્યા પછી તો તેને બધું દંભમય લાગવા માંડયું, એટલે બધાથી આઘા રહેવામાં સાર છે, એમ તે માનતો. મિત્ર તો દુનિયામાં ખરા હોતાજ નથી એમ તે કહેતો. રજવાડાના અનુભવે તેણે આ સિદ્ધાંત બાંધ્યો હતો, કેમકે ત્યાં તો સગા બાપનો પણ ભરોસો વિચારીને કરવો પડતો. તેની મુખમુદ્રા તેના પિતાને ઘણી રીતે મળતી આવતી હતી; ફક્ત પિતાની માફક તેની આંખ ઉંડી નહોતી. પ્રિવિયસની

પરીક્ષામાં પાસ થયા પછી તેણે વધારે અભ્યાસ આગળ ચલાવ્યો નહોતો. તેની તબીઅત સારી ચાલતી નહોતી તેથી ડાક્ટરે અભ્યાસ છોડી દેવાની ભલામણ કરી હતી. બુદ્ધિશાળી હોવાથી તેણે પરીક્ષા પણ પહેલેજ વર્ષે પસાર કરી હતી, પરંતુ અંગ્રેજી તરફ તેનું ઝાઝું લક્ષ નહોતું. સંસ્કૃત તથા ગુજરાતીનો તેને બહુ શોખ હતો. કામકાજ કંઈ ન હોવાથી તેનામાં આળસનું જરા પ્રાધાન્ય હતું.

અંતે સર્વ મંડળ ઊઠયું, અને વિનોદચંદ્ર તથા તારા પણ સાથે જવા નીકળ્યાં. આઠ વાગ્યાની તૈયારી થઈ હતી. ચંદ્રરાવે કહ્યું, “ભાઈ, હું તને મળતો તો રહીશ. અહીં મારે કંઈ ભારી કામકાજ નથી. પરંતુ વખતોવખત તું પણ આવતો રહેજે.”

એટલા આગળ બિરિજચંદ્ર આવી પહોંચ્યો, કે વૃદ્ધ, અનુભવી માળી કલગી લાવી ઊભો.

“કેમ ભાઈ, હવે આનું નામ શું કહેવાય ? પરોણાગત કે કંઈ બીજું ?”

“મેં માળીને વરદી આપી નથી. એની મેળે એ લાવ્યો હશે.”

માળીના મોં પરથી ચંદ્રરાવની વાતને અનુમોદન મળ્યું ને સૌ સૌને રસ્તે પડ્યાં. મિત્રમને જતાંજતાં વિપિનને હું તમને સાંજે ફરવા જતી વખતે તેડવા આવીશ એમ કહ્યું, ને વિપિન મનમાં મલકાયો. સાંજ ક્યારે પડે તથા મિત્રસેન તેડવા ક્યારે આવે, એવા વિચારમાં ને વિચારમાં વિપિનનો વખત પસાર થયો. દિવસ બહુ મોટો લાગ્યો. મિત્રમન આવશે તો એકલો આવશે કે કેમ ? એકલો આવશે તોપણ ઘેર પાછા ફરતાં પોતાને બંગલે તેડી જશે કે કેમ! આવાઆવા વિચારો તેની આંખ આગળ તરવરવા માંડ્યા. ઘડીઆળમાં ચાર ટકોરા થયા ને મિત્રમન એક નોકર સાથે આવી પહોંચ્યો. વિપિને તેનો યોગ્ય સત્કાર કર્યો.

“આજે હું જરા વહેલો આવ્યો છું કેમકે મારો વિચાર ‘શિવાજી લૅડર’ તથા ‘રામબાગ તરફ જવાનો છે.”

વિપિને પૂછ્યું, “શું શિવાજીનું નામ અહીં પણ અમર છે ? હું તો એમ જાણતો હતો કે મહાબળેશ્વર તરફજ તેનાં ઘણાં જોવા લાયક રહેઠાણો છે. ‘રામબાગ’ શું છે ?”

"લોકો તો 'રામબાગ'નો કંઈ વિચિત્ર અર્થ કરે છે. કેટલાક કહે છે, કે રામ તથા સીતા વનવાસ ગયા ત્યારે તેમણે તેમની પ્રથમ રાત્રિ અહીં પસાર કરી હતી."

"મારી ધ્યાનમાં આ વાત ઉતરતી નથી. આપણું શું છે, ક્યાં છે, કેમ છે, તે જાણવાની તથા જોવાની આપણને દરકારજ ન મળે. પારકાનું પાડે. આપણી વસ્તુઓનો અર્થ પારકા આપે તે આપણને માન્ય. આપણું આળસ કોણ જાણે ક્યારે દૂર થશે. મારા વિચાર પ્રમાણે તો પ્રતાપી શિવાજીના મહાન્ ગુરુ રામદાસ સ્વામીનો ત્યાં આગળ વાસ હશે અને તે ઉપરથી તેનું નામ 'રામબાગ' અપાયું હશે. ચાલો. મને પણ એ જગા જોવા બહુ મરજી છે. વળી ત્યાં ગયાથી મારું અનુમાન ખરું છે કે કેમ તે પણ સમજાશે."

પ્રાચીન ઇતિહાસના શોખીન વિપિનના વિચાર જુદી દિશા તરફ વળ્યા. બન્ને જણાએ બહુ ઉતાવળથી ચાલવા માંડયું. સામે મિત્રમનનો હરિદાસ નામે એક ઓળખીતો મળી આવ્યો. તે જાતે વણિક હતો. ખાવેપીવે સુખી હતો એવું તેના શરીર પરથી જણાઈ આવતું. શરીરે જોઈએ તે કરતાં વધારે જાડો હતો, તેથી તે ચાલતો ત્યારે એક મોટું વહાણ જાણે ડામાડોળ થતું હોય એમ લાગતું. તેના ગાલ બહુ મોટા હતા. ફુંડ આગળ પડતી હતી તથા ડગલાના આંતરસીવા તોડી નાંખી બહાર નિકળવા પ્રયાસ કરતી હતી. તેને જોઈ મિત્રમનને બહુ હસવું આવતું. વિપિન સાથે હોવાથી તેણે હસવું રોકી રાખ્યું. વિપિન ઝટ હરિદાસ જોડે હળી ગયો ને તેની જોડે વાત કરવા લાગ્યો. હરિદાસને પણ તેની વાત બહુ ગમી ગઈ. વાતમાં રસ પડતો ગયો તેમ તેમ રસ્તો જલદી કપાતો ગયો, પરિચય વધતો ગયો અને વિપિને તેને બનાવવા માંડયો. મિત્રમનને આથી ખૂબ રમુજ પડવા માંડી. હરિદાસને તે હાથીની ઉપમા આપતો હતો, ને જરાક પાછળ રહી તે હળવેથી હસતો હતો.

શિવાજીનો 'લૅડર' ઉપરથી દૃષ્ટિગોચર થયો ને ચારે જણે ધીરેધીરે ઉતરવા માંડયું. ડુંગરમાંથી ખોદીને તે દાદર બનાવવામાં આવ્યો હતો. પગથીઆં પર ખાસ કારીગરી વાપરવામાં આવી નહોતી. તેમને લીસાં

તથા સાફ કરવા કોઈએ દરકાર રાખી નહોતી. પગથીઆં ખડબચડાં ને વાંકાંચુંકાં હતાં, પણ બે જણ ખુલાસેથી સાથે ચડી અથવા ઉતરી શકે એટલી તેમની પહોળાઈ હતી. દાદર સીધો નહોતો. ઘણી જગાએ તે ચકાવો લેતો હતો જ્યાંજ્યાં તે વાંકો વળતો હતો ત્યાંથી પર્વતના કોળોને નાસી જવું યા ગમે ત્યાં ભરાઈ જવું અઘરૂં પડે એમ નહોતું. વિપિન શિવાજીના ગુણ ગાતોગાતો નીચે ઉતરતો હતો. સઘળા નીચે ઉતર્યા અને એક ગીચ ઝાડીમાં પેઠા. ઝાડોની અજબ ઘટા ત્યાં આવી રહી હતી. રામફળ સીતાફળ અને જામફળનાં ઝાડો પુષ્કળ હતાં. તે એટલાં પાસેપાસે ઉગ્યાં હતાં કે નીચેનો કોઈ પણ ભાગ સૂર્યના તાપથી રક્ષણ કરી શકે. આને 'રામબાગ' કહે છે એમ મિત્રમનના કહેવાથી વિપિને જાણ્યું. થોડે દૂર એક મોટી શિલા પડી હતી ત્યાં અથવા તેટલામાં રામનો વાસ હતો એમ પણ તેને કહેવામાં આવ્યું.

વિપિને કહ્યું, "આ જગા તો ખરેખરી સાધુઓને રહેવા લાયક છે અને તેમાં સમર્થ રામદાસ સ્વામીજ રહેતા હશે. વળી 'શિવાજી લૅડર' પણ પાસે છે, માટે મારા ધારવા પ્રમાણે તો આ 'રામબાગ'નું નામ શિવાજીના ગુરુ પરથીજ પડયું હશે. વાહ! રામ ને શિવનાં નામ પણ કેવાં જુગતાં આવ્યાં છે! ભગવદ્‌ગીતામાં લખ્યું છે કે 'ધર્મનો નાશ થવા વખત આવશે ત્યારે હું પૃથ્વી પર અવતાર લઈશ.' અને તે પરથી હું તો ધારૂં છું કે શિવાજી કોઈ દૈવી પુરુષજ હશે. કેટલાક એને લુંટારો કહે છે, પણ આપણને શિવાજીનો બચાવ કરવાની સુદ્ધાં દરકાર નથી! કોઈ બિચારાએ તે બાબત સત્ય લખ્યું હશે તો તેને વાંચનાર કોઈ નથી. આપણી શાળાઓમાંથી આવતા છોકરાઓ એવા લેખકોના ઇતિહાસ ભણી એવાજ વિચારો બાંધે છે. મને તો એવા ઇતિહાસો વાંચી થાય છે કે 'ઇતિહાસ ઇતિ હાસ્યના પોથાં.' ખરૂં કેટલું, ખોટું કેટલું, તેનું તારણ કાઢવાની એ લોકે તસ્દીજ નથી લીધી. પોતાની બહાદુરીનાંજ ફક્ત બણગાં ફુંક્યાં છે. કુમળા મગજને તેમનુંજ લખેલું વાંચવાની ટેવ પડે, પછી કોઈ ખરૂં કહે તો ધ્યાનમાં ઉતરતું નથી. અગાઉના આપણા રાજ્યકર્તાઓ ઘણા જુલમી હતા એવું તરત બાળકો માની દે છે. ઇતિહાસ આપણને શિખ-

વવામાં આવે છે તે પણ જ્યારથી મુસલમાનો આપણા દેશમાં આવ્યા ત્યારથી ઘણુંખરૂં શરૂ થાય છે. આપણી પડતીનાજ પડઘા જ્યાંત્યાં તેમાં કાને પડે છે. હિંદની પૂર્ણ જાહોજલાલીના વખતનો ઇતિહાસ આપણને બિલકુલ શિખવવામાં આવતો નથી. હિન્દુઓની જાહોજલાલી ગયા પછી પણ જે વીરત્વ ટકયું હતું તેનો ક્યાં ખ્યાલ આપવામાં આવે છે? ટૉડ પરદેશી હોવા છતાં તે પર મુગ્ધ થઇને લખે છે કે 'રાજસ્થાનમાં એક પણ નાનામાં નાનું રાજ્ય નથી કે જેમાં 'થરમૉપીલી' જેવું યુદ્ધ થયું ન હોય, ભાગ્યેજ એવું એક પણ શહેર હશે કે જ્યાં લીઓનિદાસ જેવો શૂરવીર જન્મ્યો ન હોય. પરંતુ ઇતિહાસકાર કલમના જાદુથી અનન્ત પ્રશંસાને પાત્ર બનાવી શકે, એવા બનાવો કાળના પડદા પાછળ ઢંકાઇ જઇ હવે આંખે ચડતા નથી.'

"રોમનો અને ગ્રીકોને માત્ર તેમની પડતી થઇ ત્યારથી તે આજ સુધીનો ઇતિહાસ ભણાવવામાં આવે તો ત્યાંના વતનીઓ પર ઉમદા અસર શી રીતે થઇ શકે? આપણા પ્રાચીન ઇતિહાસ પર ઘણાએ લખ્યું છે, તેમાંથી સારૂં હોય તે આપણને શિખવવામાં આવે તો આપણને ખરો લાભ થાય. હું ખાતરીથી કહું છું કે એમનો પોતાનો ઇતિહાસ એવો હોત તો તેને ઉંચામાં ઉંચા શિખર પર ચડાવી દેવા તેઓ ચૂકતે નહીં. ચંદ્રગુપ્ત, અશોક, વિક્રમ વગેરે મહાન્ પુરુષો વિષે આપણે કંઇ જાણીએ નહીં, એ શું આપણે શરમાવા જેવું નથી? આપણે પણ કેટલા આળસુ છીએ કે ઐતિહાસિક શોધખોળ કરવા ઝાઝી દરકાર રાખતા નથી!

"મિત્રમનભાઇ, એ લોકો પોતાનાં બાળકો માટે એવીજ ખુબીથી ઇતિહાસ લખે છે. નેપોલિયન પર કેવા અને કેટલા આક્ષેપ મૂકાય છે તે તો તમે જાણતા હશો. એમાં એટલું બધું અસત્ય હોય છે કે તમારા તો સ્વપ્નમાં પણ તેનો ખ્યાલ નહીં હોય. મારી તમને ખાસ ભલામણ છે કે એબટનું લખેલું નેપોલિયનનું જીવનચરિત તમે વાંચજો. એ વાંચવાથી તમને ઘણું જાણવાનું મળી આવશે અને તમે જાણે કોઇ નવીજ દુનિયા નિરખી એમ થશે. નેપોલિયનની સામે મૂકવામાં આવેલાં તહોમતોનું એ ચરિત્ર લખનાર બહુજ સારૂં ખંડન કરે છે, ને ખરૂં જોતાં એ આક્ષેપોને

પાત્ર એની સામે થનારાજ હતા એમ તે સિદ્ધ કરે છે (મિત્રમનભાઈ. ઇતિહાસમાં સત્યતાની ખાસ જરૂર છે, એ સિદ્ધાંત પર ખાસ ભાર મૂકનારા ઘણી વાર પોતેજ તે પાળવો ભૂલી જાય છે.

"ભાઈ, હું તમારી સાથે વધારે છુટથી બોલું છું, તે દરગુજર કરશો. મારૂં ચિત્ત અત્યારે જરા પણ સ્વસ્થ નથી. હું જુદીજ વાત ઉપર ઉતરી પડયો. શિવાજીને લુંટારો કહેનારા લેખકોને ખબર છે કે નવું રાજ્ય અથવા નવો વંશ સ્થાપનાર દરેકને લુંટારો કહી શકાય? મોગલ વંશના સ્થાપનાર બાબરને શી ઉપમા આપણે આપી શકીએ? પહેલા વિલિયમને ઇંગ્લાંડની ગાદી પર તરાપ મારવાનું શું કારણ હતું? ફક્ત મોંએથીજ તેને વારસ નીમવામાં આવ્યો તે ઉપરથી તેણે ઝુંડો ઊઠાવ્યો. આપણા લિખિત વસીયતનામાઓ ખોટાં ઠેરવનાર લૉર્ડ ડેલહૌસીને આ વાત ધ્યાનમાં હતી ખરી કે? મેસિડોનિયાના ફિલિપ તથા એલેકઝાંડર ગ્રીસ દેશ પર કેટલો હક ધરાવતા હતા અરે! જુલિયસ સીઝરને કોણે કયારે ને કયા પ્રદેશોનો વારસ ઠેરવ્યો હતો? ભાઈ, મારા મનથી તો આ તથા એવા બધાને લુંટારાની ઉપમા આપી શકાય." વિપિન બોલતાંબોલતાં લુંટારાની વ્યાખ્યા બરાબર ધ્યાનમાં આવી હોય તેમ હર્ષમાં આવી, જરાક અટકયો ને બોલ્યો, "તમે 'કન્ફેશન્સ ઑફ એ ઠગ' (એક ઠગના એકરાર) તો વાંચી હશે."

"ના ભાઈ."

ઠગનું નામ સાંભળી હરિદાસ તો જાણે આસપાસની ઝાડોમાં તેઓ ભરાઈ બેઠા હોય તેમ આમતેમ જોવા લાગ્યો!

"મિત્રમનભાઈ, ઓગણીસમા સૈકામાં હિંદમાં ઠગ લોકોનો ઉપદ્રવ વધારે હતો તે તો તમે જાણતા હશો." મિત્રમનને ડોકું હલાવ્યું. "એ ઠગ લોક છચોક બહાર પડતા નહીં. કોઈ તેમને ઓળખી શકતું નહીં. રાતના તેઓ ઝાડીમાં અથવા કોતરોમાં ભરાઈ રહેતા ને હુક્કા ગગડાવતા. લોકો ત્યારે પગે કે ગાડામાં મુસાફરી કરતા. આ ઠગ લોકોનો સરદાર કે તે મંડળનો એક, એ વટેમાર્ગુઓની સાથે થઈ જતો; પોતે રસ્તો જાણે છે એમ કહી, હરિશ્ચંદ્રનો અવતાર હોય તેમ ઠગ લોકોથી સાવધ રહેવા ચેતવતો.

એ લોકો કોઈ વાર બ્રાહ્મણનો વેશ લેતા, ઘણી વાર વેપારી જેવો ઠાઠ રાખતા, કોઈ વાર વૃદ્ધ બની જતા, તો કોઈ વાર જુવાન બનતા, એમ અનેક ઢોંગ કરતા. તેમનું મંડળ જ્યાં છુપાયું હોય ત્યાં તે વટેમાર્ગુઓને દોરી જતા ને પછી ઝાડીમાંથી એકાએક હુમલો થતો. દરેક ઠગ એકકેક વટેમાર્ગુ પર હલ્લો કરી તેના ગળામાં રૂમાલ નાંખી તેને મારી નાંખતો, ને તેમનું સર્વસ્વ બધા મળી લઈ લેતા. વટેમાર્ગુ એકાદ હોય, તો તેને વાતમાં નાખી, વિશ્વાસ બેસાડી ચોળી નાંખતાં વાર જ નહીં. ભાઈ, ઠગપણું કે લુંટારાપણું તે આનું નામ. બીજા રાજાઓની નબળાઈ જોઈ, તેમના રાજ્ય પર તરાપ મારી, તેને બળથી યા છળથી છીનવી લેવું, તેનું નામ લુંટારાપણું. આપણા રજપૂતો એમ કરતા નહોતા. આપણાં અને તેમનાં સૂત્રની સરખામણી કરવી તે તો કોઠી ધોઈ કાદવ કાઢવા જેવું છે.

“હિંદુ ધર્મનો નાશ કરવા ઔરંગઝેબ મથતો હતો. હિંદુઓ તેની રાજનીતિથી ત્રાસી ગયા હતા. જે દુશ્મન સામે શિવાજીએ બીડું ઝડપ્યું હતું તે હિંદનો શહેનશાહ હતો. તે કંઈ નબળો પોચો નહોતો. ‘બળીયા સાથે બાથ ન ભીડવી’ એ કહેવત પ્રમાણે શિવાજી વર્ત્યો નહોતો. વળી એ એક સાધારણ સરદાર હતો. એની પાસે પૈસાનું જોર નહોતું. લશ્કર પણ ઝાઝું એના તાબામાં નહોતું. આ બે વસ્તુનું જોર હોત તો એને આવી જગાઓમાં રહીને દુશ્મનં પર હલ્લો કરવો ન પડત, અને એને લુંટારો કહેવાનું એક કારણ નષ્ટ થાત. ખરૂં જોતાં, એ કારણ મહત્ત્વવાળું નથી. એ કારણ જ નથી. ગ્રેટ બ્રિટન ટાપુ છે તથા તેની આસપાસ ચોગરદમ સમુદ્ર છે તેથી ત્યાંના વતનીઓ ફુલાય છે અને કહે છે કે અમારા દેશનું રક્ષણ કુદરત કરી રહી છે! કુદરતે આવી રીતે સમુદ્રથી બાંધેલી હદોનાં તેઓ વખાણ કરે છે તો શિવાજીએ પર્વતોની મદદ લીધી તેમાં શું થયું? કુદરતની મદદ અંગ્રેજોને ન હોત તો તેમની પાસે આટલુંઆટલું લશ્કર હોવા છતાં નેપોલિયન એ દેશની ખાખાવીખી કરી નાંખત.

“અફઝુલખાનનો વધ કર્યો, માટે શિવાજીને લુંટારો કહેવો એ વાસ્તવિક નથી. પૃથુરાજ અને પ્રતાપની અમીરાઈનો બદલો કેટલે લગણ મળ્યો, તે

આપણે જાણીએ છીએ. પડતા પર પાટુ ન મારવું, એ રજપૂતોના સિદ્ધાંતને લીધે હિંદ મુસલમાનોના હાથમાં ગયું. શિવાજી કપટજાળમાં સપડાયો નહીં એટલુંજ. દુશ્મનનું હૃદય પારખી લઈ તેણે પણ ઘટતા ઉપાયો આગળથી કરી મૂક્યા. શિવાજીનો જય થયો અને અફઝુલખાન મહાત થયો. પોતાના લશ્કરની વર્તણુંકથી તે રાજી નહોતો, પણ તેની જોડે અસંખ્ય દુઃખ વેદનારાઓને તે આવી વખતે રોકી શકયો નહીં. કોઈ પણ નિપુણ અને ડાહ્યો સરદાર રોકવા મરજી કરે નહીં, મરજી કરે તો ફાવે નહીં, અને તેનું કાર્ય અધવચ્ચ બગડી જાય. વળી રાજાએ પ્રજાને પોતાના સુખની સાથી કરવી કે કેમ, તે તેની રાજનીતિની કુશળતા પર આધાર રાખે છે. પરંતુ રાજા પર દુશ્મનરૂપી દુઃખ આવી પહોંચે ત્યારે તેની પ્રજાને દુઃખ ભોગવવુંજ પડે છે, પછી તે ગમે તે કોમોની બનેલી હોય. શિવાજીનાં માણસોને સામા લશ્કરની વર્તણુંકનો અનુભવ હોવાથી તેમને પણ તે ચેપ લાગ્યો. વળી એનું લશ્કર પર્વતમાં રહેનારી જાતોનું બનેલું હતું. સુધરેલી જાતોનું બનેલું કોઈકજ આવા દોષમાંથી મુક્ત છે. શિવાજીને ધન જોઈએ તેટલું મળ્યું ત્યારે પોતાની તુલા કરાવીને તેણે બ્રાહ્મણોને દાન દીધું. હવે એવા દેનારા છે કયાં? હવે તો બહુ થાય તો તમારા નામની આગળ કે પાછળ બેત્રણ અક્ષર વધે અને તેની પાછળ તમારો ખર્ચ વધે, પછી તમારી પાસે પૈસા હોય કે નહીં. શિવાજી ન હોત તો હિંદુઓનું નામ અને નિશાન રહેત નહીં, અને હજારો વર્ષ થયાં ચાલતો આવતો આપણો ધર્મ નષ્ટ થાત. હિંદુ ધર્મનો એણે પુનરુદ્ધાર કર્યો. પ્રથમ શંકરે દિગ્વિજય કર્યો અને પછી શિવનો દિગ્વિજય થયો; શંકર અને શિવ બધું એકનું એક, નામજ જુદાં; એકે શાસ્ત્રથી અને બીજાએ શસ્ત્રથી."

વિક્રમનને આ ભાષણ લાંબું હોવા છતાં ગમ્યું. તેના વિચારો આ બાબતમાં વિપિનને મળતા હતા. હરિદાસે કહ્યું, "વિપિનભાઈ! શાબાશ, શાબાશ. હું ટો આમાંનું કંઈ જાનટોજ નહોતો. ટમે પન ખૂબ કરી. મેં પન અભ્યાસ ટો અંગ્રેજી સાટ ચોપડીનો કર્યો છે, પન ટેમાં ટો આમાંનું કાંઈ ન મલે."

"વિપિનભાઈ જેવો માસ્તર તમને મળ્યો હોત તો આવું બધું શિખવને." મિત્રમન બોલ્યો. પછી હરિદાસના જાડા શરીર તરફ આંગળી કરી વિપિનને કહ્યું, "એમનાથી જેરવાતે ખરું ?" વિપિને મોં મલકાવ્યું એટલે મિત્રમને વિષય બદલ્યો. "ચાલો, હવે અંધારું થવા માંડ્યું છે માટે આપણે પાછા ફરીએ તો ઠીક. અહીં કોતરમાં કોઈ કોઈ ઠેકાણે ફાડી ખાનારાં પ્રાણીઓ હોય છે. પરમ દિવસેજ અમારા બંગલાના બગીચામાં વાઘનાં પગલાં થયાં હતાં એમ અમે સાંભળ્યું છે."

વિપિને કહ્યું, "વાઘ આવશે તો આપણે હરિદાસભાઈને આગળ કરીશું, કેમકે એમને દોડવું ફાવશે નહીં."

હરિદાસનાં તો વાઘનું નામ સાંભળીજ પોતીયાં લેવાયાં હતાં, પણ વણિકની પાકાઈ તેનામાં હતી, એટલે તે બોલ્યો, "શિવાજીનાં વખાન કરનારાઓને આ શોભે ખરું કે ?"

"વાહરે ! હરિદાસભાઈ, છો તો ચતુર. જો પાસે હથિયાર હોય તો તમને વાઘને સોંપતા પહેલાં અમારો પ્રાણ આપીએ. આમ બકરીની માફક બેંબે કરીએ નહીં. પણ કંઈ ફિકર નહીં, આની પાસે તલવાર છે તો. ચાલો, 'શિવાજી લૅડર' પર ચડતા પહેલાં એ 'લૅડર'ને પ્રણામ કરીએ તથા એક વાર શિવાજીનો જય બોલાવીએ." ત્રણે જણાએ એટલે મોટેથી 'શિવાજી મહારાજકી જય' એમ બૂમ પાડી કે તેનો પડઘો જંગલ અને ગુફાઓમાં ફરી વળ્યો. ઉપરના રસ્તા પર હવા ખાવા નીકળેલાઓને જાણે સિંહનાદ થયો હોય એવું લાગ્યું, અને તેઓએ ઉતાવળે પગે ચાલવા માંડ્યું. અંધારું વધવા માંડ્યું ને ચારે જણ દાદર ચડવા મંડ્યા. બાપડા હરિદાસને નવનેજાં પાણી ઉતર્યાં. ચડતાંચડતાં તે અતિશય હાંફી જતો હતો. રખેને ઝાડીમાંથી વાઘ આવશે એવી તેને ધાસ્તી હતી. મિત્રમન તો તેને ખીજવવાને આગળઆગળ દોડી જતો. વિપિન આગળ નીકળી જતો ને પાછો તેને ખાતર થોભતો. દાદર ચડાયો ને હરિદાસના પેટમાં ટાઢક વળી.

વિપિને કહ્યું, "હરિદાસભાઈ, તમે જરા બેસો. અમે ધીમેધીમે ચાલીએ છીએ. તમે થાકી ગયા હશો."

" નારે ભાઈ, આપનાડી અહીં એકલાં નહીં બેસી રહેવાય. હું ટો સાડેજ ચાલીશ."

રસ્તો તદ્દન એકાંત લાગતો હતો. માણુસ જવલ્લેજ મળતું હતું. એ દિશામાં બંગલા ઝાઝા હતા નહીં. ક્યારે ઘેર પહોંચવું, એવું હરિદાસને થયાં કરતું હતું. તેનો ઉતારો આવી પહોંચ્યો એટલે વિપિન તથા મિત્રમનને સલામ કરી હરિદાસ છુટો પડયો.

મિત્રમનનો બંગલો આવી પહોંચ્યો ને તે વિપિનને અંદર લઈ ગયો. બંગલાના ઓટલા પર શિશિર આંટા મારતી હતી. વિપિનનાં વખાણુ ભાઈને મોંએ તેણે સાંભળ્યાં હતાં. મિત્રમન કોઈનાં વખાણુ કરે એ અનુભવ તેને અગાઉ કદી થયો નહોતો, તેથી તેણે વિપિનને સાથે તેડી લાવવા ભાઈને કહ્યું હતું. વિપિન આવ્યો ને તેને જોઈને તે સ્તંભી ગઈ. કોણુ જાણે કેમ, બોલવામાં તે બાખી હતી છતાં તેનામાં સ્વાભાવિક રીતે લજ્જા ઉત્પન્ન થઈ, અને વિપિનની સાથે વાત કરતાં તે શરમાઈ. એ શરમને પ્રેમ ગણી, પ્રેમી પોતાને મુકામે ગયો.

---

# પ્રકરણ ૧૩

## શિશિર

"લટકતી ચાલ જે તારી, રહી છે આંખમાં ખટકી,
રહ્યો છે ઇંદ્રનો હાથી, ભૂલી નિજ ભાનને તેમાં."

મણિલાલ

" અહો! દિસે અદ્ભુત બાળકી આ,
હશે વિધાતાની સ્વયંકૃતિ એ;
શું સ્વર્ગથી ઊતરી આજ આવી?
સર્વેશની શક્તિ પ્રમાણભૂતા."

નરસિંહરાવ

બિરિજચંદ્રના કુટુમ્બમાંથી તેની વૃદ્ધ માતા, સ્ત્રી, એક પુત્ર અને પુત્રી એટલાંજ અહીં હતાં. શિશિરના જન્મ પછી બે પુત્રો જન્મ્યા હતા, પણ એક અઠ્ઠમડાને લીધે અને બીજો અતિસારથી, એમ બેઉ મરણ પામ્યા હતા. મુદ્રિકાનું શરીર ત્યાર પછી બહુ સોસવાઈ ગયું. બધી વાતનું સુખ હોવા છતાં તે શરીરે સુખી નહોતી. તેનાં ડાચાં બેસી ગયાં હતાં, વાળ ખરી ગયા હતા, અને હાથપગ પણ બહુ દુર્બળ થઈ ગયા હતા. શરીરે આમ અશક્ત હોવા છતાં તે નવરી બેસતી નહીં. ઘરમાં બધું સાફસુફ રાખવાની તેને બહુ ચટ હતી. સવારનો તેનો વખત પૂજામાં જતો. સવારના પહોરમાં પાંચ વાગે ઊઠી સ્નાન કરી, તે દેવાલયમાં પેસતી અને નવ વાગે પરવારતી. બિરિજચંદ્ર પણ સવારમાં વહેલો ઊઠી સ્નાનાદિ નિત્યકર્મ કરી પોતાને કામે લાગતો.

બિરિજચંદ્રની માતા ખરી રાજદ્વારી સ્ત્રી હતી. વ્યાવહારિક બાબતોમાં તે અતિશય કુશળ હતી. બિરિજચંદ્રના પિતાને મૂળથી રાજ્યની નોકરી મળી હતી. ધીરેધીરે તે બહુ ઉંચી પાયરી પર આવ્યો હતો. તેના કામમાં તેની પત્ની તેને કંઈકંઈ કળવકળ બતાવતી. આમ છતાં તે ઘણી પ્રામાણિક હતી. તે કોઈનું બુરૂં કરતી નહીં. બુરામાં રાજી હતી નહીં. પુત્રને નાનપણથીજ રાજ્યખટપટનું તેણે શિક્ષણ આપ્યું હતું ને તેથી

બિરિજચંદ્રનો સ્વભાવ વિચિત્ર થયો હતો. તેની માતાનો જેને પરિચય હતો તે સૌ તેની કાર્યકુશળતાને જોઈ એમ કહેતા, કે પ્રભુએ જો એને પુરુષનું રૂપ આપ્યું હોત તો તે રાજ્યમાં કંઈકિંઈ ઉથલપાથલ કરતે, કંઈને તારતે, કંઈકના ઘેરબેઠાં કારભાર ચલાવતે. બિરિજચંદ્ર જે પદવીએ પહોંચ્યો તેમાં તેની માતાનો પણ ભાગ હતો.

છોકરાં નાનપણથીજ બહુ ચકોર હતાં. મિત્રમન પહેલા ખોળાનો હોવાથી જરા લાડમાં ઉછેર્યો હતો, ને તેથી જરા ધુની થયો હતો. શિશિર વધારે ચબરાક દેખાતી. તેનું બોલતુંચાલતું સૌને આનંદ આપતું. તેના શરીરની ચામડી ગોરી, સાફ અને સુંવાળી હતી. તેનું કપાળ બહુ સુંદર હતું. તે આરસના જેવું સાફ અને ડાઘડુઘ વગરનું જણાતું હતું. દેવાંશી પુરુષના કપાળની માફક તે પર બુદ્ધિની પ્રબળતા હતી. આ બધાને નીચું જોવડાવતી, શરમાવી નાંખતી, તેની ચકચકિત આંખમાં, સૂર્ય ચંદ્ર અને તારા, બધાની શકિત સમાઈ હતી. હીરાના જેટલી તેજસ્વી કહેવામાં તેના અપૂર્વ તેજનું ભાન આપણને બહુ થોડે અંશેજ થઈ શકે. ગમે તેવા અંધકારમાં દેખી શકાય અને જોઈ શકે એવું તેમાં તેજ હતું. આ તેજને શાંત કરવા માટે, હૃદયને ચીરી નાંખે એવી તેની અસર કંઈક અંશે દૂર કરવા માટે, તેમાં સમાયલી અદ્‌ભુત શક્તિને દબાવવા માટે, પ્રભુએ પાંપણ તથા પક્ષીની પાંખ જેવી કાળી ભમર, તેના પર ગોઠવી દીધી હોય એવું લાગતું. તેનું નાક તીણું હતું. ગુલાબના પાંદડાના રંગના નસકોરા પર હમેશ પહેરી રાખવામાં આવતી હીરાની જડ, તેની પ્રભાવંતી કાંતિમાં અજબ વધારો કરતી. તેનો ઉપલો હોઠ જરા ટુંકો હતો, તેથી તેનો ચહેરો મગરૂર લાગતો. તેના દાંત સફેદ દૂધ જેવા અને મોતીની માફક સ્વચ્છ તેમજ સરખા હતા. તે બોલતી ત્યારે કેટલીક વાર તેના ગુલાબી ગાલમાં નહીં જેવો ખાડો પડતો. તેના વાળ કાળા અને રેશમ જેવા સુંવાળા હતા. તેની વય બાર વર્ષની હતી, પરંતુ તેના પ્રમાણમાં તેનું શરીર, હૃદય અને બુદ્ધિ ત્રણે વિશેષ વિકસ્યાં હતાં. તેનો તથા તેના ભાઈનો સંબંધ એકજ જગાએ થયો હતો.

ભણવાગણવામાં તે ભાઈના કરતાં ચાલાક હતી. તેણે નિશાળમાં ઘણી વાર ઈનામો મેળવ્યાં હતાં. ગુંથણકળાનું તેનું જ્ઞાન ખરેખરૂં ઉંચા પ્રકારનું હતું. કેનવાસ પર ભરવામાં, તેમજ દોરાના જાતજાતના રૂમાલ ગુંથવામાં, તેણે હુન્નરઉદ્યોગના મોટા પ્રદર્શનોમાં નિષ્પક્ષપાત પરીક્ષકો તરફથી ચાંદ મેળવ્યા હતા. જે કામ પર તે પોતાનું લક્ષ દોરતી તે તેને ઝટ આવડી જતું. સંસ્કૃત પુસ્તકો શિખવાં તેને બહુ ગમતાં. એ અધરો અભ્યાસ જેમ બને તેમ વધે તેટલા માટે એક વિદ્વાન્ શાસ્ત્રીને રાખવામાં આવ્યો હતો. શાસ્ત્રી પણ તેના સવાલજવાબ સાંભળી ઘણી વાર વિસ્મય પામતો અને જ્યારેજ્યારે તેના પિતાને મળતો ત્યારે શિશિરનાં વખાણ કરતો. પોતાના સખીમંડળ તેમજ સગાસંબંધીઓ સાથે તેનું વર્તન ઘણુંજ ભાવભર્યું હતું. આ સર્વને લીધે, પિતાનો પક્ષપાત તેમજ તેના સંબંધીઓનો સ્નેહભાવ તેના પ્રતિ તેના ભાઈ મિત્રમન કરતાં વિશેષ હતો. પોતાનાં પ્રિય પુસ્તકો તે માથેરાનમાં પણ લાવી હતી, અને બપોરસપોર થોડોક વખત પુસ્તકો વાંચવામાં ને થોડોક ગુંથણકામમાં ગાળતી.

સાંજને વખતે તે તારા સાથે ઘણુંખરૂં ફરવા જતી. વિપિન તથા મિત્રમન ફરી આવીને તેને હમેશાં ત્યાં મળતા, તેમની સાથે પાછી ઘેર આવતી. જેમજેમ પરિચય વધતો ગયો તેમતેમ વિપિન સાથે તે વધારે છુટથી વાત કરવા લાગી. વિપિન અને શિશિરના વાર્તાવિનોદમાં મિત્રમનને બહુ રસ પડતો. તે બન્ને પણ ઘણાંજ પ્રસન્ન થતાં, પરંતુ છુટા પડયા પછી વિપિન હમેશાં ઉંડા વિચારમાં પડી જતો. શિશિર વિપિનને મળતી ત્યારે તેને ઘણોજ આનંદ થતો એ તો નિર્વિવાદ હતું. કોઈક વાર તેની ગેરહાજરીમાં પણ તે તેને સંભારતી. વાંચતી તે વખતે પણ કોઈ રસભરી વાત આવે તો તેને યાદ કરતી, મળતી ત્યારે તેને કહેતી, ને કંઈ સમજ ન પડે એવું હોય તો તેને પૂછતી. આમ શિશિર, પોતાના વર્તનથી, માતપિતાનાં હૃદયને ઠંડક કરતી. પરંતુ વિપિનના હૃદયને તો બાળતી હતી. સૂર્યનો અસહ્ય તાપ વેઠવા તે શક્તિમાન્ હતો, પણ આ તાપ તે વેઠી શકતો નહીં. માથેરાનની ઠંડી હવા પણ એ તાપને દૂર કરવામાં સફળ ન નીવડી. જ્યારે તે ફરવા આવતી નહીં ત્યારે વિપિન બહુ દિલગીર થતો.

કેમકે તેના ન આવવાનું કારણ મિત્રમનને પૂછતાં તે અચકાતો. એક વાર એમ બેત્રણ દિવસ શિશિર આવી નહીં. ફરીને આવતાં માર્ગમાં પહેલો પોતાનો બંગલો આવતો એટલે તેને મળવા જવાતું નહીં. ચોથે દહાડે અંતે તેની ધીરજ રહી નહીં. મિત્રમનને પૂછતાં માલૂમ પડયું કે તેની તબીઅત સારી નથી. આ સમાચાર જાણી તે દરરોજના કરતાં ફરીને વહેલા આવવાનું નક્કી કરી મિત્રમન સાથે તેને બંગલે ગયો.

બંગલા આગળ, આસપાસનાં ઝાડનાં ફૂલોમાંની ખુશબો ફેલાઈ રહી હતી. ઠંડો પવન મંદમંદ વાતો હતો. બાગની વચ્ચોવચ્ચ આવેલો ઉડતો ફુવારો, તથા ઝાડના કુંડામાં તેમજ બાગમાં સઘળે ઠેકાણે છાંટેલું પાણી, આ ઠંડીમાં વધારો કરતું હતું. સર્વત્ર શોભા પ્રસરી હતી, પરંતુ શિશિરને મળવા આતુર બનેલા વિપિનને એ શોભાની પરવા નહોતી. બંગલાના પાછલા ભાગમાં, બાગના એક ઝાડ સાથે બાંધેલા હિંડોળા પરથી, કોયલનો વૃક્ષ પરથી આવતો હોય તેવો મધુર સ્વર સહેજ સંભળાતો હતો, તે તરફજ વિપિનનું લક્ષ હતું. વિપિને તે સ્વર આજે પ્રથમજ સાંભળ્યો. સાંભળતાંજ તે તલ્લીન બની ગયો. બંગલામાં દાખલ થઈ તેણે તે ગાયન સાંભળ્યાં કીધું. મિત્રમને વિપિનને હિંડોળા આગળ આવવા કહ્યું, પણ ગાયનમાં ભંગાણ પડશે એમ કહી તેણે તેમ કરવા ના પાડી. ગાયન આગળ ચાલ્યું. કડી માત્ર બેજ બાકી હતી.

ધ્યાન ધરી ઉપજાવી દુર્લભ મોહન મૂર્તિ તમારી
તે તલ્પે, કલ્પે, વિલપે, વળી પ્રલપે પીડ વિસારી—
હે હરિ! તે તમ પ્યારી.
શ્રી જયદેવ ભણિત વિરહાતુર તન્વીતણી દુખિયારી
દીન દશા સખીએ વરણેલી વારો વ્રેહવિકારી—
હે હરિ! તે તમ પ્યારી.

ભાઈ આવ્યો તેની શિશિરને ખબર હતી, પણ વિપિનના આવ્યાની તેને ખબર નહોતી. બેત્રણ દિવસ થયાં તેને મળી નહોતી, તેથી તેને જોવા ઉત્સુક બનેલી શિશિરે ગાયન પૂરૂં થતાંજ ભાઈને કહ્યું, "કેમ તું એકલો આવ્યો? આજે અહીં એમને સાથે તેડી લાવવા હતા કેની?"

"વિપિનભાઈ, હવે પ્રગટ થવામાં હરકત નથી." મિત્રમને હસતાં હસતાં કહ્યું. શિશિરનાં નયન ચમકી ઊઠયાં.

"વાહ! તમે પણ ઉસ્તાદ જણાઓ છો." આટલું બોલતાં તો શિશિરના ગાલ લાલ થઈ ગયા.

"ના, ના. મને કાંઈ તમારા જેવું ગાતાં નથી આવડતું."

"આનુંજ નામ ઉસ્તાદી; બાકી ગાવામાં તમે પણ કુશળ છો, એમ ભાઈ કહેતો હતો."

"તમે 'ગીત ગોવિંદ' વાંચ્યું છે કે શું?"

"ના, ના. આ તો ભાઈ કોઈકિ વાર બોલે છે તેમાંથી થોડુંએક યાદ રહી ગયું છે."

થોડીઘણી બીજી વિનોદવાર્તા થઈ, તબીઅત પૂછાઈ, દવા લેવાની ભલામણ થઈ, અને મોડું થઈ ગયું સાંભર્યાથી વિપિન ઘર તરફ ચાલ્યો.

રસ્તામાં ચાલતાંચાલતાં શિશિરે ગાયલા ગીતનાજ સુર તેના મગજમાં રમતા હતા. એક સારૂં ગાયન એક વાર સાંભળ્યું તો તેના સુર સંગીતના શોખીનના મગજમાં ઘુમ્યાં કરે છે, ને આ તો વળી પોતાના પ્રિયજનનું. મગજમાં ઈતર વસ્તુને આવવાનો અવકાશજ કયાં? તેનુંજ ધ્યાન, તેનુંજ ગાન, તેનુંજ તાન.

બંગલો આવી પહોંચ્યો. વિનોદચંદ્ર અને તારા સાથે વાતમાં પડવાથી સહેજસાજ વિષય બદલાયો, પણ થોડીથોડી વારે તે સ્વરના ભણકારા પાછા તેના કાન સાથે અથડાતા હતા.

આ પ્રમાણે વિપિન તથા શિશિરનો સંબંધ, વસંતઋતુ પોતાનો પ્રભાવ સર્વ ઠેકાણે જમાવી ગઈ હતી તે સમયે, એક જણના અજાણપણામાં, પણ બીજાની પૂરી જાણમાં, વસંત પેઠેજ વિકાસ પામતો હતો, અને તેમ થતું અટકાવવા આ સંસારમાં તો કોઈ સમર્થ નહોતું.

---

# પ્રકરણ ૧૪

## ચંદ્રરાવનું સ્વપ્ન

"સંધ્યા સલૂણી થઈ લુપ્ત સુષુપ્ત થાએ
નેને રમે તદપિ, રંગ રૂડા બધાએ;
આનંદ દેતું મૃદુ ગાન વિરામ પામે,
તોએ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે;
ખીલી હસે કુસુમ તે કરમાય જ્યારે,
તોએ સુગંધ મનમાં કરી વાસ મ્હાલે."

નરસિંહરાવ

પ્રિય વાંચનાર, માથેરાનની શીતળ ટેકરી પરજ હજી તું છે. એ ટેકરીનો મોહ કંઈ જેવોતેવો નથી. મોટામોટા દેશભક્તો ને હિંદના હિતચિંતકો મહત્ત્વના કામને પ્રસંગે, એ હવા ખાવામાં એવા ગરકાવ થઈ જાય છે કે તેમનાં હૃદયની પરીક્ષા તે વખતે થઈ જાય છે. નહીં જેવા કામમાં ખાલી દોડાદોડી કરનારા, માથેરાનથી મુંબાઈ જનારા, આ હવાના પ્રતાપે ઘેરી નિદ્રામાં પડે છે, ને દેશહિતનું કામ આગળ ઉપર કરવા ધારી, સમય જતે મુંબાઈ આવ્યા પછી ભૂલી જાય છે. આ હવા ખાતર લખલુટ ખર્ચ કેટલેક ઠેકાણે થાય છે. તબીઅત ખરેખરી બગડી હોય અને ખર્ચ થાય તો લેખાસર. ગરીબો બિચારા અનાજ વગર મરે ત્યારે પૈસાદાર વર્ગને વગર કારણે હવા ખાવાનાં વલખાં મારવાં પડે એ પણ આ સદીનો ચમત્કાર!

ચંદ્રરાવના શરીરને તો આ હવાની જરૂરજ હતી. મુંબાઈ છોડી બીજી જગાએ થોડો વખત મનને પણ આરામ આપવાની જરૂર હતી. એ હવાની અસર ચંદ્રરાવના શરીર પર જણાતી નહોતી. ઉલટું, એકાંતમાં વખત ગાળવો પડતો તેથી રસિકા વારંવાર તેના મન આગળ ખડી થતી. મુંબાઈમાં તો કામને લીધે રસિકાને થોડી વાર પણ મનથી તે દૂર કરી શકતો. બિરિજચંદ્ર આ બાબત તેને આશ્વાસન આપી, માથેરાનમાં ન ગમતું હોય તો નૂતનપુરમાં થોડો વખત આવવા સમજાવતો. બન્ને મિત્રનો મેળાપ બપોરને વખતે થતો, કેમકે રાણો બપોરે જરા આરામ લેતો. એક વાર ચંદ્રરાવે

સાંજને સમયે ઘરમાંથી બધાં ફરવાને બહાર ગયાં હોય તે વખતે મળવા આવવા બિરિજને કહ્યું. બિરિજને આ કામ બહુ કઠણ લાગ્યું, પણ અંતે તેમ કરવા તેણે ગોઠવણ કરી.

સમીસંધ્યાનો સમય થયો. જુવાનો તેમજ વૃદ્ધો પોતપોતાના મિત્રમંડળ સાથે ફરવા નીકળી પડયા હતા. અશક્ત માણસો મન્ચીલમાં અથવા રીક્ષૉમાં બેસી હવા ખાવા નીકળી પડયા હતા. સૌ સૌના ગજા પ્રમાણે ફરવાનો મનસુબો કરી બહાર નીકળી પડયા હતા. 'રૂઘબી' આગળ જરા વધારે ઠઠ જામી હતી. સ્ત્રીમંડળ ત્યાં વિશેષ દેખાતું. જેને વધુ ચાલવું ન હોય તેઓ ત્યાં આવતા. મન્ચીલ વગેરે પણ ત્યાં વધારે નજરે પડતાં. આમતેમ કે દૂર ફરી આવ્યા પછી વિશ્રામ લેવા જુવાન વર્ગ ત્યાં ખેંચાતો. કેટલાક સહેલાણીઓ તો સાંજે ત્યાંજ પડાવ નાખતા. ઘણાં આ જગાને નાની ચોપાટી કહેતાં, પરંતુ ત્યાં દરિયો ન હોવાથી મલબાર હિલ પર આવેલા ઝુલતા બાગની સાથે વિપિન તેની સરખામણી કરતો. વિપિનનું પણ આગમન ત્યાં દરરોજ થતું. મિત્રમન જોડે ફરી આવ્યા પછી શિશિર તથા તારાને લેવા તે પણ મિત્રમન સાથે ત્યાં આવતો. દરેક બંગલાની અંદર તેના રૂખેવાળ સિવાય તે સમયે કોઈની પણ વસતિ ભાગ્યેજ જણાતી. બંગલો ખાલી કરવાનો જાણે સૌને હુકમ મળ્યો હોય ને તે હુકમ અનુસાર બધાં ઘર છોડી ચાલ્યાં ગયાં હોય, એવો આભાસ થતો. સૂર્યાસ્ત, રાક્ષસ જેવા પ્રચંડ ડુંગરો, આસપાસ નજરે પડતાં ભયાનક કોતરો, જમીનમાંથી નીકળતાં જંગી વૃક્ષો, એ આભાસને કંઈક દૃઢીભૂત કરતાં હતાં.

આ પરિસ્થિતિનો લાભ લઈ, બંગલામાં કોઈજ હતું નહીં તેથી જાણે કોઈ ચોરી કરી બહાર નીકળ્યું હોય, તેમ ધીરેધીરે 'ડેન્જર પૉઇન્ટ' ઉપર આવેલા બંગલામાંથી એક જણ બહાર નીકળ્યું તથા આગળના મેદાનમાં આવી ઊભું. તેની મુખમુદ્રા જોતાંજ, તેની મંદ ગતિથી ઉપજતી શંકા દૂર થઈ. આસપાસના દેખાવોની સામું જોવા જાણે તેની છાતી ચાલતી ન હોય, તેમ નીચી નજર રાખી ત્યાં પડેલી ધૂળની રજકણની ગણતરી કરતો ચાલતો હોય, એવું તે પુરુષના મોં પરથી લાગતું હતું. કુદરત તેને બીવડાવવા વધારે પ્રયત્ન કરવા લાગી પણ તેમાં તે ફાવી નહીં.

ડુંગરો અને કોતરો સૂર્યાસ્તને લીધે પ્રસરેલા અંધકારમાં નૃસિંહરૂપ ધારણ કરી તેના પર ક્રૂર દૃષ્ટિથી જોવા લાગ્યાં, પણ તેની અસર તેના પર થઈ નહીં. તે ઉંડા વિચારમાં હતો. બધા બહાર સહેલ કરવા ગયા હતા ત્યારે તે એકલો ઘરમાં બેસી રહ્યો હતો. ભોગી હતો છતાં ભોગી નહોતો, વૈરાગી નહોતો છતાં વૈરાગી હતો. તે જાગ્રત્ અવસ્થામાં છે કે નિદ્રામાં, તે જરા સમજાતું નહોતું. તેની પાછળ કોઈ આવતું હતું પણ તેનું તેને ભાન નહોતું. તે માણસ તેની નજીક આખરે આવી પહોંચ્યું અને તેણે પોતાનો હાથ તેના ખભા પર નાંખી કહ્યું, "ભાઈ, તારૂં કોઈ ખૂન કરવા ધારતો હોય તો બહુ અઘરૂં ન પડે."

"થવાતું હોય તે થયાંજ કરે છે." ઉંડાણમાંથી જવાબ આવ્યો.

"પણ વાર, તેં મને શા વાસ્તે અહીં બોલાવ્યો છે?"

"ચાલ, આપણે પેલી પાટ પર બેસીએ."

હવામાં પણ કોઈ ભરાઈ બેઠું હોય તેમ ચંદ્રરાવ તથા બિરિજ બહુજ ધીમેથી વાત કરવા લાગ્યા.

"બિરિજ, મને બહુ ખરાબ વિચારો આવ્યાં કરે છે. ભવિષ્યમાં કોઈ મહા અનર્થ થવાનો હોય ને તેના જાણે પડઘા પડતા હોય, એવું મને થાય છે. મારી મને દરકાર નથી પણ વપિન તથા તારાનું શું થશે? હું જાણું છું કે પ્રભુ સૌને માથે છે, મારી ચિંતા નકામી છે, પરંતુ આ વિચાર તેનું જોર ઘણુંખરૂં અજમાવે છે, ને કેટલીક વાર ફાવે છે. નિદ્રા બરાબર આવતી નથી. જાગ્રત્ અવસ્થા ભાવતી નથી. કાલે રાતે મને એક ભયંકર સ્વપ્ન આવ્યું." એ સ્વપ્ન આંખ આગળ ખડું થવાથી ચંદ્રરાવ આમતેમ ભયભીત મુદ્રાથી જોવા મંડયો.

બિરિજચંદ્ર વહેમ શું તે સમજતો નહોતો. ચંદ્રરાવની બીતિ તેને કારણ વગરની લાગી. મિત્રને આશ્વાસન આપી, સ્વપ્ન સાચાં હોતાં નથી, એમ તેણે કહ્યું: "આ બધી મનની ભ્રમણા છે. મને યાદ છે કે મિત્રમન પ્રિવિયસની પરીક્ષા આપી આવ્યો ત્યારે ઊંઘમાં ભડકતો અને ગમે તેમ લવતો. કોઈક વાર રજિસ્ટ્રારને મળી આવતો, કોઈક વાર તેનું નામ પાસ થયલામાં રજિસ્ટ્રારે ઉચ્ચાર્યું એમ બોલતો, કોઈક વાર ખુશ થઈ હસતો,

કોઈક વાર વળી રોદન કરતો, ને 'તાર આવ્યો' એમ કદીકદી બબડતો. ભાઈ, આપણને જે વસ્તુનું સ્મરણ થતું હોય તે આંખ આગળ રાતે ઊંઘમાં ઘણી વાર આવે છે. પણ વારૂ, તને શું સ્વપ્ન આવ્યું?"

"બિરિજ, હું તે તને કહું તે પહેલાં મને જરા સ્વસ્થ થવા દે."

અંધારૂં થવા માંડયું અને ચંદ્રરાવની આકૃતિ વધારે ગંભીર તથા શોકાતુર દેખાવા લાગી. તેને જાણે કોઈએ ધક્કો માર્યો હોય એમ તે એકદમ બોલી ઊઠયો. "જો, જો, એ જાય. હમણાંજ મને કાંઈ એણે કહ્યું."

"ભાઈ, અંધારૂં વધતું જાય છે અને તારા વહેમમાં વધારો થતો જાય છે. ચાલ, આપણે અંદર જઈ એકાંતમાં વાત કરીએ."

ચંદ્રરાવના આખા શરીરમાં જડતા આવી ગઈ હતી. તે શું બોલતો હતો, ક્યાં બેઠો હતો, તેનું તેને બરાબર ભાન નહોતું. ઊઠાડી, હાથ પકડી, બિરિજચંદ્ર તેને બંગલાના વચલા ઓરડામાં લઈ ગયો, ને ઓરડાનું બારણું બંધ કરી દીધું. ઘોર નિદ્રામાંથી ઊઠેલો આદમી શરીરમાંથી આળસ કાઢવા શરીરના અવયવોને લંબાવે, આંખ સાફ કરે, તેમ મનમાં પેઠેલો વહેમ દૂર કરવા ચંદ્રરાવે યત્ન કરવા માંડયો. પોતે દિવાનખાનામાં શી રીતે આવ્યો તે તે સમજી શકયો નહીં. તેમાં પણ તેને કંઈ જાદુજ લાગ્યું. થોડીક વાર મૌન ધારણ કરી, અંતે નિદ્રામાંજ બોલતો હોય તેમ ચંદ્રરાવ બોલ્યો:

"કાલે રાતે બે વાગ્યાને સુમારે મારી આંખ સહેજસાજ મળી. નિદ્રામાં મને લાગ્યું કે આ બંગલામાંથી નીકળી હું એક ઝાડીમાં પેઠો. ત્યાં વાઘ વરૂ વગેરે વિકરાળ પ્રાણીઓ બહુ કારમી ચીસો પાડતાં હતાં. કેટલીક જગાએ માર્ગમાં મોટા અજગરો પડ્યા હતા. એ બધાંને વટાવી, નિડરતાથી આગળ ને આગળ હું ચાલ્યો ગયો. ધીરેધીરે ભય ઓછો થયો. એટલામાં કોઈ ખૂણામાંથી એક મોટી ચીચીઆરી મેં સાંભળી. તે ક્યાંથી આવે છે તે જોવા મેં મારી નજર ફેરવી, અને ઝાડી અદ્દશ્ય થઈ ગઈ. પછી એક સરોવર મારી નજરે આવ્યું. તે સરોવર પર એક સુંદરી બે બાળકોને લઈને બેઠી હતી. સુંદરી મને જોઈને ઊભી થઈને પોતાની પાછળ તે બાળકોને લઈ આવવા મને ફરમાવ્યું. તે અમારા કરતાં બહુ આગળ

નીકળી ગઇ. બાળકોને પૂછતાં માલૂમ પડયું કે તે સુંદરીને તેઓ સરસ્વતી કહેતાં. તેઓ તેને માતા સમાન ગણતાં. બાળકો પર તેને ઘણો પ્રેમ હતો. થોડીક વાર અમે ત્રણે મૂગાંમૂગાં ચાલ્યાં, પણ બાળકો મારી પાછળ પડી ગયાં. મેં તેમની રાહ જોઈ પણ તેઓ મને મળ્યાં નહીં. અંતે, કંટાળી જઈ મેં ધીરેધીરે ચાલવા માંડયું. કોઇકિ વાર પાછળ ફરી જોતો પણ મને કોઈ દેખાતું નહીં. ચાલતાંચાલતાં એક વાડી આગળ હું આવી પહોંચ્યો, ત્યાં દરવાજાને મેં આંગળી અડકાડી કે તે એકદમ ઉઘડી ગયો. વાડીમાં દાખલ થયો પછી ત્યાં લગ્નની ધામધુમ થતી હોય એમ મને લાગ્યું. સુંદરી મારી પાસે આવીને ઊભી. કોના લગ્ન છે એમ મેં તેને પૂછયું. કન્યાનું નામ તેણે ' મમતા ' કહ્યું, અને તેનું લગ્ન એક મોટા વેપારી સાથે થવાનું છે, એમ મને જણાવ્યું. તેને ' લોભ ' નામથી સુંદરીએ મને ઓળખાવ્યો. યથાવિધિ લોભ અને મમતાનાં લગ્ન થયાં. લગ્નની ચોરી ત્યાંથી અદૃશ્ય થઇ ગઈ અને એક ભવ્ય મહેલ દેખાયો. સુંદરી મને તેમાં તેડી ગઇ. માણસનો પગરવ તેમાં હતો નહીં. કોઈ પણ અંદર રહેતું હશે એવું મને લાગ્યું નહીં. આટલા બધા ઓરડા એક ઘરમાં મેં કદી જોયા નહોતા. છેક છેલ્લા ઓરડામાં અમે દાખલ થયા, ત્યાં એક સ્ત્રી ખાટલામાં સુતી હતી. તેને જોઈ મને ચોરીમાં પરણવા બેઠેલી મમતા યાદ આવી. અમે જે દ્વારથી તે ઓરડામાં પેઠાં હતાં તેનાથી જુદે બારણેથી તેનો પતિ લોભ દાખલ થયો. તે સ્ત્રીએ, ' દુર્દશા ' પુત્રીનો જન્મ થયો, એવી ખબર પોતાના પતિને કહી. પતિ ત્યાંનો ત્યાં ઊભો રહ્યો. મારી જોડે ઊભેલી સુંદરીએ હસવા માંડયું. તેમ કરવાનું મેં તેને કારણ પૂછયું. અહીંથી જરા આઘે ચલો એટલે સમજાવીશ, એમ તેણે મને જવાબ આપ્યો. હું તેની પાછળ જેવો જવા જાઉં છું કે ખાટલામાં સુતેલી મમતાએ બૂમ પાડી. મને તેની દયા આવી. સુંદરીએ મને તેનો ત્યાગ કરવા સમજાવ્યું, પણ મારે ગળે એ વાત ઉતરી નહીં. લોભ પણ મારી પાસે આવી પગે પડયો, તથા પોતાની પત્નીનું રક્ષણ કરવા મને કહ્યું. સરસ્વતીએ મને બહુ વાનાં કહ્યાં ને બેચાર વાર મારો હાથ ખેંચવા માંડયો પણ પેલી મમતાનું રોદન મારાથી સહેવાતું નહોતું. શું કરવું એમ હું વિચારમાં પડયો, ત્યાં તો સરસ્વતી એક ક્રોધભરી દૃષ્ટિ

મમતા તરફ નાંખી, ફડાક કરતી જમીન પર બેભાન થઈને પડી. પડતાં-પડતાં 'બિરિજ' એટલું તે બોલી, અને મારી આંખ ઉઘડી ગઈ."

બિરિજચંદ્ર આ વાત શરૂ થઈ ત્યારે મનમાં હસતો હતો પણ તેની પૂર્ણાહુતિ થઈ ત્યારે ગંભીર બની કહેવા લાગ્યો: "ચંદ્ર, તારા સ્વપ્નમાં બહુ ઉંડો ભાવાર્થ સમાયલો છે પણ તેમાં તારે મુઝાવાનું કારણ નથી. પ્રભુ જે કરે તે આપણે સહન કરવું જોઈએ. કોઈ પણ વાતની ચિંતા તું કરતો ના. મને પણ કંઈકંઈ વિચાર રાજ્યની નોકરી હોવાથી આવે છે. પણ જેમ બને તેમ તેને હું હાંકી કાઢું છું, ને પ્રભુ પર ભરોસો રાખી બેસું છું એક વાર તો બેઠાંબેઠાં મેં વિલ ઘડી કાઢયું, ને તેમાં મારા કુટુમ્બની સુપ્રત મેં તને કરી ભાઈ, સમય એ કાંઈ ઓરજ વસ્તુ છે. તેની શક્તિ અગાધ છે. આપણે તો સમુદ્રનાં માછલાં જેવા છીએ. કોઈક વાર ઉપર આવીએ છીએ, કોઈક વાર નીચે જઈએ છીએ. કોઈકજ પોતાની ગરદન પાણીની સપાટી ઉપર રાખી શકે છે અને તે પણ બહુ થોડી વાર. ચડતીપડતી સૌ સમયને આધીન છે." ચંદ્રરાવની વૈરાગ્યવૃત્તિ પર આ વાક્યોની અસર થઈ. તેની આગળ હિંદનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ ખડો થયો, અને તે લોકગીતને મળતું કંઈક ગાવા મંડી પડયો:

સમય તુજ કેવી બલિહારી, જાઉં તુજ પર વારી હારી.
રામતણો અભિષેક ઉજવવા, હતો દિવસ જે નક્કી,
તે દિન વનમાં રામજી ચાલ્યા, સમયતણી જ્યાં મરજી. સમય.
ધરી ગર્વ અતિ રાવણ ચાલ્યો, હરી સતી સીતાને,
સમયે તેની વ્હાલી લંકા, બાળી શ્રી હનુમાને. સમય.
અર્જુનથી કૌરવદળ હાર્યું, સહાય કૃષ્ણની જેને,
સમય પલકતાં તેજ ખરંતાં, કાબે લૂંટયો તેને. સમય.
જીવિતદાન દયા કરી દીધું, શાહબુદ્દીનને પૃથુએ,
તે શાહે પૃથુ અંધ બનાવ્યો, સમય આવતાં વારે. સમય.
રંક રાય થાયે પળમ ને, રાય રંક તો હાય,
પ્રતાપ વણ અન વન રઝળે એ, હોય સમય મહિમાય. સમય.

વેપારાર્થે આવ્યા નમતા, અંગ્રેજ હિંદ કિનારે,
સાર્વભૌમ નરપતિ થઈ બેઠા, સમયતણે પલકારે. સમય.
ખેલ દડીનો રમવાનો, નહીં આપણ હાથે કાંઈ,
'મેં કર્યું' એવું મનમાં માની, શીદ તું જાય તણાઈ? સમય.
ગયા ભલભલા, રહ્યા જવાના, નથી અમર કો નક્કી,
સમજ જરા બલિહારી સમયની, રહેશે અદ્ધર લટકી. સમય.

છેલ્લી લીટી ગવાઈ ન ગવાઈ, ને બહાર કોઈનાં પગલાં સંભળાયાં. વિપિન, મિત્રમન અને શિશિર એક સિપાઈ સાથે ત્યાં આવી પહોંચ્યાં. સિપાઈ ફાનસ લઈ ઓટલા પર બેઠો. તરતજ કોઈ બીજા સિપાઈએ આવી સલામ કરી, અને બિરજચંદ્રના હાથમાં તાર મૂકયો. મોટાઓને ત્યાં તાર નહીં જેવા પ્રસંગે આવે, એટલે તાર લેતાંની સાથે તેને ગભરાટ ન થયો. તાર વંચાયો અને બિરિજચંદ્રની મુખમુદ્રાએ તેમાં સૂચવેલી ખબરનું ભાન કરાવ્યું. એ ખબરની અસર મોં પર જણાઈ ન આવે, એ પ્રયાસમાં તે ફાવ્યો નહીં. આ સમયે પ્રયાસ પણ તેણે ઝાઝો કીધો નહોતો, કેમકે સમાચાર ગુપ્ત નહોતા. અત્યંત શોકથી તેણે ચંદ્રાવને જણાવ્યું, કે "જે વડીલની કૃપાથી હું રાજ્યની આ પદવી પામ્યો છું, તે એકાએક ભયંકર માંદગીમાં સપડાયલા છે. મહારાજને પણ તેને સારૂ બહુ લાગણી છે, એટલે અહીંથી પડાવ ઉપડશે. પણ તેમ નહીં થાય તો હું કાલે મહારાજને કહી ત્યાં જવા ધારૂં છું."

તરતજ એક ઘોડેસ્વાર રાણાની વરદી લઈ આવી પહોંચ્યો, અને બિરિજચંદ્ર ત્યાંથી ઊઠયો. જતાંજતાં તે બોલ્યો, કે "મહારાજ તારની હકીકતથી વાકેફ થયલા છે એટલે એટલાજ માટે મને બોલાવતા હશે. અમારૂં અહીંથી નીકળવું કયારે થશે, તે કંઈ કહી શકાય નહીં. આવા પ્રસંગને લીધે તે સમજી શકાતું નથી, બાકી મહારાજને મનમાં તરંગ આવે એટલે તરત નીકળી પડવું એ રજવાડી રીત પસંદ નથી. હું મળીશ તો ખરો, પણ જતા પહેલાં તને કહેવાનું એટલુંજ છે, કે ગમે તેવા વિચારો કરી દુઃખી થઈશ નહીં ને પત્ર વારંવાર લખતો રહેજે."

મિત્રમન અને શિશિર થોડી વાર ત્યાં બેઠાં, પછી તેમણે વિપિનના રજા માગી. વિપિને કમને તે આપી. ચંદ્રરાવ તથા વિપિન બન્નેને આ તારના સમાચાર શોકજનક થઈ પડયા. ચંદ્રરાવને એ અપશકુનરૂપ લાગ્યા. બિરિજચંદ્રને લીધે માથેરાનમાં તેનો વખત નીકળી જતો હતો. સલાહ પૂછવાનું પણ તે સ્થાન હતું. વિપિનને શોકાતુર થવાનાં બે કારણ મળ્યાં. મહારાજનું જો જવાનું થાય તો તારા અને શિશિર બન્નેથી તેને વિખુટાં પડવાનું. આખી રાત તેને ઊંઘ આવી નહીં.

સવારના પહોરમાં વહેલો ઊઠી, બિરિજચંદ્રને મુકામે તે ગયો. બપોરે તેઓ જવાના છે એમ સાંભળી તેના દિલમાં મોટો ધાસ્કો પડયો. દિલના ભાવો બહાર જણાઈ આવે એ બીકથી, તેને દિલ સાથે જબરી મારામારી કરવી પડી, ને તોએ તેના મુખ ઉપર આખરે શોક પ્રસરી રહ્યો. મિત્રમને પણ તેમાં ભાગ લીધો. મિત્ર કોઈ સાચા હોતા નથી, એ તેનો સિદ્ધાંત વિપિન આવ્યાથી ફરી ગયો હતો. વિપિન વાસ્તે તેને ઉચ્ચ અભિપ્રાય બંધાયો હતો. વિપિનનાં નિખાલસપણા ઉપર તે બહુ રાજી થયો હતો. તેના શુદ્ધ અંતઃકરણનાં તે વખાણ કરતો, અને વળી મિત્ર હોય તો આવા હજો એમ પણ કહેતો. તેને મિત્ર ગણતાં હજી તે ખંચાતો હતો, બાકી વિપિને પોતાની સત્તા મિત્રમનના હૃદય પર તો કયારની સ્થાપી હતી.

વિપિન ને શિશિર પણ મળ્યાં, અને ઉભય પક્ષે છુટાં પડવાનો શોક જાહેર કર્યો. શિશિરના વિચાર હજી કળાતા નહોતા. વિપિન તરફ તેને કેવી જાતનો પ્રેમ છે તે કોઈ સમજી શકતું નહીં. તેની વય નાની હોવાથી તે જાતે પણ બરાબર સમજી શકતી નહોતી. વિપિનની લાગણી બહુ તીવ્ર હતી. માથેરાન પર તેને કંટાળો આવવા લાગ્યો. વધારે વાતચિત કરવાથી પોતાનું હૃદય કળાઈ જશે અને કોઈને વહેમ આવશે, એમ ધારી તે આખરે પોતાને ઘેર ગયો. ચંદ્રરાવે આ સમાચાર જાણ્યા કે તે પણ બિરિજચંદ્રને મળી આવ્યો. હવે વધુ વખત અહીં રહેવું નથી એમ તેણે નક્કી કર્યું. મુંબાઈ જઈ કામે લાગીશ તો ધીરેધીરે બધું વિસરાશે, પણ અહીં હવે એકલાં ગમશે નહીં, એવો વિચાર તેને આવવા લાગ્યો.

---

# પ્રકરણ ૧૫

## હુકૂમતરાયનું કુટુમ્બ

**यस्य धर्मविहीनानि दिनान्यायान्ति यान्ति च ।**
**स लोहकारभस्त्रेव श्वसन्नपि न जीवति ॥ ***

રંગરાવનો પિતા હુકૂમતરાય મુંબાઈમાં વસતો એક ગર્ભશ્રીમંત શેઠીઓ હતો. પ્રથમથીજ સઘળી રીતે સુખી માણસ ઘણી વાર ઘણી બાબતોમાં બેદરકાર રહે છે તેવું આની બાબતમાં હતું. ગમે તે રીતે પૈસો મેળવવો, મોટી જગાએ જવું, નામ મેળવવું, એટલુંજ તેનું ધ્યેય હતું કોઈ મંડળના સભાસદ, તો કોઈના પ્રમુખ, કોઈના એજન્ટ તો કોઈના ડિરેકટર થવાની તે બહુ હોંસ રાખતો હતો. સરકાર તરફથી બેત્રણ પૂંછડાં મળે એવી તેને લાલસા હતી. સત્તા અને શાણપણનો વાસ એકજ જગાએ બહુ થોડે ઠેકાણે હોય છે. શેઠનામાં પૈસાને લીધે સત્તાની પ્રબળતા હતી પણ શાણપણની ન્યૂનતા હતી. નોકરોને તલવારની ધાર પર તે રાખતો. સ્હેજ ચૂક વાસ્તે તેમને હજાર વાનાં સંભળાવતો, તે વખતે તેમની પાછલી મહેનતનું તેને ભાન રહેતું નહીં. બિચારા નોકરો ગમ ખાઈ સાંભળી રહેતા ને નસીબ પર હાથ દેતા. દંભનું પણ શેઠમાં પ્રાધાન્ય હતું. કોટમાં એક દોઢસો રૂપીએ ભાડે ઑફિસ રાખવામાં આવી હતી. ત્યાં કામ ખરેખરૂં કંઈ કરવામાં આવતું નહીં. શેઠ જાતે ત્યાં બેત્રણ દિવસે જતા. ત્યાંનો કારકુન ચમન કરતો અને ઘેર મહેતાઓનો દમ નીકળી જતો.

કોઈ રજવાડી મહેમાન કે ગવર્નર સાહેબ, કોઈ સરકારી અમલદાર યા કોઈ નામાંકિત માણસ આવતું, તો શેઠ સ્ટેશન પર તેમનો ભાવ પણ પૂછાતો ન હોય છતાં સત્કાર કરવા હાજર રહેતા. પોતાને ત્યાં પણ કોઈ સારા ઘરનો પૈસાદાર અતિથિ હોય, તો તેની મહેમાનગીરી સારી થતી. પરંતુ કોઈ ગરીબ પણ સુશીલ માણસ ઘેર આવે અને પૂરો એક દિવસ ન રહે, એટલામાં શેઠ તથા શેઠાણીને તેના પર કંટાળો આવતો. ક્યાં ગામડાંમાં

---

***જે મનુષ્ય કંઈ પણ ધર્મકાર્ય કર્યા વિના પોતાના દિવસો પસાર કર્યે જાય છે, તે લુહારની ધમણની માફક, શ્વાસ લેતો છતાં મરેલો છે.**

રહેતા બિચારા અજ્ઞાન અને અભણુ માણુસોની આતિથ્યભાવના, અને ક્યાં આ શેઠની બેદરકારી અને તે છતાં, આ શેઠ સુધરેલા ને ઉંચા ખવાસના ગણાય, એ પણુ વીસમી સદીનો એક ચમત્કાર !

હુકૂમતરાયે પૈસો સારો પેદા કર્યો હતો. ઘરનું ખર્ચખુટણુ કેમ ચાલે છે, તેની કોઈને ખબર નહોતી. સવારથી તે રાત સુધી રખડીરવડી, ઉથલ-પાથલ કરી, પ્રપંચો રમી, શેઠ પૈસા રળી લાવતા અને તેનો વ્યય મોજશોખ, ખાનપાન, અને ગાનતાનમાં ચટની માફક થઈ જતો. 'જેસેકુ મિલે તેસે' તેમ શેઠાણી પણુ તેવાંજ હતાં. પહેલી વારની સ્ત્રી ગુજરી જવાથી શેઠ બીજી પરણ્યા હતા, એટલે તેની પાછળ જરા ઘેલા થયા હતા. પોતે સ્વતંત્રતાના હિમાયતી હતા, એટલે શેઠાણીને સર્વે વસ્તુની છુટ હતી. આજે ગમે તે કાલે તેમને ગમતું નહીં. નવી ફેશનો નીકળે તે મુજબ પોશાક તરતજ ખરીદવામાં આવતા. તેનો કપડાંલત્તાંનો શોખ ફ્રેંચ સ્ત્રીને પણુ કોરે મૂકી દે એવો હતો. કપડાંઓની સીલાઇ પણુ વિલાયતીજ રાખવામાં આવતી. તેના કોઈ પણુ કોડ પૂરા કરવામાં શેઠ જરા કચાશ રાખતા નહીં. પરિણુામ એ આવ્યું કે મનસ્વી શેઠની સ્ત્રી પણુ મનસ્વી થઈ. મનમાં આવ્યું તેમ તે કરી જતી. શેઠની સલાહ લેવાનું પણુ ધીરેધીરે તેણે માંડી વાળ્યું. શેઠ આ બાબત બેદરકાર હતાં એટલે આમાં તે ફાવી. બહાર વાઘ જેવા તે ઘરમાં પ્રફુલ શેઠાણી આગળ ગરીબ ગાય જેવા થઈ જતા. ઘરની અંદર પોતાની સખીઓ જોડે વાતચિત થતી, તે પણુ કયાં તો ન્યાતની, કયાં તો પોશાકની કે કયાં તો ઘરેણાંની. સખીઓ પણુ તે જે કહે તેની હા ભણે એવીજ હતી.

થોડા વખતમાં એક પુત્રીએ દેખાવ દીધો. નાનપણુથીજ તેને કેળવણી એવી તરેહની આપવામાં આવી કે તે ચડસીલી, ઈર્ષાલુ, ઉદ્ધત, સાચાં-જુઠાં કરતી, કુથલીખોર અને તુંડમિજાજી નીવડી. કોઈ પણુ વાત ઘરમાં થતી તો તેથી તે અજાણુ નહોતી રહેતી. પૈસાદારની દીકરી એટલે માએ સાસરૂં પણુ ગબ્બર શોધી કાઢયું હતું. સાસરામાં પણુ તે સર્વને હંફાવતી. ધણીનું પણુ ઝાઝું માન રાખતી નહોતી. સભાઓમાં જવું, તેમાં ગપાટા મારવા ને લોકોની કુથલી કરવી, એ તેનો મુખ્ય કાર્યક્રમ હતો. તેનું નામ ચંપક હતું, પણુ ન્યાતીલાઓએ તેનું નામ નિંદોત્તેજકથા પાડયું હતું. તો વાંચનાર,

હવે તે નામે પણ તેને સંબોધન કરવામાં આવે, તો કાંઈ ખોટું કહેવાય નહીં. સઘળાંની ટીકા કરનારને, સઘળાંને હલકાં પાડનારને, કોઈ તો માથાનું મળેજ. આ નામ મૂળ પાડનાર રસિકાની સખી ઉન્મતિ હતી. રસિકા તથા ઉન્મતિ કરતાં તે પાંચેક વર્ષે મોટી હતી. રસિકા ખૂબસુરત હોવાથી તેની તરફ ચંપક બહુ ઈર્ષ્યા રાખતી હતી. જોગ પણ એવો આવ્યો કે રસિકાનો સંસાર બહુ સુખી નીવડયો તેથી તેની બધે વાહવાહ થતી, ત્યારે આની પાછળ બધાં વાતો કરતાં. ધણી પણ સટ્ટાનો હિમાયતી હતો એટલે ઘણી વાર ખોઈને બેસતો. દુર્ભાગ્યે, પીઅેરનો દલ્લો મળશે એવી આશા હતી તે પણ ભાંગી પડી.

પંદરસોળ વર્ષ પછી પુત્રનો જન્મ થયો. તેનાં માન ઓછાં નહોતાં. પ્રફુલ્લ શેઠાણીને પુત્રનો કોડ હતો તે પૂરો પડયો, એટલે પછી પૂછવુંજ શું? તે પુત્ર પાછળ ઘેલીઘેલી થઈ ગઈ. તેના જન્મને દિવસે ન્યાતમાં પેંડા વહેંચાયા, મહેતાઓનાં ભાગ્ય ઊઘડ્યાં, અને બંગલે અનેક મિજબાનીઓ થઈ. હુકૂમતરાયને સગી બહેન હતી નહીં, પણ પૈસાદારની બહેન થવું કોને ન ગમે? ફોઈનો હક્ક કરતી આઘેપાસેની સગીઓ નામ પાડવા આવી, અને રંગરાવ નામ પાડયું. નામ પાડવાને દિવસે લહાણીઓ વહેંચાઈ. ઝભલાંટોપી વાસ્તે તો એક ઓરડોજ જુદો રાખવામાં આવ્યો હતો. તેની માનું ચાલત તો રજવાડામાં પુત્રનો જન્મ થાય ને જેમ ખુશાલીની રજા પાડવામાં આવે છે તથા વર્તમાનપત્રોમાં તેની નોંધ છપાવવામાં આવે છે, તેમ કરાવત. પછી મોજીલાલનો જન્મ થયો. ત્યાર બાદ પ્રફુલ્લ શેઠાણીએ એક પુત્રીને જન્મ આપ્યો. તેનું નામ ચાતુરિકા રાખવામાં આવ્યું.

હુકૂમતરાયની આવજા મેમણ શેઠને ત્યાં થતી હોવાથી, ચંદ્રરાવ જોડે તેને ઓળખાણ સારૂં હતું. એક વાર કંઈ કામસર ચંદ્રરાવને ઘેર તેનું જવું થયું, અને ત્યાં વિપિનને જોઈ, તેને ઘેર વારંવાર મોકલવા તેણે ચંદ્રરાવને કહ્યું. ચંદ્રરાવથી શરમને લીધે ના પડાઈ નહીં. એક ન્યાતના હોવાથી તે હુકૂમતરાયના ઘરસંસાર બાબત અજાણ્યો નહોતો. વળી નિંદાસ્તજકબા તેની સામેનાજ માળામાં રહેતી હતી. આથી તેણે વિપિનને ત્યાં મોકલતાં પહેલાં કેટલીક શિખામણ આપી, ન છુટકેજ ત્યાં જવા કહ્યું હતું. વિપિન

પિતાની શિખામણ માન્ય રાખે એવો હતો, પણ બાળક હોવાથી ધીરેધીરે રંગરાવ જોડે તેને પરિચય વધ્યો અને તેઓ મિત્રો થયા. ઉચ્ચ શિક્ષણને લીધે ને માબાપના ધાકને લીધે, રંગરાવના છાંટા તેને ઉડયા નહીં. તેઓના આચારવિચાર ઘણી રીતે જુદા હતા. એના સ્વભાવમાં આસમાનજમીનનો ફેર હતો, છતાં રંગરાવને વિપિન પર ઘણું હેત હતું. વિપિનના અભિપ્રાયો વાસ્તે તેને ઉંચો અભિપ્રાય હતો. જુદા સંજોગોમાં, જુદી કેળવણીથી, તે વિપિનનો જોડીઓ થાત, પણ મૂળ બગડયું એટલે સુધરવું મુશ્કેલ થઈ પડયું. વિપિનની તકરારો તેની હાજરીમાં તેને વ્યાજબી લાગતી, કેટલીક વાર તદનુસાર વર્તવા તે તૈયાર પણ થતો, પરંતુ વિપિન નજરેથી દૂર જતાં તેનામાં હુંપણું આવી જતું. મારી જગાએ વિપિન હોત તો તે પણ એમજ વર્તન રાખત, એમ તે ધારી લેતો, અને ખોટે માર્ગે દોરાઈ જતો. વિપિન વાસ્તે કોઈ પણ કંઈ ઘસાતું કહે તો તેની જોડે તે લડી પડતો. ભાઈબિહેનને મૂળથીજ બારમો ચંદ્રમા હતો. તેમાં વિપિન બાબત બન્નેને ઘણુંખરૂં વિરોધ પડતો. એક વાર વાત એટલે સુધી વધી પડી કે ભાઈબિહેને ઘણો વખત અબોલા પાળ્યા.

રંગરાવમાં કપડાંલત્તાંનો શોખ, ઉડાઉપણું તથા એશઆરામની વૃત્તિ, એ સિવાય બીજા દુર્ગુણો નહોતા. પોતાની પત્ની જસમતી પાછળ તે ઘેલો હતો. તેને તે જસમીન કહી બોલાવતો. જસમીન પણ તેને લાયકજ હતી. તેના શોખ રંગરાવનેએ બાજુ મૂકી દે એવા હતા. પહેરવેકરવે તે સાસુની બરોબરી કરતી. પોશાકમાં નવી જાતની રિબનો, ઈસ્તંબૂલ, ને રેશમની ફૅન્સી ઝાલરો, તે બેસુમાર વાપરતી. તેને એક પારસણ જોડે સહીપણાં હતાં. પારસણ પણ જમાનાને અનુસરતી હતી. બે સખીઓ જ્યારે મળતી ત્યારે ખાસ કરી ફૅશનનીજ વાતો કરતી. બોલવામાં બન્ને જણાં અણઘટતી છુટ લેતાં. મોટાં માણસો જોડે ઓળખાણ કરી, તેમની સાથે સંબંધ વધારવા વગેરેનો બેઉને બહુ શોખ હતો.

શીરીનને વિપિનનું મોં નહોતું ગમતું, કારણ કે તે ગમે તેટલું વિપિનને બોલાવવાનું કરે, વાતમાં નાંખવાનું બહાનું શોધે, પણ વિપિન તેની સાથે ટુંકેથીજ પતાવતો.

શીરીન વિપિનને કાલ્લો કહેતી પણ તેની સામું જોતાં ડરતી. જસમીન અને શીરીનની એવી બેસતી આવી ગઈ હતી કે રંગરાવ જેવા પતિથી શીરીનની સોબત છોડાવાય એમજ નહોતું. વળી જસમીન તરફ તેને ખરો સ્નેહભાવ હતો, એટલે માઠું પરિણામ આવશે એવું તેની કલ્પનામાં પણ નહોતું.

રંગરાવનો ભાઈ મોજીલાલ સૌને માથે પાણી ફેરવે એવો હતો. તેનામાં નામ પ્રમાણે બધા ગુણો હતા. નાનપણથી તેને જોનાર તરત ધારી શકે કે તે કોઈ અજબજ માણસ નીકળશે. રંગરાવના પર વિપિનરૂપી થોડોઘણો અંકુશ હતો પણ આને તો ઉલટો તેના મિત્ર બિહારીનો પૂરો ટેકો હતો. બિહારી પણ ખરેખરા વિહારી હતા. કોઈ પણ દુર્ગુણથી અજાણ્યા નહોતા. પૈસેટકે ખાલી હતા એટલે મોજીલાલભાઈની તેણે સંગત કરી હતી. જસમીન પર તેની આંખ હતી. રંગરાવને એનો કાકો કેટલીક વાર કંઈ કહેતો તો તે સાંભળી રહેતો, પણ મોજીલાલને તો કોઈ કહી શકે એમજ નહોતું.

એક વાર કાકાએ મોજીલાલને ઠપકો આપ્યો એટલે તેણે પોતાની માને ફરિયાદ કરી. પોતાના લાડઘેલાને કોઈ કંઈ કહે તે તેનાથી સહન થયું નહીં. મોજીલાલને તેના કાકાને બોલાવી લાવવા પ્રફુલશેઠાણીએ મોકલ્યો. કાકા આવ્યા અને ભાભીએ જાદવાસ્થળી જમાવી. મોટાભાઈને ભાભીએ મહેણાં મારવા માંડ્યાં તે નાનો ભાઈ સાંભળતો હતો, પણ તેણે પોતાની પત્નીને વારી નહીં.

"હું જાણું છું કે તમે મને લાવવા રાજીજ નહોતા. તમારા મનથી તો ભાઈનો પૈસો બધો તમારેજ ભોગવવો હતો. તમારૂં ધાર્યું થયું નહીં એટલે મારાં છોકરાંઓને હલકાં પાડો છો. ખબરદાર, જો હવે ફરીથી કોઈને વઢ્યા તો. ચંપકને પણ તમે બહુજ સતાવી હતી. તમે તમારે ખાઈપીને પડ્યા રહો, ને ન ફાવતું હોય તો–" આગળ કહેવા જતી હતી, એટલામાં તે શબ્દો જાણે હકૂમતરાયનેજ લાગુ પડતા હોય તેમ તે ત્યાં આગળથી ચાલતો થયો.

હકૂમતરાય ગયો તે જોઈ દુલેરાયે ટુંકેથી પતાવ્યું. " ભાભી, હું તો એમના લાભ વાસ્તે કહું છું. તમને અથવા તમારાં બાળકોને તે પસંદ ન

પડતું હોય તો આજ પછી નહીં કહું. મારે હવે વધારે દિવસ કાઢવા નથી. કર્યાં કર્મ સૌ ભોગવશે."

"એટલીએટલી લાહેરી છે ત્યારે બોલો છો શેના? તમારે ક્યાં તેને ભોગવવાં છે?" પ્રફુલ્લ દબાઈ જાય એમ નહોતું.

વધારે વાત લંબાય નહીં તેથી દુલેરાય ઓરડો છોડી ચાલતો થયો. તેનું ચાલત તો ઘર છોડી ચાલ્યો જાત. પણ તે જમાનાનો ખાધેલો હતો. વહુ મરકીના ઝપાટામાં પાંચ દિવસની અંદર ઘસડાઈ ગઈ હતી. બીજો આરો હતો નહીં, તેથી ભાઈને ત્યાં રહેતો હતો. ઘણી ઠોકરો ખાઈ ઘડાયો હતો, એટલે ભાઈના ઘરમાં ચાલતું અંધેર તેનાથી ખમાતું નહીં. ઘણી વાર તે ભાઈને પણ ચેતાવતો પણ તેને બહુ અસર થતી નહીં. છોકરાંઓ પર તેને હેત હતું તેથી તેમને કુમાર્ગે જતાં જોઈને તેના દિલમાં દુઃખ થતું. કેટલીક વાર તેમને તે શિખામણ આપતો; વખત આવ્યે ધમકાવતો. આજના બનાવ પછી તેણે ઘરમાં કોઈને કંઈ પણ કહેવું નહીં, એમ પાણી મૂકયું. "ભાઈને પણ આફરીન છે." એમ તે લગભગ મોટેથી ગણગણ્યો. "ઘર બધું ભાઈએજ બગાડયું છે. વહુને આમ ચડાવી મૂકી ન હોત, તો આવું પરિણામ આવત નહીં. હવે ગયો અંકુશ પાછો બેસાડવાની ભાઈમાં તાકાત નથી."

વાત હાથથી ગઈ હતી. મોજીલાલ તો આ બનાવ પછી છેકજ સ્વતંત્ર થઈ ગયો. આટલો ખૂણે બેસી બબડનાર કાકો પણ હવે બોલતો બંધ થયો એટલે તેના મનમાં કળ વળી. શીરીન જોડે તે બેફિકરાઈથી મરજીમાં આવે તેમ વર્તતો. બિહારી તેને દરેક શોખમાં સહાયભૂત થતો. કેટલીક વાર બન્ને મિત્રો રાતે મોડા આવતા પણ તેમને કોઈ પૂછતું નહીં. બિહારીને ઘણીક વાર તે પોતાને ઘેરજ રાખતો. બિહારીને તો એજ જોઈતું હતું. તેનામાં વાત કરવાની બેહદ ચતુરાઈ હતી. સૌ કોઈને તે પોતાની વાતમાં આંજી નાંખતો. હથેલીમાં ચાંદ બતાવવા ચૂકતો નહીં. વેપાર બાબત વાત કરતો ત્યારે જાણે પોતે બહુ ડહોળ્યું હોય અને મોટો તદ્વિદ હોય એવી રીતે બોલતો, ને કંઈકંઈ વેપારોમાં કઈકંઈ ફાયદાઓ બતાવતો. પોતે ખરી રીતે જોતાં કશાને લાયક હતો નહીં.

મોજીલાલ જરૂર પડે તેને પૈસાની પણ મદદ કરતો. બિહારીને આથી તેની દોસ્તી ગમી ગઈ હતી. હરેક બહાને તે મોજીલાલને ખુશ રાખતો.

તે જે કામ કહે તે તરત ઉપાડી લેતો. કાકા વિષે શેઠાણીને ફરિયાદ કરવા મોજીલાલને ચડાવનાર તેજ હતો. એ યુક્તિમાં ફાવ્યો તેથી તેને બહુ નિરાંત થઈ હતી. શીરીન બાબત કંઈ પણ કહેવાનું હોય તો મોજીલાલ તેનેજ કહેતો. ગમે તે રીતે ધારેલો અર્થ પાર પાડવા બિહારી ચૂકતો નહીં. મોજીલાલ આથી તેના પર બહુ પ્રસન્ન રહેતો. ધીરેધીરે કામ વધવા માડયું. મોજીલાલ, બિહારી ને શીરીન, છચોક એકલાં સાંજે ફરવા જતાં. જસમીન કેટલીક વાર સાથે જતી. તે સાથે ન આવે ત્યારે મોજીલાલ અને શીરીન ખુશ થતાં. શીરીનને જસમીનના 'કમ્પૅનિયન'નું નામ આપવામાં આવ્યું હતું. મોજીલાલ પહેરવેશ વગેરેમાં એવો રહેતો કે તેની જાત બરાબર પરખાતી નહીં. આથી શીરીન સાથે ફરવામાં તેને કોઈ પણ જાતનો બાધ આવતો નહીં. રંગરાવ જોડે મોજીલાલને ઝાઝું બનતું નહોતું, પણ રંગરાવ ભાઈના માર્ગમાં કદી આડો આવતો નહીં, એટલે મોજીલાલને તેના પર ખાસ અણુરાગ નહોતો. બિહારીને વિપિન પર અંદરખાનેથી બેહદ દ્વેષ હતો. કોઈ પણ રીતે તેનું શેઠને ત્યાં આવવાનું અટકે તેમાં તે રાજી હતો. મોજીલાલને કોઈક વાર તેમ કરવા તે ચડાવતો, પરંતુ મોટાભાઈની તેના પર મહેરબાની હોવાથી મોજીલાલ ઝાઝું કરી શકતો નહીં. વળી વિપિન તેના માર્ગમાં નડે એમ નહોતું, એટલે તેને દૂર કરવા તેની ખાસ ઇચ્છા નહોતી. બિહારીને ઘણુંખરૂં આ કારણથી મૂગા રહેવું પડતું પરંતુ વિપિનથી તે બહુ ડરતો. વિપિને રંગરાવને એકબે વાર આ બાબત ચેતાવ્યો હતો, પણ નાનો ભાઈ એને સાંભળે એમ નહોતુ તેથી એ બાબતમાં એ કંઈ કરી શકતો નહીં.

બિહારીનું આગમન ત્યાં પૈસાનેજ કારણે નહોતું. સુધારાના પવનથી છકેલી જસમીન પર પણ તેની નજર હતી. જસમીન તેની છટાથી છેતરાઈ હતી. શીરીન આ ભેદ પામી ગઈ હતી. બિહારી અને જસમીનનો ઘાટ બેસે તો તેમાં તે રાજી હતો, કેમકે એમ થવાથી તેને મોજીલાલ જોડે ફાવે તેમ વર્તવામાં કંઈ પણ અટકાવનું કારણ ન રહે. કેટલીક વાર જસમીનને મોંઢે તે બિહારીનાં વખાણ કરતી, અને તે વખાણની તેના પર શી અસર થાય છે તે જોઈ લેતી. લાગ આવ્યે રંગરાવ વિષે પણ સાચુંજીઠું કરતી.

બિહારી પોતાના વાક્ચાતુર્યથી જસમીનની જોડે પરિચય વધાર્યો જતો હતો. મોજીલાલને આ વિષયથી અજાણ્યો રાખવામાં આવ્યો હતો. તેને વહેમનું કારણ મળે નહીં તે સારૂ બિહારી ખૂબ સાવચેત રહેતો. શીરીન પણ ચકોર હતી, એટલે તેણે પણ આ બાબત મોજીલાલને માહિતગાર કર્યો નહોતો. કદીકદી શીરીન અને બિહારી સાથે મળી જસમીન વિષે વાત કરતાં, ત્યારે બિહારીનો જય થશે એમ શીરીન કહેતી. તે જય જેમ બને તેમ વહેલો મળે તે માટે બિહારી અધીરો રહેતો.

આ પ્રમાણે, બિહારી તથા શીરીનની સ્વાર્થવૃત્તિને લીધે, હુકૂમતરાયના ઘરની ખરાબી થતી હતી, પણ તે બાબતમાં ચતુર કાકા સિવાય સૌ કોઈ અજાણ્યું હતું. દુલેરાય હવે બોલતો નહોતો, છતાં ન છુટકે તેણે એકાદ વાર સમસ્યામાં રંગરાવને કંઈક કહેવા યત્ન કર્યો. રંગરાવ બેદરકાર છે એમ જોઈ કાકાએ લાંબીટુંકી કરી નહીં. કાકાનો નામનો પણ અંકુશ દૂર થયો હતો એટલે કોઈ કોઈને રોકે એમ હતું નહીં. હુકૂમતરાયના ઘરમાં કેવળ અંધેરજ વ્યાપી રહ્યું હતું. સૌ સૌની મોજમાં આવે તેવું વર્તન રાખતું. સાત તારમાંથી જુદાજુદા સુરજ નીકળે છે, પણ તેમને એક કરવા, તેમની એકબીજા સાથે મિલાવટ કરવા, મુખ્ય તારજ અશક્ત હતો, તો બીજાની શકિત કેટલી? સ્વતંત્રતાને નામે વ્યભિચારે ઘર ઘાલ્યું હતું. હાથી જેવા પ્રાણીને પણ અંકુશની જરૂર છે તો મનુષ્યને હોય તેમાં શી નવાઈ? બાળકને તેના માતાપિતાના, સ્ત્રીને પોતાના પિતાના કે પતિના, પુરુષને બીજા હરકોઈ વડિલના કે મિત્રના, રાજાને પ્રજાના ને પ્રજાને રાજાના અંકુશની જરૂર છે. અંકુશ વગરનો એક પણ પદાર્થ કુદરતે બનાવ્યો નથી. વસ્તુ નિરંકુશ થાય તેમાં તેની વિનાશજ નિર્માયલો છે, પછી વહેલો કે મોડો. હુકૂમતરાયના ઘરમાં છતે દીવે અંધકાર છવાઈ રહ્યો હતો, પણ તેની કોઈને ગતાગમ નહોતો. વિવેકબુદ્ધિથી વિચાર કરનારને તે ઘર અવનતિને પંથે વળેલું લાગતું.

વિપિન ખરી વસ્તુસ્થિતિ ક્યારનો સમજી ગયો હતો. એક વાર તો તે રંગરાવ સાથે વિવાદમાં ઉતર્યો અને કહ્યું કે "હાથથી બાજી ગઈ પછી તે હાથમાં આવવી મુશ્કેલ છે. છુટયું તીર પાછું આવી શકતું નથી. ગયો

અંકુશ પાછો બેસાડી શકાતો નથી. સુધરેલા વિચારની પાશ્ચાત્ય પ્રજા પણ મનમાં તો સમજતી હશે, પણ હવે લાઇલાજ છે એટલે કહે કોને? તેમની સ્ત્રીઓ તેમના પર ઘોડેસ્વાર થઈ છે. પાર્લામેંટમાં બેસવાનો તથા કોર્ટમાં વકીલ તરીકે ઊભા રહી કેસ ચલાવવાનો તેમને હક્ક જોઈએ છે. ઘણા હક્ક આપી ચૂક્યા પછી એટલો પણ બાકી રહે તો સ્ત્રીઓના સરખા હક્કમાં વાંધો આવે. આંગળી તેઓએ આપી એટલે હવે સ્ત્રીઓ પોંચો માગે તેમાં નવાઈ નથી. આમનું આમ એમનું ગાડું ચાલશે તો ક્યાં સુધી નીભશે તે જોવાનું છે. આપણે નહીં તો આપણી પાછળના જોશે, કે પાશ્ચાત્ય દેશોની પડતીનું એક કારણ તેમની સ્ત્રીઓનું બેહદ અને બેહુદું છુટાપણું થઈ પડયું.

"મને કેટલીક વાર તો એમ થાય છે કે હજી એમની સ્ત્રીઓનો ઘણા હક્ક માગવાના બાકી છે. ચાલતે દહાડે કાયદા પસાર કરવામાં રાજાની સહી થતી હશે ત્યાં સાથે રાણીની પણ માગશે. વખત આવ્યે અમારે તો ત્રિયારાજ જોઈએ છે એમ પણ કહેશે. એમના મરદોએ પછી સાધુ થઈ ફરવાનું! વળી કોઈ નસીબના સંજોગે મત્સ્યેન્દ્રનાથ નીકળ્યો તો તેને ગોરખનાથ આવી ખેંચી જશે, અને કહેશેઃ 'ગુરુજી, લપટીસે બોત લપટાયા. હવે તો બધું છોડી દો. મરજીથી છોડયું તે પાછું નહીં લેવાય. જંગલમાં મંગળ માની લો અને હિંદુઓની માફક '**ब्रह्म सत्यं जगन्मिथ्या**' એ સૂત્ર પકડો. સ્ત્રીઓને ઘરમાંજ ગોંધી રાખવી જોઈએ એવા મારા વિચાર નથી. તેમને ગુલામ તરીકે ગણવી એના જેવું બીજું અધમ કર્મ નથી. પણ સ્ત્રી અને બાળક, તેમને જોઈએ તે કરતાં વધારે છુટ આપ્યાથી પરિણામ સારૂં ન આવે." બેદરકાર રંગરાવ પર આની અસર ન થઈ.

આમ સર્વ પ્રકારની અનુકૂળતા હોવાને લીધે, હકૂમતરાયનો ઘરસંસાર, કહેવાતી સ્વતંત્રતાના, પણ વાસ્તવિક રીતે જોઈએ તો નિરંકુશતાના, દરિયામાં પૂર જોશથી વહ્યો જતો હતો, અને વહાણમાં બેઠેલું કોઈ પણ પાછું ફરી જોતું નહોતું. કઈ જગાએ ખડક છે, ક્યારે તે સાથે અથડાઈ વહાણના ચુરેચુરા થઈ જશે, તેનું સુકાનીનેજ ભાન નહોતું તો બીજાને તો ક્યાંથી હોય?

---

# પ્રકરણ ૧૬

## રજા મળી

સવારના પહોરમાં સાત વાગ્યામાં ગાડીઓની તથા વિજળીક ટ્રામની દોડાદોડ ચાલી રહી છે. લોકો પગે ચાલીને યા ગાડીમાં બેસીને, નવાં કકડતાં લુગડાં સાથે શાકબજારમાં સોદા લેવા જાય છે. કેટલાક શોખીનો શાકનું વજન પાંચ શેર પણ ન હોય એટલામાં હેલકરીને માથે મૂકાવી ઘર તરફ વળે છે. વૈષ્ણવ સંપ્રદાયની સ્ત્રીઓ નાહી ધોઈ, મંદિરોમાં દર્શન કરવા ઉતાવળે પગે ચાલતી, કોઈક વાર દોડતી, 'જય જય' પોકારતી દેખાય છે. ભીડમાં જાણે બાકી હોય તેમ, કોઈક વાર કઠોર અવાજ કાઢી ભોંભોં કરતી મોટરકાર, ત્યાંના વતનીઓ પર જોહાકી ચલાવતી આવી પહોંચે છે, અને બધાને દૂર ખસી જવું પડે છે. કોઈક ગભરાટમાં પડી જાય છે. કોઈકની પાઘડી ગબડી જાય છે. બિચારી સ્ત્રીઓનું તો પૂછવુંજ નહીં. અનુભવી શહેરીઓ કેટલીક વાર આ ધમાલ જોઈ કહેતા કે મુંબાઈમાં રહીને ત્રણ રીતે મરતો જે બચ્યો તે ભાગ્યશાળી. એક તો મોટાર કે ટ્રામ તળે ચગદાઈને, બીજું ઘર પડવાથી યા બળવાથી, અને ત્રીજું ઝેર ખાઈને !

ક્યાં માથેરાનની શીતળ ટેકરીનો એકાંતવાસ અને ક્યાં વસતિથી ઉભરાતી અલબેલી નગરીનો કોલાહલ ! ક્યાં ત્યાંની કુદરતનો બહાર, અને ક્યાં આના કૃત્રિમ દેખાવો ! વગર મહેનતે એક જગાએ કુદરત ખીલીને મનને આનંદની રેલમાં તણાવે; ત્યારે બીજી જગાએ કુદરતને ઢાંકવા, તેની શોભા ઓછી કરવા અનેક પ્રયાસો ચાલે ! માથેરાનના શાંત પ્રદેશમાંથી નીકળીને મુંબાઈની ધમાલમાં આવવાનું, વાંચનાર, તને મન તો નહોં હોય, પણ વિધાતાએ નિર્માણ કર્યું હોય તે મને કે કમને કર્યેજ છુટકો.

તેમ કર્યાને—મુંબાઈ આવ્યે—આજે પંદર દિવસ થઈ ગયા છે. ગઈ કાલેજ સાંજે તું રંગરાવ તથા વિપિન સાથે વિજળીક ટ્રામમાં બેસી...... કંપનીના 'સેલ'માં જઈ આવ્યો. 'સેલ'માંથી ખરીદી કરી તેં રંગરાવના કાકાની મુલાકાત લીધી. આજે પાછો વિપિન સાથે ઘેરથી નીકળી રંગરાવની ભેટ લેવા તું તૈયાર થા.

રંગરાવ આજે મહા ઉલટમાં આવી ગયો હતો. સાંજ ક્યારે પડે ને વિપિન આવે કે વધામણી ખાઉં, એમ તે રાહ જોતો હતો. દરરોજ કરતાં કલાક વહેલો તે તૈયાર થઈ ગયો હતો.

જસમીન પણ બહુ હર્ષમાં આવી ગઈ હતી. એક સફેદ મચ્છરદાની જેવું બારીક સુતરાઉ લુગડું તેણે પહેર્યું હતું. તે પહેરવાની ઢબ તથા તેના બારીકપણાને લીધે, તેના શરીરના અવયવોનું અવલોકન કરવામાં કોઈ પણ જાતની અડચણ પડતી નહોતી. તેના વાળને પ્રદર્શિત કરવા તેણે માથે પૂરૂં ઓઢ્યું નહોતું. જસમીનની ચોળીનું યથાસ્થિત વર્ણન કરવું બહુ ભારે થઈ પડે. કોઈ જગાએ તેને સુતરની નેટ મૂકવામાં આવી હતી, કોઈ જગાએ રેશમી રિબન દેખાતી હતી, કોઈ જગાએ ખોટી ઝાલર ઝુક્યાં કરતી હતી; કોઈ જગાએ બલૂનની માફક તે ઉપસતી હતી, તો કોઈ જગાએ તેને ધારણ કરનાર લજ્જારહિત હોવાથી જાણે શરમાતી હોય, તેમ સંકોચાતી હતી. ઉછાળા મારતા જોબનનું ભાન કરાવવા, વક્ષઃસ્થળ આગળ ચોળીનું એક પડ એવી રીતે ખુલ્લું રાખવામાં આવ્યું હતું કે તે ઊભાં ચોરગજવાંની ગરજ સારે. દરજી પણ કોઈ જબરો કારીગર હોવો જોઈએ, એમ સહજ કોઈને લાગે, કેમકે એ પડ બીજાં પડો કરતાં કોઈ પણ રીતે જુદું પડતું નહોતું. એ ચોળી તેની ગોરી ગરદનથી જરા વધારે નીચી રહેતી હતી અને તેથી ડોકમાં પહેરેલી મોતીની માળા જસમીનની આકર્ષકતામાં વધારો કરતી હતી. તેના લુગડાંનો છેડો છાતીના અર્ધ ભાગનું પ્રદર્શન કરતો હતો.

એક પગ બીજા પગ પર નાંખી, કોચ ઉપર કંઈક બેઠેલી કંઈક સુતેલી, હાથ લમણા પર મૂકી તે આડી પડી હતી. કોઈકોઈક વાર તે આયના તરફ જોતી હતી ને રંગરાવની જોડે વિનોદમાં ઉતરતી હતી. રંગરાવ વિપિનને મળવા એવો અધીરો થઈ ગયો હતો કે તે પાધરૂં બોલતો પણ નહીં. દિવાનખાનાની વચ્ચે પડેલી ખુરસી પર તે બેઠો, એક વર્તમાનપત્ર હાથમાં લીધું, ને તેનાં પાનાં ખાલી ઉથલાવી ગયો. વર્તમાનપત્ર પાછું મૂકી દીધું એટલે જસમીને કહ્યું: "વિપિનભાઈ હમણાં આવશે. એમ છેક અધીરા શું થાઓ છો, કે કઈ બોલતા પણ નથી?"

"કોણ જાણે શું છે કે હું એની પાછળ આટલાં વલખાં મારૂં છું ને એ બેદરકાર થતો જાય છે. માથેરાન જઈ આવ્યા પછી એનામાં બહુ ફેરફાર થઈ ગયો છે. એને મુંબાઈ આવ્યાને પંદર દિવસ થયા, તેમાં કાલે એ જરા છુટથી બોલ્યો."

"મને પણ પહેલાં કરતાં એ બહુ બદલાઈ ગયા હોય એમ લાગે છે. મારી જોડે પણ ઝાઝું બોલતા નથી?"

આમ વાત ચાલે છે એટલામાં વિપિન આવી પહોંચ્યો. રંગરાવ તેને તેડવા ઉમરા લગણ આવ્યો. જસમીને તેને જોઈ અંગ્રેજી ઢબ પ્રમાણે સહેજ ડોકી ધુણાવી.

"કેમ, આજે ભાભીની વરસગાંઠ છે કે શું? આજે કંઈ બન્ને જણાં ખૂબ આનંદમાં છો?" વિપિન વિનોદમાં પૂછયું.

"તે વાત નિરાંતે કરીશું, પણ હાલ તો ચાલ મારી જોડે કોલાબે."

"અરે મને ત્યાં ક્યાં તેડી જાય છે? સ્થાન બદલાયું પણ કંઈ જગાનું માહાત્મ્ય જાય? ભૂમિને વરદાન હશે તે કેમ ખોટું થાય? ભાભીને પણ ત્યાં સાથે લેવાં છે કે?

"ના, ના, મારે બીજી 'એપૉઇન્ટમેન્ટ' છે."

"ઠીક." વિપિન કંઈક ભારથી બોલ્યો.

બન્ને મિત્રો ટ્રામમાં બેસી સેક્રેટરીએટ આગળ આવી પહોંચ્યા. પછી બૅંડસ્ટૅંડ તરફ તેઓએ કુચ કરી. માણસોનો જમાવ ત્યાં વધારે હતો એટલે સ્વિમિંગ બાથ તરફ ગયા, ને ત્યાં દરિયાના કિનારા પર પત્થરના ઢગ પડ્યા હતા ત્યાં બેઠા.

કિનારા પર બેસી વિપિને આમતેમ જોવા માંડયું. ત્યાંની શાંતિ જોઇ તેને માથેરાન યાદ આવ્યું. શિશિરનું સ્મરણ થયું. સૂર્યનારાયણ પર તે શાંતિની અસર થઈ હોય એવું લાગતું હતું. પોતાનું ઉગ્ર સ્વરૂપ છોડી દઈ તે વાદળમાં ભરાતા હતા. 'સાપ ગયા ને લીસોટા રહ્યા' હોય તેમ તેમના તેજનો માત્ર સોનેરી પ્રકાશજ પડતો હતો. દરિયાનું પાણી પણ નરમ પડી ગયું હતું. પાણીનો રંગ કિનારા પરથી ભુરાશ પડતો દેખાતો હતો. જરા દૂર નજર નાંખતાં ચોપાટી તરફનો વક્ર ભાગ, તથા ત્યાં આવી રહેલા બંગલાઓ દેખાતા

હતા, અને તેની પેલી તરફ, અલબેલો નગરી વાલકેશ્વરની ટેકરીરૂપ પોતાનો હાથ લાંબો કરી સમુદ્રના માર્ગને અટકાવવા ખાલી મથતી હોય એવું લાગતું હતું.

"વિપિન, પિતાજી આગળ આજે ઇંગ્લાંડ સંબંધી વાત છેડી હતી, ને તેમની તરફથી મને ત્યાં જવાની રજા મળી છે."

આ વાક્ય સાંભળી વિપિનનું મોં કટાણું થયું. "સમજ્યો. તેથીજ તું આજે બહુ આનંદમાં છે. વારૂ, પણ ભાભી શેનાં ખુશ થાય છે? તું ત્યાંથી છેક બેત્રણ વર્ષે આવશે. એમને તો તારો વિયોગ થશે છતાં આમ એ ખુશ કેમ દેખાય છે?"

"હું ત્યાં જાઉં તો ત્યાંની રીતભાત વગેરે નજરોનજર જોઉં, ને તે બધું જાણવાનું એને બહુ મન છે."

"હું તો કહું છું કે ભાભીને પણ સાથેજ લઈ જા."

આમ કહેવાનાં વિપિનને બે કારણ હતાં. એક તો રંગરાવને ત્યાં જઈ આડે માર્ગે ઉતરવાનું કારણ ન મળે. બીજું એ, કે અત્રે જસમીન બાબત તેને ચિંતા હતી. બિહારી જોડેની તેની વર્તણૂક જોઈ વિપિનને શંકા ઉપજતી હતી. આજે ભાભી આટલાં ખુશ છે તેનું કારણ પણ કદાચ એવુંજ હશે એમ તેને લાગ્યું. વિપિન આવા નિર્ણય ઉપર આવતા પહેલાં બહુ વિચાર કરતો. અનુમાનો ઘણી વાર ખોટાં પડે છે માટે આવાં અનુમાન મનમાંજ રાખતો.

"જસમીન ત્યાં આવી શું કરશે?"

"તું કરશે તે."

"હું તો અભ્યાસ વાસ્તે જાઉં છું."

"ઓહો! શેનો અભ્યાસ કરવો છે?"

"બારિસ્ટરનો."

"પણ ભાઈ, તારા પિતા વેપારી છે તો તું તેમનેજ મદદ ન કરી શકે? તને અહીંનો અભ્યાસક્રમ અધરો લાગે છે ને તેથી તારે બારિસ્ટર થવું છે. એ પરીક્ષા કદાચ સહેલી હશે પણ તું પાસ થઈ શું કરવાનો? અત્યારે લોકો જોડે બોલે છે તેના કરતાં થોડું બોલવાનો, જેની જોડે ઓળખાણ નહીં હોય તેને સાંભળવાનો નહીં. વળી આજે વકીલનો ધંધો એવો નથી કે ઉદ્યોગ કર્યા વગર કોઈ આપણી દાદ લે. પગપેસારો કરતાં નવા માણસનો

દમ નીકળી જાય છે. વકીલો દર વર્ષે વધતા જાય છે, કમાણી ઘણા થોડાને છે. હું તો ધારૂં છું કે તું અહીંજ રહી કોઈ ધંધો ઉપાડી લે. તેમાં તું કેટલાકનું ભલું પણ કરી શકીશ. ”

“ બધા લોક તારા વિચારના હોય, તો ત્યાં જાય કોણ ? ”

“ મારો મત એમ છે કે યોગ્ય હોય તે જાય. ત્યાં જવાને લાયક ઘણા થોડા હોય છે. આ અભ્યાસ વાસ્તે કોઈ જાય, તે તો મને જરા પસંદ નથી. બારિસ્ટરો ઘણાખરા માંખ મારે છે, પૈસો હોય તો વેડરી નાંખે છે, ને કલ્યાણ કોઈનું કરતા નથી. કંઈ હુન્નર કે ઉદ્યોગ ત્યાંથી શિખી લાવી કેટલાઓએ હિંદનું ભાગ્ય ખોલ્યું ? ત્યાંથી આવી પોતાની ભાષા ને સગાંનેજ ભૂલી જાય તે દેશને શો લાભ કરવાના હતા ? ‘ ભપકા ભારી અને ખોસાં ખાલી ’ તેમ આમતેમ ફરવાના. અહીંજ વિજ્ઞાનશાસ્ત્ર શિખી, બેચાર વાર નિષ્ફળ થવાય તોપણ પ્રયોગો ચાલુ રાખી દેશનું કલ્યાણ થઈ શકે છે, તેનાં અનેક દૃષ્ટાંતો છે. તારે આઘે ખોળવા ન જવું હોય, તો તારી પડોશમાંજ પ્રો. ગજ્જરની લેબૉરેટરી છે, તે જો. ભાઈ, મેં અભિપ્રાય જણાવ્યો તેનો મૂળ મુદ્દો તો તું સમજ્યો હશે. વિલાયત જવાની હું સામે નથી, પરંતુ જેઓ ત્યાં જઈ આવે છે તેમનાં આચારવિચારની હું સામે છું અને તેથી બધાને ત્યાં જવાને લાયક નથી ગણતો. ”

રંગરાવ આ સાંભળી મૂગો રહ્યો. આકાશે તારાટપકીવાળો સફેદ સાળુ પહેરવા માંડયો હતો. આસપાસ બધે રોશની થવા લાગી ને બન્ને મિત્રો પાછા ફર્યા. વિપિન અધવચથીજ પોતાને મકાને ગયો, કેમકે અનુબાની તબીઅત સારી નહોતી. ઘડપણને લીધે તેનું શરીર ખોખરૂં થઈ ગયું હતું. કામ કરતાં તે હાંફી જતી હતી. કામમાંથી તેને ફારગ કરવા ચંદ્રરાવે એક સારો રસોઈઓ રાખ્યો હતો. ડાકટરની દવા પીવા, તે રાજી નહોતી. ‘ હવે હું નહીં મરૂં ત્યારે મરશે કોણ ? ’ એમ તે કહેતી. વૈદની દવા તેણે ખાવા માંડી ખરી, પણ તેનાથી કંઈ ફાયદો જણાતો નહોતો.

---

# પ્રકરણ ૧૭

## વિદ્યાર્થી વિપિન

**सुखार्थी त्यजते विद्यां विद्यार्थी त्यजते सुखम् ।**
**सुखार्थिनः कुतो विद्या कुतो विद्यार्थिनः सुखम् ॥**
**शास्त्राण्यधीत्यापि भवन्ति मूर्खा**
**यस्तु क्रियावान् पुरुषः स विद्वान् ।**
**सुचिन्तितं चौषधमातुराणां**
**न नाममात्रेण करोत्यरोगम् ॥***

વિપિનને બી. એ. ની પરીક્ષા પસાર કર્યાને આજ ત્રણ માસ થયા છે. આવતી કાલે બી. એ. ની પદવી લેવા વિશ્વવિદ્યાલયમાં એને હાજર થવાનું છે. એ હાજર થાય તે પહેલાં એનું વિદ્યાર્થિજીવન કેવું હતું તે જરા જોઈએ.

ધર્મ અને નીતિના શિક્ષણની વિદ્યાભ્યાસમાં ખાસ જરૂર છે એમ ચંદ્રરાવ માનતો. એ શિક્ષણ વગરની કેળવણી તેને ખામીભરેલી લાગતી. પરધર્મનાં પ્રવચનોમાં ફરજીઆત હાજર રહેવાના નિયમને તે શાપ સમાન લેખતો. વ્યક્તિસ્વાતંત્ર્યની ભારી વ્યાખ્યા આપનાર પિતાઓ, તથા અમારી અંતર્ભાવનાની વિરુદ્ધ ચાલી શકતા નથી એવો ફાંકો રાખનારા યુવાનો, મૂગે મોંએ આ નિયમ પાળતા, તેથી તેમની દયાજનક સ્થિતિનું અને સાથેસાથે આપણી શિક્ષણપદ્ધતિ ઘડતા મંડળોની હાસ્યજનક સ્થિતિનું ભાન થતું હતું. ચંદ્રરાવ આ નિયમની હાડોહાડ વિરુદ્ધ હતો અને તેથીતેણે વિપિનને ઍલફિન્સ્ટન કૉલેજમાં મૂકયો હતો.

એલ્ફિનસ્ટન કૉલેજમાં હોવા છતાં ચંદ્રરાવ અને રસિકાની સાદી પણ સુઘડ રહેણીકરણીમાં ઉછરેલા વિપિનનું વિદ્યાર્થિજીવન સાદું તેમજ નિયમિત હતું. નાણાંની રેલમછેલ કરતા, અંગ્રેજી બનાવટના બૂટ, સ્ટૉકિંગ,

---

* સુખાર્થી વિદ્યા ત્યજે છે ને વિદ્યાર્થી સુખ ત્યજે છે. સુખાર્થીને વિદ્યા ક્યાંથી? ને વિદ્યાર્થીને સુખ કેવું ?

શાસ્ત્રો ભણીને પણ મૂર્ખા થાય છે. જે પુરુષ ક્રિયાવાન્ છે તેજ ખરો વિદ્વાન્ છે, સુચિન્તિત ઔષધ પણ માત્ર નામથી કંઈ દર્દીઓના રોગ કાઢતું નથી.

કૉલર, નેકટાઈ તથા હૅટને કૉલેજના વિદ્યાર્થીનું ભૂષણ માનનારા યુવાનોનો સંગતિદોષ વિપિનને લાગ્યો નહોતો. નાણાં મેળવવાની મુશ્કેલી તે સમજતો હતો. પિતાને જોઈએ તે કરતાં વધારે ભારરૂપ થવું તે પાપ સમાન ગણતો હતો. એવા બેહુદા ખર્ચથી સાધારણ સંપત્તિના માણસોને કૉલેજ જીવન તરફ અપ્રીતિ ઉપજશે એમ તેને ભય હતો.

બી. એ. ના વર્ગમાં આવ્યો અને તેણે સ્વદેશી વ્રત લીધું. તે પોતાના મિત્રમંડળને તેમ કરવા વિનવતો. જેવું મળે તેવું, પાતળું કે જાડું, સુંવાળું કે ખુંચે એવું, સોંઘું કે મોઘું, પણ સ્વદેશીજ તે વાપરતો. હૅટ પહેરતા યુવકો તરફ તો તેને અભાવજ હતો. લાગ આવે તેમની સાથે વાદવિવાદમાં ઉતરી, તેમની એ ટેવ છોડાવવા તે પ્રયાસ કરતો. તેમાંના કોઈક સ્વદેશાભિમાનનો જુસ્સો બતાવતા યા દેશસેવાની વાતો કરતા, તો તેમના એ સદ્‌ભાવના ચિહ્‌ન તરીકે હિંદુઓના પહેરવેશ પ્રતિ સદ્‌ભાવ બતાવવા તેમને કહેતો, તથા આચરણ પણ તે મુજબનું રાખી તે વડે દેશાભિમાનનું પ્રથમ પગથીઉં ચડવા તેમને સૂચવતો. વ્રત પાળ્યાને એક વર્ષ થયું, સીનિયર બી. એ.માં તેનો પ્રવેશ થયો, અને તેણે સ્વદેશી હિલચાલને ટેકો આપે એવા પાંચસાત મિત્રોની મદદ લઈ એક મંડળ સ્થાપ્યું. તેમાં વારંવાર ભાષણો આપી, તેણે એ હિલચાલ તરફ કેટલાકનું લક્ષ દોરવ્યું હતું.

કૉલેજમાં વિવિધ વિષયોની ચર્ચા કરનારૂં એક મંડળ ઘણો વખત થયાં સ્થપાયું હતું. વિપિન તેમાં આગળ પડતો ભાગ લેતો. તે પોતે જ્યારે પણ બોલતો, ત્યારે હિંદના પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસના અમુક ભાગનાં દિગ્દર્શનનો વિષય પસંદ કરતો, કેમકે વિદ્યાર્થીઓને શિખવવામાં આવતા હિંદના ઇતિહાસોમાં તેને અનેક ત્રુટીઓ લાગતી. એ ઉપરાંત, હિંદ માટે એક લિપિ તથા સામાન્ય ભાષા, માતૃભાષામાં શિક્ષણ આપવાની આવશ્યકતા, સ્વદેશી, વગેરે પર ચાલતા વિવાદોમાં એ ખાસ ભાગ લેતો. ધીરેધીરે આ મુખ્ય મંડળની શાખારૂપે, હિંદના ઇતિહાસની સમાલોચના કરનારૂં, તથા માતૃભાષાના પ્રાચીન તેમજ અર્વાચીન કવિઓ, ગ્રંથકારો વગેરેનાં પુસ્તકોની સમીક્ષા કરનારૂં, એવાં બે ઉપમંડળો તેણે કાઢયાં.

કૉલેજના રમતગમતના વિભાગનો પણ અવારનવાર તે સેક્રેટરી નીમાતો અને તેને સોંપવામાં આવેલું કામ ઉત્સાહપૂર્વક પાર પાડતો.

વર્ણભેદ તરફ અભેદદષ્ટિથી જોતું એક મંડળ કૉલેજમાં સ્થપાયું હતું. તેના સભ્યો ન્યાતજાતના રીતરિવાજોને કઢંગા, પ્રગતિને અટકાવનારા ને મૂર્ખાઈભિરેલા લેખતા હતા. ન્યાતજાતના ભેદ પાળ્યા વગર કોટ પાટલુન ને હૅટ ચડાવી, ટેબલખુરસી પર ભોજન કરવાનો તેમનો એક હેતુ હતો. તે મંડળ જ્ઞાતિભોજનોની વિરુદ્ધ હતું, પણ છ મહિને ટર્મ પૂરી થતાં એક મોટી મિજબાની થતી ખરી! આંખ મીંચીને તે ખાતર ખર્ચ થતો હોવાથી તેમાં શ્રીમંત વર્ગજ ભાગ લઈ શકતો. એ શ્રીમંતો પહેલા વર્ગના સભાસદ ગણાતા. આ ઉપરાંત, દર મહિને સાધારણ ટી પાર્ટીઓ અપાતી, તેમાં ઘણા યુવાનો ભાગ લેતા. તેઓ બીજા વર્ગના સભાસદો ગણાતા. કૉલેજના ચારસો વિદ્યાર્થીઓમાંથી સહેજે અઢીસો જણ આ મંડળના સભાસદ હતા. બાકીનાઓમાં કેટલાક વિપિન જેવા હતા, ને કેટલાક સહાનુભૂતિ હોવા છતાં ઇતર કારણોને લઈને તેમાં જોડાયા નહોતા. વિદ્યાર્થિજીવન આમ ધીરેધીરે મોઘું થતું હતું, પણ દૂર વસતાં તેમજ તે સ્થાનમાં રહેવા છતાં પૂરતું લક્ષ ના આપનારાં માબાપોને તેની ખબર પડતી નહોતી. શ્રીમંત માબાપો, ભાઈ તો કૉલેજમાં ભણે છે તેને બહુ કહેવાય નહીં, એમ કરી ઝાઝી દરકાર રાખતા નહોતા. આ 'સુધારક' પવન મુંબાઈની કૉલેજોમાં એટલા જોરમાં વાતો હતો કે તેને કોઈ રોકી શકે એમ નહોતું. મુંબાઈ ઇલાકાનાં બીજાં શહેરોને પણ ધીરેધીરે તેનો ચેપ લાગવા માંડયો હતો.

આ બધું વિપિનની જાણબહાર નહોતું. પરંતુ યુગાત્માને રોકવા તે અસમર્થ હતો, તેથી તે તરફ વિશેષ ધ્યાન આપતો નહોતો. કોઈ સન્મિત્ર કદાચ એનું માને એવો મળે તો તેને પોતાનો જુદો મત કહેતો, પણ પોતાનું કહેલું તેને ના ગમ્યું એમ લાગતું તો ફરીથી એ વિષયને છેડતો નહીં.

વિપિન અભ્યાસમાં સારો હતો. ચાલાક અને ઉદ્યોગી હોવાથી પ્રોફેસરોની તેના પર મમતા હતી. કૉલેજમાં દરેક વરસે શિષ્યવૃત્તિ મેળવી તે ઉપલા વર્ગમાં જતો હતો. વિશ્વવિદ્યાલયની બી. એ.ની પરીક્ષામાં પણ એજ પ્રમાણે ઉંચે નંબરે તે પસાર થયો હતો. જમાનાની અસરને લીધે ભારતી

કરતાં ભારત માતા તરફ તેને વધારે પક્ષપાત થયો હતો. પરિણામે, સંસ્કારિતા કરતાં સેવાભાવના તેનામાં વિશેષ વિકાસ પામી હતી.

પદવીદાનની સાંજ આવી પહોંચી. પસાર થયા હતા તે પદવીને લાયક જાહેર થવાના બાકી હતા. રજિસ્ટ્રારની વિનતિ પરથી, ચૅન્સેલરે તાળીઓના ગડગડાટ વચ્ચે ઊભા થઈ તેમને લાયક ગણી પ્રમાણપત્ર આપવાની ઉદારતા બતાવી! પછી વિશ્વવિદ્યાલયને સરકારના હાથમાં રમકડું બનાવવામાં શું ડહાપણ રહેલું છે, તે તેમણે સમજાવ્યું. પ્રજાજીવનના સામાન્ય હક્કને કોઈ પણ રીતે એથી નુકસાન થાય છે, એવો ખ્યાલ કોઈના મનમાં હોય, તો તે કાઢી નાંખવા વિનતિ કરી. ફરજીઆત માતૃભાષાની આવશ્યકતા નથી, એમ સાબિત કરવા કંઈકંઈ દલીલો આપી. ટુંકમાં, જેમ આવ્યા ભલાને માટે, તેમ આખા વર્ષમાં ઉચ્ચ કેળવણી પરત્વે જે કંઈ થયું, તે પણ હિંદના ભલાનેજ માટે, એવું ઠસાવવા પ્રયાસ કર્યો અને પછી થોડીક જરીપુરાણી શિખામણના પિષ્ટપેષણ બાદ વાર્ષિક વ્યાખ્યાન પૂરૂં કર્યું.

સામે રોકડા જવાબ આપી ચૅન્સેલરને ચુપ કરે એવા વિદ્વાનો બેઠા હતા, પણ તે લાચાર હતા. ખેલ પૂરો થયો, ને એક વર્ષ માટે પડદો પડયો. હિંદના ભાવી નાગરિકો, આશાના કિરણરૂપ ઉગતા યુવાનો વીખરાઈ ગયા.

વિદ્યાર્થી વિપિન પણ વિદ્યાસંપન્ન સ્નાતક થઈ પોતાને પંથે પડયો. રસ્તામાં, દેશનું શું થશે એ વિચારને બદલે, મારે શું કરવું એ વિચારે પહેલી ફેરી તેના મગજમાં પ્રાધાન્ય લીધું. શિશિર એ વિચાર સાથે અદ્‌ભુત રીતે ઓતપ્રોત થઇ ગઈ હતી.

# પ્રકરણ ૧૮

## નૂતનપુરનો મુજનસિંહ

"જનની જણ તો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહીં તો રહેજે વાંઝણી, રખે ગુમાવીશ નૂર."

સુવર્ણા નદી પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળતી હતી, ત્યાં નૂતનપુર આવ્યું હતું. નદીનો પટ બહુ પહોળો હતો. મોટાં વહાણો અને સાધારણ નાની આગબોટ ઊભી રહી શકે એટલું ત્યાં પાણીનું ઉંડાણ હતું. પાણી એવું સ્વચ્છ અને નિર્મળ હતું કે લોકો તે પીવામાં વાપરતા. નૂતનપુરમાં ઘેરેઘેર ટાંકાં નહોતાં, એટલે નદીનો મહિમા વધ્યો હતો. સવારના પહોરમાં, બૈરાંઓ પાણીનાં મોટાંમોટાં વાસણો લઈ નદીએ ભરવા જતાં. વાસણને કાંઠાની માટી યા રેતીથી ખૂબ માંજીને સોના જેવાં ચળકતાં તેઓ બનાવતાં, તેથી સુવર્ણાએ તેમને સુવર્ણઓપ ચડાવ્યો હોય એવું આઘેથી લાગતું. પુરુષો પણ ત્યાં સંધ્યાસ્નાન વાસ્તે આવતા. સવારે નદી પર મોટી ઠઠ જામતી. છોકરાંઓ મરદો તથા બૈરાંઓ, સૌને તરતાં આવડતું હતું. કોઈ નવો માણસ બહારગામથી આવ્યો હોય અને તેને તરતાં ન આવડતું હોય, તો છોકરાંઓ વિસ્મય પામતાં ને હસતાં. પાણી ભરવાની આ કસરતને લીધે નૂતનપુરનાં બૈરાંઓ બીજાં શહેરોનાં બૈરાંની માફક લેલેમજનું નહોતાં. પુરુષો પણ કદાવર તથા કસરતી લાગતા. ગામમાં અખાડા ઘણે ઠેકાણે હતા અને ત્યાં ઘણાંખરાં છોકરાંઓ જતાં.

ઓવારા ઉપર નદીને નિહાળતાં કેટલાંક ઘરો આવી રહ્યાં હતાં. મધ્ય ભાગમાં આવેલાં ઘરો, છેડાનાં ઘરો કરતાં છાતી કાઢી જાણે આગળ નીકળી આવ્યાં હોય એવું લાગતું. બન્ને છેડા પરનાં ઘરો કિનારા આગળથી શરૂ થઈને, બીજના ચંદ્રમાની માફક વક્રાકૃતિ કરી મધ્ય ભાગનાં ઘરોને મળી જતાં હતાં. આથી સામે કિનારેથી જોનારને, સુવર્ણા દોરીની તથા નૂતનપુર કમાનની ગરજ સારતાં હોય એમ દેખાતું.

શહેરની આસપાસ મજબૂત કોટ હતો. તેની દિવાલ કેટલીક જગાએથી પડી ગઈ હતી, તે રાણાએ સમરાવી હતી. અનેક જૂનાં દહેરાંને અસલ

સ્થિતિ પર લાવવામાં પોતાના ખાનગી નાણાંમાંથી તેઓ મદદ આપતા. આવી પ્રાચીન વસ્તુઓને આપણા કારીગરોની કળાના અવશિષ્ટ નમુના તરીકે તેઓ સાચવતા. મહારાજા જ્યારે કોઈ પણ દેશી રાજાના રાજ્યમાં પરોણા તરીકે જતા, ત્યારે ત્યાંના કોટની દિવાલો પડેલી અથવા કેટલીક જગાએ જાણી જોઈને પાડેલી જોઈ દિલગીર થતા, અને તે સમી કરાવવા સૂચવતા. નૂતનપુરના કોટની દિવાલ જોવા જેવી હતી. સેંકડો વરસ પર થઈ ગયલા સૂર્યવંશી રાણા...ના વખતમાં તે બાંધવામાં આવી હતી. વર્ષો થઈ ગયાં તે છતાં તે લગભગ જેવી ને તેવીજ હતી. મજબૂત પણ ઘણી હતી. એક કાંકરો સરખો પણ તેમાંથી કાઢવો મુશ્કેલ થઈ પડતો. કોટને ચાર મોટા દરવાજા હતા. શહેરના અંદરના ભાગમાં આવેલાં ઘરો સાદી બાંધણીનાં હતાં. રસ્તાઓ નાના તેમજ મોટા, ગલીચી વગરના હતા.

સુજનસિંહના રાજકારભારે શહેરની ભાવિક વૃત્તિમાં વધારો કર્યો હતો. ઠેકઠેકાણે તેણે ઓવારા બંધાવ્યા હતા. ડુબવાનો ભય ઓછો થયો અને લોકોની આવજા વધી. પ્રજાની ઇચ્છા જોઈ તે મુજબ બને તો કરવું, એવા મહારાજાના વિચાર હતા. ધર્મનો નાશ થશે તો પ્રજાનો પણ નાશ થશે, એવો તેમનો સિદ્ધાંત હતો. ધર્મને બહાને અધર્મ ન થાય, તેની તેઓ સાવચેતી રાખતા. દરેક ઓવારા ઉપર વિશ્વાસુ અને પાકી ઉમરના રખેવાળોનો પહેરો રાખવામાં આવતો. પોતે પણ ફરતાફરતા ત્યાં કેટલીક વાર આવી પહોંચતા. ઓવારાને કંઈકંઈ નામો અપાયાં હતાં, પણ તેમાં બે મુખ્ય હતાં. એકને સુજન ઓવારો અને બીજાને રાજા ઓવારો કહેતા. પહેલું નામ પ્રજાએજ પાડયું હતું. રાણાને કાને એ વાત આવી ત્યારે તેમણે ટીકા કરી, કે "રૈયતને શી વાત પસંદ પડી છે એ સમજતાં વાર નથી લાગતી, કેમકે તે વાત કરતાં લોકો ડરતા નથી. પણ જે વાત પસંદ પડી ન હોય, તે બાબત કોઈ જાહેરમાં બોલતું નથી, અને રાજાને કાને તે આવતાં બહુજ વાર લાગે છે. હવામાં પણ રાજાના જાસુસો ભરાઈ ગયા હોય એવી રીતે લોકો ત્યારે વર્તે છે."

નૂતનપુરની પ્રજા હિંદની સમસ્ત રૈયતની માફક સંતોષી હતી. થોડું કરે ઘણું માની લેવું એવી તેની રીતિ હતી. ખરૂં જોતાં, માગ્યા

વગર પીરસનાર સુજનસિંહ પાસે કંઈ માગવા જેવું હતુંજ નહીં. રૈયતને ખુશ રાખવા તે હંમેશ મથતા. લોકોને સારૂં શિક્ષણ મળે તે ખાતર પુષ્કળ ધન વાપરતા. પ્રાથમિક કેળવણી રાજ્યમાં મફત આપવામાં આવતી હતી. કંઈક અંશે તે ફરજીઆત કરવામાં આવી હતી. ઉંચી કેળવણી માટે રાજ્યમાં તેમણે મહાશાળા સ્થાપી હતી. વિજ્ઞાન તેમજ હુન્નરઉદ્યોગ વાસ્તે શાળાઓ કાઢી હતી. લોકોની માગણીની તે રાહ જોતા નહીં. પ્રજા રાજા પાસે માગે અને રાજા આપે તેમાં તેનું મોટાપણું શું? રાજા કોને કહેવાય? સૌ સૌના ઘરનો રાજા કહેવાય છે, ત્યારે રૈયતનો રાજા એટલે શું? જે રાજા પોતાના બુદ્ધિબળે અથવા તો પોતાના વફાદાર સલાહકાર સાથે મસલત કરી, પ્રજાને શી વસ્તુની જરૂર છે, તે સમજે નહીં અથવા સમજે છતાં તેમ કરે નહીં, તેને રાજા કેમ કહેવાય?

પ્રાચીન કાળમાં, સમસ્ત લોકોમાં જે સૌથી ડાહ્યો, ચતુર અને બળવાન્ હતો, તેને બધાએ મળી સર્વાનુમતે રાજા કહ્યો અને માન્યો. સૌએ સૌનું સંભાળી લેવું, અરસપરસ ન્યાય ચૂકવી લેવો એ બધું ફાવે નહીં, માટે પોતાને માથે લોકોએ મળી એક રાજા નીમ્યો. તેની સર્વે આજ્ઞા ઊઠાવે અને તેણે લોકોના જાનમાલનું રક્ષણ કરવું. રાજા તે પિતાની જગાએ અને રૈયત તે તેની પ્રજા. તેને ઘણી બાબતોમાં લક્ષ આપવાનું, લોકહિતનાં અનેક કામમાં રોકાવાનું, એટલે પોતાનું તથા પોતાના કુટુંબનું ભરણપોષણ કરવાની મહેનત લેવી તેને ઓજે નહીં. આથી રૈયતે મહેસુલ કર વગેરે આપીને, રાજાનું પોષણ કરવું. એક રાજા મરી જાય અને દરેક વખતે બીજો નવો નીમવો મુશ્કેલ પડે તેથી તેના વંશજોને રાજબીજ ગણી તેમનો રાજા થવાનો હક્ક ગણ્યો રૈયતના સુખની દરકાર જો રાજા રાખે નહીં તો રૈયત પોતાનો ધર્મ બજાવવા બંધાતી નથી. રૈયતને પૈસે આપણે તાલેવાન થઈએ, તેને લીધે આપણે પૂજાઈએ, તેનેજ લીધે આપણું પોષણ થાય, ને તે આપણી પાસે યાચના કરતી આવે, એ તો <u>નેવનાં પાણી</u> મોભે ગયલાં કહેવાય. સુજનસિંહ મહારાજની આવી માન્યતા હતી. આવા રાજા પાસે પ્રજાને માગવાનું શું હોય? રામરાજ્ય તે કંઈક આવુંજ હશે એમ તેમની પ્રજા માનતી.

રાણાનું શરીર પ્રચંડ હતું. તેમના મોં પર થોભીઆનો ભરાવ સારો હતો. મૂછો પણ બહુ મોટી હતી અને તેને ઉંચે ચડાવવાની તેમને આદત પડી ગઈ હતી. થોભીઆને લીધે તેમના મોંની ભયંકરતામાં વધારો થતો હતો. ગમે તેવો દુષ્ટ માણુસ પણ તેમની પાસે આવતાં થથરી જતો તથા પોતાનો ગુનોહ છુપાવતાં ડરતો. પહેરવેશ પણ બહુ સાદો રાખતા. અસલી પોશાક તેમને બહુ પસંદ હતો. રજપુતાઈ રંડાઈ તો છે, પરંતુ પહેરવેશ પણ બદલાયો તો તેનું નામનિશાન રહેવું મુશ્કેલ પડશે, એમ તે માનતા. પગે પાયજામો તથા બદન પર સાદી બંડી પહેરતા. ફરવા નીકળતા ત્યારે કસવાળું, બંધએસતું અંગરખું ધારણ કરતા. તેમની છાતીનો સીનો જોઈ લોકો તેમને સિંહની ઉપમા આપતા. કમ્મરે જમૈયો ખોસતા અને પગે સોનાનાં સાંકળાં પહેરતા. માથે રજપુતની ઢબે સાફો બાંધતા. તલવાર હાથમાં રાખ્યા વગર કદી પણ ફરતા નહીં.

મહિનામાં એક વાર તો શિકાર કરવા જવુંજ, એવો તેમનો નિયમ હતો. દર પુનેમે મળસકે પાંચ વાગે, માણુસો સાથે મહારાજ શિકાર માટે નીકળી પડતા. બારીઓ અને અટારીઓ પરથી ત્યારે તેમના દર્શનનો લાભ લેવામાં નૂતનપુરના વતનીઓ અમોલા શકુન ગણુતા. કચ્છી યા અરબ્બી ઘોડા પર સવાર થયલા મહારાજાની સવારી આવતી જોઈ, સિંહ, વાઘ, ઇત્યાદિ વિકરાળ પ્રાણીઓ પણ ઝાડી કે કોતરોમાં ભરાઈ જતાં. તેમને બહાર કાઢવા ઢોલ ત્રાસાં વગેરેનો નાદ કરવો પડતો. હરણનો શિકાર તેમને પસંદ નહોતો. હરણુને તેઓ જંગલની શોભા કહેતા. તેના વેગને લીધે તેનો શિકાર ભલે અઘરો હોય, પણ તેટલા વાસ્તે કુદરતને શોભારહિત કરવી તે વાસ્તવિક ધારતા નહીં. વળી જે પ્રાણી સામું થવા હિંમત કરે નહીં તેનો શિકાર કરવો, એ રજપુતના નામને લાંછન લગાડવા બરોબર છે, એવું તે માનતા.

સુજનસિંહને માથેરાનથી પાછા ફર્યાને આજે પંદર દિવસ થયા હતા. રાજ્યના દિવાન પ્રવીણુપ્રસાદની તબીઅત એકાએક બગડવાથી માથેરાનથી તેમને ઓચિંતા નીકળવું પડયું. દિવાન પર સુજનસિંહને પૂરો વિશ્વાસ હતો. રાજા તરફ પોતાનો શો ધર્મ છે, તે તે બરાબર જાણુતો અને તે પ્રમાણે વર્તતો. પ્રજાને માટે તેના જેવો પ્રેમ ઘણુાજ થોડા દિવાનોને હોય છે.

રાજાના તથા દિવાનના ઘણાખરા સિદ્ધાંતો એક હતા. તેમનાં મન પણ એક હતાં. આમ હોય તોજ રાજ્યનો કારભાર બરાબર ચાલે. બન્ને વયોવૃદ્ધ ને બાહોશ હતા. સારા માણુસોને મોટે પગારે રાજ્યની નોકરીમાં રાખવામાં આવતા. પક્ષાપક્ષી થાય નહીં તે બાબત મહારાજ બહુ સાવધ રહેતા. નોકરો રાખવાની બાબતમાં જ્ઞાતિભેદ ગણુતા નહીં. બેશક, હિંદીઓનેજ જગા આપવી, એવો તો એમનો ઘણાં કારણોને લીધે આગ્રહ હતો. દિવાનને મોંએ એ બધાં કારણો કહેતા પણ છચોક તો એકજ કારણુ આપતા.

"જે માણુસોને આપણે નોકરીએ રાખીએ, તેને નોકરીમાંથી બરતરફ કરવાની સત્તા આપણા પોતાનાજ હાથમાં હોવી જોઈએ. આપણાં માણુસોની પરીક્ષા આપણેજ કરીએ. કદાચ તેમાં આપણી કંઈ ભૂલ જણાય, તો તેનો તાત્કાલિક ઉપાય યોજવો આપણા હાથમાં હોય એટલે બસ." પાટનગરમાં યોગ્ય માણુસો ના મળી શકે તો બહારગામથી બોલાવતા. નવા માણુસને રાજ્યમાં દાખલ કરતા પહેલાં, તેની કસોટી કરતા. એ કસોટીમાં જે પસાર ન થાય તેને કાયમ નોકરી આપતાજ નહીં. કાયમ નોકરી આપ્યા પછી તેના પર ભરોસો રાખતા. ખાતાના ઉપરીને તો કુલ અખત્યાર મળતો. અણુવિશ્વાસે કરાવેલું કામ કોઈ દહાડો પાર ઉતરતું નથી, તે તેઓ જાણુતા. રાજા અધિકારી તરફ વહેમની દૃષ્ટિથી જુએ, તો તે મન દઈને કામ કરે નહીં, નિમકહરામ ના હોય તો થાય, ને અંધેર વધતું જાય. કોઈ નિમકહરામ નીવડતું, તો પહેલાં પોતે તેની પરીક્ષા કરવામાં ભૂલ્યા એમ સમજતા. તે માણુસના વાંક કરતાં પોતાનો વાંક વધારે ગણુતા.

રાજ્યના ત્રણ ભાગ કર્યા હતા. દરેકમાં એક સુબો નીમવામાં આવતો. એક વખત વીરસિંહ નામનો કોઈ સુબો રૈયતને કનડે છે ને લાંચ ખાય છે, એવી વાત મહારાજને કાને આવી. અધિકારીઓના ગુનાહની તપાસ રાજ્યની અદાલતોમાં કરવામાં આવતી નહોતી. રૈયત સમક્ષ એવી તપાસ થાય તો રાજ્યનાં છિદ્ર ઉઘાડાં પડે, માટે આવી તપાસને અર્થે એક ગુપ્ત મંડળ સ્થાપવામાં આવ્યું હતું. એ મંડળને કવચિતજ કામ આવતું. એ ગુપ્ત મંડળના પાંચ સભાસદ હતા. નાયબ દિવાન, સર ન્યાયાધીશ, સુબાઓનો વડો તથા રાજ્યકુટુંબના બે ભાયાત.

વીરસિંહને એ મંડળ આગળ ઊભો કરવામાં આવ્યો. છડીદાર વગેરેને રૂખ્સત અપાઈ. મહારાજ પોતે આવે સમયે બહુજ થોડું બોલતા, કેમકે વધુ બોલવાથી કદાચ તેમનો અભિપ્રાય મંડળના સભાસદો જાણી જાય, અને તેમની મરજી માફક દોરાઈ સ્વતંત્ર અભિપ્રાય ન આપે. તહોમત વાંચવાનું, સવાલ પૂછવાનું તથા તહોમતદારના જવાબો નોંધવાનું કામ દિવાનને માથે હતું. રાજ્ય તરફથી સવાલજવાબ થઈ રહ્યા પછી કોઈને કંઈ પૂછવું હોય તો તેને તેમ કરવા હુકમ મળતો. ના પૂછવું હોય તો પછી સભાસદોનો તહોમત વિષે અભિપ્રાય માગવામાં આવતો. એ અભિપ્રાય આપવાને માટે પાંચ ઓરડા રાખવામાં આવ્યા હતા. પ્રત્યેક સભાસદે પોતાને વાસ્તે આગળથીજ નક્કી કરેલા એક ઓરડામાં જઈ ત્યાં પડેલા કાગળ પર અભિપ્રાય લખી, સહી કરી, પાછા દિવાનખાનામાં ફરવું, એવો દસ્તુર હતો. મહારાજ તથા દિવાન પોતાની જગા પર બેસી રહેતા. બધા પાછા ફરે એટલે તેમને રજા આપવામાં આવતી. તહોમતદાર પર ગુપ્ત પહેરો રાખી તેને ઘેર મોકલવામાં આવતો. પછી દિવાનનો અભિપ્રાય પૂછી, સુજનસિંહજી પોતે દિવાનને સાથે લઈ, સભાસદોના અભિપ્રાય વાંચવા જતા.

વીરસિંહની તપાસ આ પ્રમાણે કરવામાં આવી અને સર્વાનુમતે તે ગુનેહગાર ઠર્યો. સુજનસિંહના મનથી પણ તે ગુનેહગારજ હતો. દિવાનને પાસે બેસાડી તેમણે કહ્યું, "વીરસિંહ દૂષિત છે એમાં તો કંઈજ શક નથી. એણે પોતે પણ કેટલેક અંશે ગુનોહ કબૂલ કર્યો છે."

કંઈ સાંભરી આવ્યું હોય એવું મોં કરી, દિવાનનો અભિપ્રાય જાણ્યા પછી, સુજનસિંહે કહ્યું, "આજે રાતના, વીરસિંહને તમે તમારે ઘેર બોલાવજો, તથા એ ગુનેહગાર ઠર્યો છે, એવી એને ખબર આપજો. હું પણ એને ગુનેહગાર ગણું છું. માટે એણે બેએક મહિના રાજ્યની નોકરી કરી, આ વાત ભૂલાવામાં પડે, એટલે જાતેજ નોકરીનું રાજીનામું આપી અહીંથી બીજી જગાએ જઈ રહેવું. એ અરસામાં એની કોઈ પણ જાતની ચૂક થશે, તો એને જીવતો નહીં રહેવા દઉં. રાજ્યની નોકરી કરવા હજી મરજી હોય, તો નિમકહરામી કરવી અને ગાય ખાવી બરાબર, એવા કસમ

આપણા બેની સમક્ષ એણે લેવા. રજપુત છે એટલે ગાયના કસમ ખોટા નહીં ખાય."

પ્રવીણપ્રસાદ સંમત થયો. "હું આજે ને આજે વીરસિંહને સમજાવીશ નિકાલ પણ આજેજ આવી જશે, અને તેમ નહીં થાય તો આગળ પર વિચાર કરાશે."

દિવાને વીરસિંહને સમજાવ્યો, તેણે સૂચના મુજબ કસમ ખાધા અને નોકરીમાં ચાલુ રહ્યો.

રાણાની આવી રીત જોઈ, તેના માણસો બહુ ડરીને કામ કરતા. ચારિત્ર્યની પરીક્ષા, સંપૂર્ણ ભરોસો અને છાની ચિકિત્સા, એ રાણાને મન, રાજનીતિનાં ત્રણ મહત્ત્વનાં અંગ હતાં. એવા કેટલાક સિદ્ધાંતોનું એક પુસ્તક બનાવવામાં આવ્યું હતું અને તેનું શિક્ષણ કુંવરને ખાસ આપવામાં આવતું. મહારાજા રાજ્યના કોઈ પણ ખાતાંથી અજાણ્યા નહોતા. અમે તે વખતે ગમે ત્યાં જઈ પોતે તપાસ લેતા. પાટનગરના દરેક ખાતાંના અધિકારી તેમજ સાધારણ નોકરવર્ગ સાથે તેઓ એવે વખતે બહુ છુટથી વાત કરતા, તેમની પાસેથી ઘણું જાણી લેતા, ને કંઈક તેમને જાણવા જેવું પણ કહેતા.

સવારના પહોરમાં તે ફરવા નીકળી પડતા. નવ વાગે દિવાનને મહેલમાં આવવાનો હુકમ હતો. પ્રથમ ખાસ કામ હોય તો તે કરાવતા. તુમારો પર દિવાનની ટીકા માગતા. પોતે પણ તે પર પોતાનો વિચાર દર્શાવતા. મતભેદ પડતો તો તે વિષે વિવાદમાં ઉતરતા. તેમાંથી કંઈ ગ્રહણ કરવા જેવું હોય તો તે પ્રમાણે હુકમ કરતા. આમાં દોઢ કલાક નીકળી જતો. અડધો કલાક કોઈને ખાનગી મુલાકાત કરવી હોય તો તે વાસ્તે રખાતો. અગિયાર વાગે ભોજન માટે ઊઠતા અને બાર વાગે શયનગૃહમાં જતા. રાણાને વાર્તા ને કવિતા સાંભળવાનો શોખ હતો તેથી ભાટચારણો ત્યાં હાજર રહેતા. સંગીત માટે પણ બધી તૈયારીઓ રાખવામાં આવતી. વાળાની ટટ્ટીઓ, તેના પર ટાંગેલી ખુશબોદાર ફૂલોની મોટી માળાઓ, પાછળથી યંત્ર વડે નાખવામાં આવતો પવન, અને તેથી ફરીને આવતી ખુશબો તથા ઠંડીની લહેરમાં કોને નિદ્રા ના આવે?

બે વાગે પોતે ઊઠે અને ત્રણ વાગે દિવાન રાજ્યનું દૈનિક કામ લઈને આવે. ખાસ કરીને બીજા રાજ્ય સાથેના સંબંધના એકેએક કાગળ તેઓ હમેશાં ધ્યાન દઈ સાંભળતા, અને કેટલીક વાર તો પોતાને હાથેજ લખીને તેનો ઉત્તર આપતા.

કોઈ પણ ગરીબ માણસને ખુદ રાણાનેજ અરજી કરવી હોય, કે અધિકારી સામે તેની ફરિયાદ હોય, તો તે માટે એક પેટી રાખવામાં આવી હતી. તેની કુંચી રાણા પોતાની પાસે રાખતા, હજુરમાં ઉઘડાવતા, અને એવી દરેક અરજી, પછી ભલેને નાંખી દેવા જેવી હોય તોપણ, એક વાર તો પોતે વંચાવતા. એ કામ વાસ્તે પ્રથમ એક કલાક રાખવામાં આવ્યો હતો, પણ ધીરેધીરે એવું કામ ઓછું આવવાથી અડધો કલાક કરવામાં આવ્યો હતો.

રાજ્યમાં કેટલાક જણને તેમના બાપદાદાઓએ કરેલાં પરાક્રમ યા રાજ્યની બજાવેલી સેવા માટે જાગીર કે વર્ષાસન આપવામાં આવતાં હતાં. રાણાએ જોયું કે આવા હક્ક ભોગવનારાનો મોટો ભાગ આળસુ, પ્રમાદી, તથા વ્યસની થઈ જાય છે. આમ થતું અટકાવવા, તેમની શક્તિ અનુસાર, કોઈ પણ ખાતામાં કામ કરાવવાનું તેમણે ફરજીઆત રાખ્યું હતું.

રાજ્યમાં બે બીજાં મંડળો હતાં. એક રાજકીય અને બીજું પ્રજાકીય. રાજકુટુંબને લગતી દરેક મહત્ત્વની બાબતમાં રાજકીય મંડળને પૂછવું પડતું. પ્રજાકીય બાબતોમાં બન્ને સભાઓનો અભિપ્રાય લેવાતો. રાજ્યના ગુપ્ત મંડળની સલાહ છેવટે લેવાતી.

પોલિટિકલ એજન્ટ જોડે સુજનસિંહ લટકસલામ જેટલોજ સંબંધ રાખતા. કામ વગર તેને બોલાવતા નહીં, ને બોલાવ્યા વગર તેને ત્યાં જતા નહીં. તેઓ પણ એમની તરફ બહુ માનની લાગણીથી જોતા સુજનસિંહની ત્રીસ વર્ષની વયે બનેલા એક બનાવે બહુ સારો દાખલો બેસાડયો હતો. તે સમયનો એજન્ટ સ્વભાવે નીચ હતો. તેની પહેલાંના બહુ સારા આવી ગયલા એટલે રાણાને એવાનો અનુભવ મળેલો નહીં. તેણે રાણાને આમંત્રણ મોકલ્યું. પોતાની સત્તાનું ભાન કરાવવા તેણે તંબુનો દરવાજો એટલો નીચો રખાવ્યો હતો કે અંદર આવનાર નીચો વળે તોજ દાખલ થઈ શકે. સુજનસિંહ આવે તે પહેલાં એજન્ટ પોતાની બેઠકે ગોઠવાયો.

ત્યાં આવતાં વારને રાણા યુક્તિ સમજી ગયા અને અત્યંત ક્રોધથી પોતાની તલવાર વડે તંબુના દ્વાર પર એવો જબરો ઘા કર્યો કે તંબુ કપાઈ ગયો. એજન્ટને ફાળ પડી. રાણો રખેને મારા પર ધસી આવતો, એમ ધારી તે એકદમ ઊભો થઈ ગયો. તેના ઊભા થવાને આદરસત્કાર ગણી, રાણાએ ગંભીર મુખમુદ્રાથી જાણે કંઈ બન્યુંજ ના હોય એમ બેઠક લઈ, તેને બેસી જવા ઇશારત કરી. એજન્ટ પોતે કરેલી આ બીજી ભૂલ સમજી ગયો. રાણાએ તેની સાથે પછી એવી રીતે વાતચિત કરી કે કોઈ પણ વાર ફરીથી તે એજન્ટે તેની તરફ આવી વર્તણુક ચલાવવા હિંમત કરી નહીં. આ દૃષ્ટાંત નવા એજન્ટોને હકૂમત આપતા પહેલાં કહેવામાં આવતો, એટલે તેઓ પણ રાણા સાથે ચોંકીનેજ ચાલતા. આ બનાવ પછી સુજનસિંહ જ્યારે એજન્ટને મળવા જતા ત્યારે પ્રથમથીજ કેવી જાતની વ્યવસ્થા ત્યાં કરવામાં આવી છે તેની ખબર પોતાના માણસ દ્વારા મેળવતા.

પ્રવીણપ્રસાદની તબીઅત સુધરીજ નહીં ને તે દેવલોક પામ્યો. નવો દિવાન કોણ નીમાશે તે બાબત બે મત નહોતા, છતાં રાણાની ઇચ્છા જણાય નહીં ત્યાં લગણ સઘળું અનિશ્ચિત હતું. પંદર દિવસ સુધી બિરજિચંદ્રને કામચલાઉ દિવાન નીમી તેણે પોતાના વિશ્વાસુ દિવાનનો શોક પાળ્યો. જૂના દિવાન તરફ તેમને ખરેખરો ભાવ હતો, પણ શોક પાળવાની ખાસ બીજી મતલબ એ હતી, કે પ્રજાનો ભાવ કોના પ્રત્યે છે તે સમજાય. રાણાના સ્વભાવથી બિનવાકેફ માણસોએ એમ અનુમાન કર્યું કે બહારથી કોઈને દિવાન તરીકે બોલાવવામાં આવશે. નવા માણસને એકદમ મોટે પગારે દાખલ કરવા કરતાં, જુનાને તેની લાયકાત જોઈ, ઉંચી પાયરીએ ચડાવવા રાણાની હમેશ ખાએશ રહેતી. એમ કરવાથી જુના નિમકહલાલ અમલદારોને કોઈ પણ રીતનો અસંતોષ ન રહે, તેનું તેમને ભાન હતું. જેવી પોતાની ઇચ્છા હતી, તેવી રાજ્યનાં ત્રણે મંડળની, તેમજ સમસ્ત પ્રજાની છે, એમ જાણી રાણાએ બિરજિચંદ્રને કાયમના દિવાન નીમવા નિશ્ચય કર્યો.

ચૈત્રી પુનેમે સવારમાં પાંચ વાગે ઊઠીને લોકો દરરોજ કરતાં વહેલા સુવર્ણા નદી પર સ્નાન કરવા આવ્યા હતા. કોઈ મોટો ઉત્સવ

હોય એવું તેમનાં મોં પરથી જણાતું હતું. મુદ્રિકા અને શિશિર પણ સાથે સિપાઈ લઈ ત્યાં આજે આવેલાં દેખાતાં હતાં. અશ્રદ્ધાળુ કે અભિમાની નહોતાં, છતાં મોટાનાં ઘરનાં એટલે દરરોજ ત્યાં આવતાં સંકોચાતાં. આજ તેમનો ઠાઠ કંઈ ઓરજ હતો. જોડે ત્રણ નોકરો હતા. તેમના હાથમાં ચાંદીના ટાટ હતા. એકમાં પૂજાપો, બીજામાં નાહ્યા પછી પહેરવાનાં વસ્ત્રો, તથા ત્રીજામાં થોડું રૂપાનાણું ને છુટા પૈસા હતા. દિવાનના ઘરનાં આવે એટલે બ્રાહ્મણો તેમની આસપાસ વિંટળાઈ વળવા તૈયાર થાય પણ સાથે આવેલા રજવાડાના નોકરો તેમ કરવા દેતા નહીં. યથાવિધિ સ્નાન કરી ગોરને તેમણે દક્ષિણા આપી. ત્યાં ઊભેલા બીજા બધાને છુટક આપતાં પાર ના આવે, તેમ સિપાઈની બીકથી દૂર રહેલા બ્રાહ્મણોની ધીરજ ના રહે, તેથી સૌને દક્ષિણા આપવા કહી તેમણે રૂપીઆ પચાસ ગોરના હાથમાં મૂક્યા. બ્રાહ્મણોનો હર્ષ માયો નહીં. બધા સામટા આશીર્વાદના મંત્રો ભણવા મંડી પડ્યા. તેમના સંસ્કૃત ઉચ્ચાર પરથી તરત સમજાતું હતું કે નૂતનપુરના બ્રાહ્મણોમાં વિદ્યાનો વાસ હતો. રાજ્યમાં તેમને ભણવાને પાઠશાળાઓ હતી, તેમાં ઘણા બ્રાહ્મણો શિખવા જતા. મંત્રો ભણાઈ રહ્યા અને તેઓએ ગર્જના કરીઃ "સુજનસિંહ મહારાજકી જય. બિરિજ-ચંદ્રજીકી જય. હરહર-મહાદેવ."

શિશિર બોલીઃ "બા, આ બ્રાહ્મણોને આપણે હસીએ છીએ, પણ આ હર્ષ શું એમનેજ થતો હશે? નોકરીની કદર બૂજી કે મહેરબાનીથી ઉંચી પાયરી પર મૂકવામાં આવે ને પગારમાં વધારો થાય, ત્યારે કોને હર્ષ નથી થતો? ઉપરી એક પાઈ પણ આપ્યા વગર, માત્ર તમે કામ બરાબર કર્યું છે, એટલુંજ કહે છે ને કોણ નથી ફુલાતું? આજે આપણને કેવો હર્ષ થાય છે? બ્રાહ્મણો ઉલટા થોડામાં વધારે તૃપ્ત થાય છે. આ હર્ષ તો સ્વાભાવિક છે છતાં લોકો કેમ બ્રાહ્મણોની નિંદા કરતા હશે?"

"બ્રાહ્મણો બ્રાહ્મણત્વ જાળવશે તો તેમના નિંદકો તરફ સૌ તિરસ્કારની નજરથી જોશે." મુદ્રિકાએ જવાબ દીધો. "માટે સંભાળવાનું બ્રાહ્મણોએ પોતેજ છે. ચાલ, હવે ઉતાવળ કર, આપણે વહેલા ઘેર જવું જોઈએ."

બન્ને જણાંએ એક સરખી મેઘધનુષ્યની સાડી પહેરી, ઉત્તમ આભૂષણ ધારણ કરી, વિશ્વેશ્વર મહાદેવ તરફ પ્રયાણ કર્યું. મહાદેવનું દહેરું પુરાણું

હતું પણ તેને રાણાએ બહુ સારી સ્થિતિમાં આણ્યું હતું. દહેરા પર સોનાનો ઘુમટ હતો. સૂર્યનાં કિરણોને લીધે તેનું તેજ કંઈ અલૌકિકજ લાગતું હતું. પોઠીઆને રૂપાને પતરે મઢી લેવામાં આવ્યો હતો. દ્વાર રૂપાનાં હતાં. સર્વત્ર સાફ આરસ જડી લેવામાં આવ્યા હતા. જળાધારી સોનાની હતી. ફુલબીલના ઢગલામાં તે ઘણુંખરૂં ઢંકાઈ જતી. તેને દૂધે ભરાવવા કહી, સ્તોત્ર ભણી, પગે લાગી, મુદ્રિકા તથા શિશિર તરફ વળ્યાં.

સાડા છનો સુમાર થયો હતો. બિરિજચંદ્ર દરબારમાં જવાની તૈયારીમાં હતો. મિત્રમનને પણ સાથેજ જવાનું હતું. સાત વાગ્યા ને બિરિજચંદ્ર તથા મિત્રમન દરબારગઢના સભામંડપમાં દાખલ થયા.

સભામંડપ બહુ ભવ્ય હતો. પ્રતાપ, શિવાજી વગેરે શૂરવીરોની છબીઓ ત્યાં ટાંગવામાં આવી હતી. પોતાના ખાનગી દિવાનખાનામાં પણ આવી છબીઓ મહારાજા રાખતા. સવારના પહોરમાં ઊઠી એ ચિત્રો તરફ મહારાજા પૂજ્યભાવથી જોતા. એ ઉપરાંત, મંડપમાં રાજ્યના જુના દિવાનોની પણ છબીઓ હતી. રાણાને વાસ્તે સોને જડેલું સિંહાસન મધ્યમાં આવી રહ્યું હતું. અમલદાર વગેરેને જમીન પર પાથરેલા ઉત્તમ પ્રકારના ગાલીચા પર બેસવાનું હતું. તેઓ વીરાસન વાળી હાથ જોડી સિંહાસન તરફ પોતાની નજર રાખી બેસતા.

સૌ સોની જગાએ ગોઠવાયા અને ચોબદારની નેકીના પોકારો વચ્ચે શૂરવીર અને નરવર સુજનસિંહ, ઉમદા રજપુત પોશાકમાં, આસપાસ નજર ફેરવતા, વ્યવસ્થા બરાબર છે કે નહીં તે એકજ નજરમાં જાણે જોઈ લેતા હોય તેમ, ડાબો હાથ કમ્મરે રાખી, બાજુએ લટકતી, ઝીક ચળકથી ભરેલી, ખરી મખમલના મ્યાનમાં મૂકેલી તેજદાર તલવાર સાથે, ગરદન નહીં જેવી વાંકી રાખી, ઘણાજ રૂઆબથી દરબારમાં દાખલ થયા. સરદારમંડળ તેમજ અમલદારમંડળ ઊભું થઈ ગયું. સર્વેએ રાણાને ત્રણ વાર મુજરો કર્યો. સિંહાસન પર બિરાજતા પહેલાં રાણાએ તેને ત્રણ વાર મુજરો કર્યો અને પછી પ્રતાપ, શિવાજી, વગેરેની છબીઓ તરફ નજર કરી નમન કર્યું

સર્વ મંડળ બેઠું અને કર્ણાટકીએ નાચ શરૂ કર્યો. તે એક પણ શબ્દ ઉચ્ચારતી નહોતી, પરંતુ હાવભાવમાં પોતાના મનનો મર્મ સમજા

વતી હતી. સંગીતના શોખીનોને તેમાં રસ પડતો હતો પણ રાણાની હાજરીમાં તેઓ તે બતાવી શકતા નહોતા. કર્ણાટકીની તરફ જોઈએ તે કરતાં વિશેષ જોવા કોઈની છાતી ચાલતી નહોતી. મિત્રમન, આ ગંભીરતા જોઈ ખુશ થઈ ગયો. સંગીતનો તે શોખીન હતો, તેમાં કંઈક સમજતો પણ હતો. આવી જગામાં જવાની ટેવ ન હોવાથી, અજાણપણે તેનાથી કોઈક વાર તાલ અપાઈ જતો. નાચ બંધ કરવા એક નહીં જેવી ઈશારત રાણાએ કીધી, અને ચતુર કર્ણાટકી મુજરો કરી, પાછલે પગે ઝમઝમાટ કરતી, પોતાને સ્થાને જઈને બેઠી. સગળું ચુપચાપ થઈ ગયું. એક નાની ટાંકણીનો અવાજ પણ ત્યાં થાત તો સંભળાત. ભાગ્યે પાંચ પળ એ શાંતિ રહી અને સુજનસિંહના ભાષણ તરફ સર્વનું લક્ષ દોરાયું.

"બિરિજચંદ્રજી ! મારા સરદારોની, મારા અમલદારોની, મારી રૈયતની, તથા મારી પોતાની એવી ઇચ્છા છે કે દિવાનગીરી તમને આપવી. જુના દિવાન માટે શોક કરવાનો આ પ્રસંગ નથી, તમને વધુ કહેવાની જરૂર નથી. લોકોના ભાવથી તમે નીમાયા છો, તો તેમને તમારી પ્રજા માફક પાળજો. 'ગરજ સરી કે વૈદ વેરી' એવું કરશો ના. તેમનો પાડ ભૂલી જઇ તેમનાં દિલ કોઈ પણ રીતે દુભવશો ના. તમારાં વખાણ તેઓ હાલ તો કરે છે. ન કરે નારાયણ અને તમારી હાકેમી પૂરી થાય તોપણ તમને તેઓ યાદ કરે, એવું સદ્વર્તન તેમની જોડે ચલાવજો. પ્રજાના આશીર્વાદ જેવો બીજો આશીર્વાદ નથી. મારી પ્રજા ગરીબ ગાય જેવી છે. હક્ક માટે લડતાં તેને આવડતું નથી. તેને સતાવવાનું પાપ જેવું તેવું નથી. એ પાપનું ફળ ગમે ત્યારે પણ મળવાનુંજ. રાજ્યને પણ વફાદાર રહેજો. તમારી પૂર્વે દિવાનો થઈ ગયા છે, તેમનાં સારાં કૃત્યો અહોનિશ આંખ આગળ રાખજો. જે ડહાપણ તેમાં સમાયલું હોય તે પારખવું ભૂલશો નહીં. આ છબીઓ મેં સભામંડપને શણગારવા મૂકાવી નથી. આ ચિત્રો ઉપર મને આસ્થા છે. એ મહાપુરુષો તરફ મને પૂજ્યભાવ છે. તમે પણ એવોજ ભાવ તેમના તરફ રાખજો."

આટલું બોલી, બાજુ પર સોનાની છડી સાથે ઊભેલા ચોબદારના હાથમાં રહેલા સોનાના થાળમાંથી રાણાએ સરપાવ આપ્યો, અને બિરિજ-

ચંદ્રે રાણાને નમન કરી, સભા તરફ નીચી નજર કરી, તે સ્વીકાર્યો. તેનાથી કંઈ બોલી શકાયું નહીં. રાણાને ફરીથી નમન કરી તે પાછો પોતાની જગાએ જઈ બેઠો. આવા હર્ષના સમયે પણ તેને ગભરામણ થતી હતી. વાંચનાર, તને પણ આવો વખત જો કોઈક વાર આવશે તો તેનું કારણ સમજાશે.

પાન, ગુલાબ, અત્તર વહેંચાયાં* અને સુજનસિંહજી પોતાના મહેલ તરફ વળ્યા. બિરિજચંદ્રને બધા ધન્યવાદ આપવા લાગ્યા. કેટલાક એની જોડે એને ઘેર ગયા. શિશિર લીલું અંબર પહેરી, પિતાને વધાવવા રૂપાની થાળમાં સોનાનાં ફૂલો લઈ, નીચે બારણા આગળજ ઊભી હતી. બિરિજચંદ્રને તેણે વધાવી લીધા. એ ફૂલોનું ગરીબને દાન કરવામાં આવ્યું.

રાજ્ય તરફથી પણ નિશાળોમાં છોકરાંઓને મિઠાઈ વહેંચવામાં આવી. રાજ્યમાં બીજો પણ એક ફેરફાર થયો. રાજ્યની અંદર વેપાર વધે તે માટે રાણાએ જે બેંક સ્થાપી હતી, તેના ઉપરી તરીકે વિનોદચંદની નિમણુંક કરવામાં આવી.

---

# પ્રકરણ ૧૯

## મોજીલાલ ને બિહારી

"આ ખાલી દિસે દોર દમામ,
હું ભપકામાં કાઢી લઉં કામ;
બાર કોશની સુણી ડંફાસ,
જે કોઈ રાખે વિશ્વાસ,
ધીરે તેનું સત્યાનાશ.
છે બીજો કોઈ ફાંકડો."

(નાટકના ગાયનમાંથી)

રંગરાવની ઇંગ્લાંડની તૈયારી વિષે વાંચનાર, વિશેષ જાણવાનો તને ઇચ્છા નહીં હોય. બે સ્ટેશન દૂર જવું હોય ને જેને એક મોટી ટ્રન્ક યા વિલાયતી પોર્ટફોલિયો અને એક ખાવાનો ડબ્બો જોઈએ, તેને હજારો કોશ દૂર જવાને કેટલો સામાન જોઈએ, તેની કલ્પના તું જ કરી લે, તે વધારે સારૂં. મુંબાઈમાંજ રહી તેને ટોપી ને ધોતીઆંનો કંટાળો હતો, એટલે તેમનો બહિષ્કાર કરવાનો આ અલભ્ય લાભ તે ચુકયો નહીં. ટોપી તો આપણી ચાલે એમ હતું, પણ તેનો બહાર અંગ્રેજી હૅટ જેવો કંઈ આવે? બીજાં કપડાંલત્તાં પણ પુષ્કળ બંધાયાં. કૉલરનેકટાઇની અનેક પેટીઓ ખરીદાઈ. ઈંગ્લાંડ જવામાં ઢીલ થવાનું એક કારણ આવ્યું, પણ નસીબની કૃપાથી તે દૂર થયું. મુંબાઈથી તે શુક્રવારે ઉપડવાનો હતો. બુધવાર અને ગુરુવાર ઝટ પસાર થઈ ગયા, કેમકે તેના મિત્રમંડળ તથા જ્ઞાતિમંડળ તરફથી પાર્ટીઓ અપાઈ ને ભાષણો થયાં. રંગરાવે બધાનો ઉપકાર માન્યો. હર્ષની રેલમાં તણાયલો ઝાઝું બોલી શકયો નહીં. પોતાના ભાષણમાં તેણે એટલું જણાવ્યું કે સ્વદેશબંધુઓનું ભલું કરવું એ પણ મારા ઈંગ્લાંડ જવાનું એક કારણ છે.

વિપિન આ પાર્ટીઓમાં હાજર થઈ શકયો નહોતો, પરંતુ બધાં ભાષણો અખબારોમાં તેણે વાંચ્યાં હતાં. રંગરાવને બધા માન આપે ને એનો ખાસ મિત્ર વિપિન કંઇ ન કરે, એ સર્વેને બહુ અજુગતું લાગ્યું.

વિપિને રંગરાવને ખુલ્લા દિલથી કહી દીધું હતું કે તું અહીં પાછો ફરશે પછી માન આપવાનો હું વિચાર કરીશ. રંગરાવના ઘરમાં તથા આપ્તમંડળમાં વિપિનનું વગોણું થવા લાગ્યું. રંગરાવને વિપિનનો સ્વભાવ ખબર હતો એટલે તેને કંઈ માઠું લાગ્યું નહીં. કોઈ કહે, 'વિપિનથી રંગરાવ ઇંગ્લાંડ જાય તે ખમાતું નથી.' કોઈ કહે, 'ચંદ્રરાવે તેને ના કહી હશે.' કોઈ કહે, 'પૈસા ખરચવા નહીં ગમતા હોય.' આમ અનેક તર્કો બંધાયા અને વધીવધીને વિપિનની પાસે આવ્યા. વિપિને પણ તેથી રંગરાવને માન આપવાનો આખરે વિચાર કર્યો. રંગરાવ ગુરુવારે દિવસના બાર કલાક રોકાઈ ગયો હતો, એટલે શુક્રવાર પર માન આપવાનું તેણે રાખ્યું.

બંદર પર માણસોનો બહુ સારો જમાવ થયો હતો. રંગરાવને વળાવવાને તેનું મિત્રમંડળ તથા સગાંવહાલાં ત્યાં ભેગાં થયાં હતાં. બીજા કેટલાક ઉતારૂઓનાં સગાંસંબંધી પણ ત્યાં આવેલાં હતાં. આગબોટમાં બેસવાની તૈયારી થઈ, ને વિપિને એક ચાંદીના ફ્રેમવાળો ઉત્તમ કારીગીરીનો તકતો રંગરાવને આપ્યો.

એ તકતામાં શું હતું, તે જાણવાની ઘણાને ઇચ્છા હતી. શું તેમાં રંગરાવની છબી હતી? કે વિપિનના હાથનું લખેલું, રંગરાવને સાતમા આસમાનમાં બેસાડે એવું માનપત્ર હતું? વિપિનની તેમ કરવા ઇચ્છા હતી તો શા સારૂ લોકોને દાંતે ચડયો? વાંચનાર, વિપિન દુરાગ્રહી નહોતો, તેથી લોકાપવાદથી ડરીને તેણે આ ભેટ આપી હતી. પણ તે છતાં પોતાનો નિશ્ચય તેણે છોડયો નહીં. રંગરાવનાજ ભાષણની નકલ વર્તમાનપત્રમાંથી ફાડી લઈ એક તકતામાં મઢાવી, આ પ્રમાણે તેણે રંગરાવના હાથમાં મૂકી. તકતામાં શું છે તે જોવા ખાતર દરિયા પર જરા ખેંચતાણ થઈ. અંદર રંગરાવના ભાષણનો ફકરો જોઈ, કેટલાએકને ઘણું વિચિત્ર લાગ્યું. સમજુ લોકો કળી ગયા કે રંગરાવને પોતાના શબ્દો અહોનિશ યાદ રહે અને તે પ્રમાણે કરવા પોતે ત્યાં પ્રયાસ જારી રાખે, એ હેતુથી વિપિને આ પ્રમાણે કર્યું હતું. રંગરાવને તો વિપિનનો સ્વભાવ અજાણ્યો નહોતો એટલે વિપિનનો આશય તે તરત સમજી ગયો.

આગબોટમાં જતા પહેલાં હારગોટા રે અપાયા, 'શેકહેન્ડ' થઇ. રંગરાવની મુસાફરી સહીસલામત નીવડો, એવું વાક્ય ઘણાના મુખમાંથી નીકળ્યું. સુખરૂપ હિંદમાં પાછો આવજે એવો આશીર્વાદ અપાયો. છેવટે તાળીઓના ગડગડાટ વચ્ચે રંગરાવ આગબોટમાં ગયો.

જોતજોતામાં આગબોટ ચાલી ને રંગરાવને મૂકવા આવેલું મંડળ, ધીરેધીરે ચાલતું, ઉંચી આશાઓ બાંધતું, આગબોટ જે દિશામાં ગઈ તે તરફ નજર નાંખતું, ને એ ગતિને લીધે તે વહેલી દેખાતી બંધ થઈ તેથી કંઈક વહેલું પોતપોતાના ઘર તરફ વળ્યું. ફક્ત વિપિનને તથા રંગરાવના ઘરનાને રંગરાવના વિચાર આવ્યાં કરતા હતા.

હુકુમતરાયનો હર્ષ આજે માતો નહોતો. રંગરાવ ઈંગ્લાંડ જઈ, બારિસ્ટર થઈ આવી, મારૂં નામ રાખશે, એવી એના મનમાં આશા હતી. વળી પોતાનો વગ પણ વેપારીઓ તથા અમલદારોમાં બહુ સારો હોવાથી તથા મુંબાઈમાં વકીલબારિસ્ટરનું ડગલેડગલે ઘેરેઘેર કામ પડવાથી, રંગરાવને રળતાં ઝાઝી મહેનત નહીં પડે, એમ તે ધારતો હતો.

પ્રફુલ્લશેઠાણીને પણ તેને ઇંગ્લાંડ મોકલવાના કોડ હતા. માણસના મૃત્યુ પછી તો સ્વર્ગ મળે કે નહીં તે પ્રભુને આધીન, પણ જાગતે ને જીવતે આ દુનિયામાં તે મળતું હોય, તે મેળવવાને પૈસા રૂપી સાધન હોય, તો શા વાસ્તે તેને જતું કરવું, એવો કંઈક ઈંગ્લાંડ સંબંધી તેનો ખ્યાલ હતો. મોજીલાલને પણ સાથેજ મોકલવા તેનો વિચાર હતો, પણ રંગરાવ અને તેના પિતાની મરજી ન હોવાથી, તથા મોજીલાલને પણ શીરીન, બિહારી વગેરેની સંગતનો લાભ ખોવાની ઇચ્છા ન હોવાથી, એ વાત આગળ પર ઠેલાઈ. કોઈ પણ બાબતમાં શેઠાણી સાથે શેઠ પોતાની મરજી પ્રમાણે પોતાની આખી જીંદગીમાં વર્ત્યા હોય, તો તે એકલી આજ બાબત હતી. સ્ત્રીહઠની દરકાર ન રાખનાર, પુત્રહઠ હોત તો કદાચ હારી જાત. પણ પ્રભુની કળા અકળ છે.

મોજીલાલ ઈંગ્લાંડ જઈ આવી શાંશાં પરાક્રમો કરત, તેનાં અનુમાન કરવાં મિથ્યા છે. અહીંજ રહી તે કંઈ ઓછાં પરાક્રમો નહોતો કરતો. બાઈ ગયો તેનો હર્ષ કે શોક બેમાંનું તેને કંઇ થયું નહીં. રંગરાવ તેને

ક્ષી રીતે સંતાપનો કે તેના કામમાં આડે આવતો નહીં. એટલે રંગરાવ ગયો તેની તેને ખાસ ખુશાલી નહોતી.

જસમીનનું મોં, બિહારી જોડે મનગમતી છુટ લેવાની હવે ફાવટ આવશે એ વિચારથી મલકાઈ જતું હતું.

દુલેરાય તથા વિપિન બે જણુનેજ રંગરાવ ઈંગ્લાંડ ગયો તે પસંદ નહોતું. કાકો એક તો જુના વિચારનો અને ધર્મી હતો, એટલે તેને આ પગલું અધર્મી લાગ્યું. વળી રંગરાવ ખૂબ પૈસા ઉડાવી નાંખશે, એવી પણ તેને ભીતિ હતી.

વિપિનને ખાસ ધર્મના કારણથી રંગરાવે ઈંગ્લાંડ ન જવું એમ નહોતું. ત્યાં જઈ એ શું કરવાનો, એ વિચાર તેને વધારે આવતો. ઈંગ્લાંડના રીતરીવાજોનો કંઈક ખ્યાલ હોવાથી, રંગરાવ ત્યાં જઈ જરૂર બગડવાનો એવો તેને ભય હતો. નીતિમાં તો જે રહે તે ખરો, પણ આચારમાં તો તે છેકજ ભ્રષ્ટ થવાનો, ને હિંદુઓને અહીંઆજ જંગલી માનનારો છયોક તેમને જંગલી કહેવાનો, એવી તેને ખાતરી હતી. વળી તેને મોટો લાભ થવાનો હોય તો તો ભલે, પણ ફળપ્રાપ્તિમાં ખાસ કંઈ નહીં. બારિસ્ટર થઈ રંગરાવ શું કરવાનો ? જોઈએ તેટલા છે, તેમાં એક વધારે !

ચંપક મુંબાઈથી ઘર ઉપાડી નૂતનપુર જઈ રહી હતી, એટલે તેને મુંબાઈના વિચાર ઝાઝા આવતા નહોતા.

ચાતુરિકા વયે નાની હતી. દુનિયાના રંગ તેણે ઝાઝા જોયા નહોતા. સ્વભાવે મોટી બેન કરતાં તે રાંકડી હતી. વળી રંગરાવને નાની બહેન પર પ્રીતિ હતી, તેથી ચાતુરિકાને ભાઈ દૂર ગયો તેનો જરાક શોક થયો.

સૌના હર્ષને કોરે મૂકી દે એટલો હર્ષ આજે બિહારી તથા શીરીનને થતો હતો બિહારીને મનમાનતી મોજ મારવામાં હવે કોઈ આડખીલી રહી નહીં રંગરાવ દૂર થવાથી વિપિન રૂપી કંટક પણ દૂર થયો, એ કાંઈ નાનીસુની ફત્તેહ નહોતી. વળી રંગરાવની ગેરહાજરી પોતાને કંઈક અંશે લાભકારક થઈ પડશે એવી તેને આશા હતી. તેનાં કૃત્યો ઉપર હવે કોઈની પણ નજર જવાની નહીં. પ્રભુનો ડર બિહારીને હતોજ નહીં.

શીરીનને મોજીલાલ જોડે છુટ લેવામાં કોઈ પણ જાતનો પ્રતિબંધ હતો નહીં, છતાં વિપિન પર તેને દ્વેષ હતો, એટલે તે ખસ્યો એથી તેને પણ આનંદ થયો રંગરાવ ન હોવાથી વિપિન બંગલે આવતો બં થયો. બિહારી તથા શીરીનને માલૂમ નહોતું, કે રંગરાવ ઈંગ્લાંડ જા કે ન જાય, પણ ટુંક વખતમાં વિપિન તો તેમને છોડીને જવાનોજ હતો. ઇશ્વિરેચ્છા બળવાન્ છે, પણ તેની કંઈ કોઈને ખબર હોય છે ! ”

વખને વખતનું કામ કીધું. રાતનો વખત થયો અને બિહારી મલકાતોમલકાતો પ્રફુલ્લ નયને ગિરગામ તરફ જવા નીકળ્યો. આજે તેને ઉમંગ માતો નહોતો. અનુભવી સરદાર જેમ દુશ્મનના લશ્કરમાં કંઇ ખામી જણાઈ આવી હોય, અથવા તેની હિલચાલ જાસુસ દ્વારા જાણવામ આવી ગઈ હોય, ત્યારે પોતાના લશ્કરની વ્યૂહરચનામાં તરતજ ફેરફાર કરી નવી યુક્તિ યોજે, તેમ બિહારીએ રંગરાવની ગેરહાજરીને લીધે આજે ને આજે ધારેલો અર્થ પાર પાડવા બાજી રચી. પોબાર પાડવા મા રાતના બાર જેમ બને તેમ ઝટ વાગે એવી ઇચ્છા રાખતો, હવે થોડીજ વાર છે એમ ધારી ફુલાતો, હરખભેર તે વિલાસભવનમાં દાખલ થયો.

મોજીલાલે આવા હર્ષમાં તેને કદી પણ જોયલો નહીં. “ કે બિહારી, આજે કંઈ બહુજ આનંદમાં છે ! ” તેણે પૂછ્યું.

“ આપણે વળી કયે દહાડે આનંદમાં નથી હોતા ? ખાવું, પીવું ફરવું અને મોજશોખ કરવી. દિલગીરીમાં શા વાસ્તે રવું ? દિલગી થવાનું વિપિનને સોંપ્યું. જ્યારે જોઈએ ત્યારે કંઈ વિચારમાં—જાણે મોટું રાજ્ય મેળવવાનો હોય. મારે તો એના જેવા જોડે ઘડીભર પણ બને નહીં. વાતો કરે તો પણ સ્વધર્મની, સ્વદેશાભિમાનની કે એવીએવીજ ઠીક છે, બધાં પોથીમાંનાં રીંગણાં. એ આજના ભણેલાઓની ગત આપણે સમજીએ નહીં તો. બહારથી મીઠા મધ જેવા. પછી અંદરથી તો કોણ જાણે કેવા હશે ? એવા કાલઘેલા થાય તેથી આપણે છેતરાઈએ એમ નથી. બહુ થશે તો એ સ્વર્ગમાં જશે ને આપણે ત્યાં નહીં જઈએ કોણ જાણે છે કે સ્વર્ગ શું છે અને ક્યાં છે ? મને તો એ બધું હંબગ લાગે છે. અને હશે તોપણ શું ? આપણે જ્યાં જઈશું ત્યાં બીજા પણ

હરરોજ કેની ? આપણે તો ત્યાં પણ રંગ ઉડાવીશું, ચમનનાં ગાનતાન સાંભળીશું, અને લહેર કરીશું. ઠીક થયું, એ યાદ આવી તો. આજે વિચાર છે કે નહીં ? મને તો ઘણા દહાડા થયા એટલે એને સાંભળવાનું બહુ મન થયું છે."

બેત્રણ દહાડાની મિજબાનીની ધમાલને લીધે મોજીલાલને થાક ચડયો હતો, એટલે ઉજાગરો કરવા તેની ઇચ્છા નહોતી. બિહારીએ તેની નામરજી જોઈ તેને ચડાવવા કહ્યું:

"જા યાર, તારામાં તો કંઈ દમ ન મળે. બે દહાડા સહેજ આમ તેમ ફરવાનું વધારે થયું, જરાક ઉજાગરો થયો એટલે થાકી ગયા ! આપણને તો જ્યાં લગણુ એને સાંભળીશું નહીં, ત્યાં લગણુ જરા ચેન નહીં પડે. તને બે દહાડાની મિજબાની યાદ આવે છે, પણ મને તો એના ગાયનમાં હાલ જવાતું નથી, તેથી બે દહાડાનો ઉપવાસ કર્યો હોય એવું થાય છે. ચમનના ઘરનો ઉજાગરો તો લાગતોજ નથી."

બિહારી ગાયનનો ગરાડી હતો. સહેજસાજ સંગીતમાં તેનું માથું પણ હતું, ને તેથી સંગીતનો મહાશાસ્ત્રી હોય એવું તે ડોળ ઘાલતો. મોજીલાલભાઈ તો ગાડા તળેના કુતરા જેવા હતા. તેમને મન સાતે સૂર સરખાજ હતા, છતાં ગાયનનો પોતાને બહુ શોખ હોય, એવું મોં રાખતા. બિહારીના વાક્ચાતુર્યને પરિણામે, પોતે પણ પાછી પાની કરે એવા નથી, એમ તેને થઈ આવ્યું. જમીને બન્ને મિત્રો સાથે નીકળી પડ્યા.

નવેક વાગ્યાને સુમારે, હકૂમતરાય વેપારની ઉથલપાથલમાં ખોટ ગઈ હતી તેથી અમલદારોને ત્યાં ખાલી ગાડીઘોડા દોડાવી ઘર તરફ વળ્યા. શેઠ ગાડીમાંથી ઉતર્યા, ને ચાકરે દરરોજના રીવાજ મુજબ એક પેટી, પોર્ટફોલીઓ, ને પેપરો લાવી ઘરમાં મૂકયાં. શેઠની સાથે ગાડીમાં હમેશાં આ ત્રણ વસ્તુ રહેતી. તેમનો ઉપયોગ કોઈકજ વાર થતો, પણ તેમાં હરકત નહોતી. તેમનો મુખ્ય ઉપયોગ એટલોજ હતો કે શેઠ બહુ કામવાળા આદમી છે એમ લોકો તે જોઈને ધારે.

બંગલામાં બધે શાંતિ ફેલાઈ હતી. સૌ સૌને ભુખ લાગે ત્યારે જમી લે, એવો બંગલામાં નિયમ હતો. બિચારા રસોઇઆને આથી ઘણી

મહેનત પડતી, પણ પગાર કંઈ તેને મફતમાં અપાતો નહોતો, એવું બંગલામાં રહેનાર હરકોઈના મનમાં હતું. રસોઈ પણ બધાની એક સરખી નહોતી થતી. મુખ્ય વસ્તુ સિવાય દરેકને સારૂ જુદી ચીજ બનાવવી પડતી. કોઈને કંઈ ભાવે તો કોઈને કંઈ. મોજીલાલભાઈને ભાવતી વસ્તુ ઘરમાં ન હોય તો રસોઇઆના ભોગજ મળ્યા. લાકડાના ધુમાડાથી કંટાળેલા રસોઈઆને મોજીલાલભાઈના મગજનો ધુમાડો ખમવો પડતો. રસોઈઓ પણ ચતુર હતો. બંગલામાં કોઈને હોમહવન પર શ્રદ્ધા નહોતી તેથી બધાની વતી તે ઘીનો હોમ કરતો, ને એક ધુમાડામાંથી તો બને તેટલો મુક્ત થતો. મોજીલાલ બાબત પણ જેમ બને તેમ સાવધ રહેતો. મોજીલાલના મોંમાંથી અપશબ્દ ન નીકળે ત્યાં લગી તે કંઈ પણ બોલતો નહીં. પણ જો ભૂલેચૂકે મોજીલાલે ઉધું વેતર્યું, તો નોકરી છોડવા તૈયાર થઈ જતો. હમેશાં પુત્રની તરફેણ લેનાર પ્રફુલ્લશેઠાણી તે વેળા વચ્ચે પડી રસોઈઆને સમજાવતાં, કેમકે તેમનાથી જાતે કંઈ બની શકે એમ નહોતું. તેઓ ન રાંધે તો જસમીન પણ સળી ભાંગીને બે કરે એમ નહોતું. ઉચ્ચ જ્ઞાતિના રસોઇઆની તાણ હતી. વળી રસોઈઓ કીસબી પણ હતો.

શેઠ બંગલામાં દાખલ થયા. બધાં જમીને પોતાનાં ખાનગી ઓરડામાં ગયાં હતાં. પ્રફુલ્લ શેઠાણી પણ જમી પરવાર્યાં હતાં. પતિ પહેલાં સ્ત્રીએ જમવું નહીં, એ રીવાજ એમને ગમતો નહોતો. દુલેરાય પહેલાં તો ભાઈની રાહ જોતો ને તેની સાથેજ જમવા બેસતો, પણ તેમ કરતો તે ભાભીને પસંદ પડતું નહીં. 'ભાઈના વહાલા થવા એમ કરતા હશો.' એવું તે સંભળાવતી, તેથી દુલેરાયે પણ તેમ કરવું માંડી વાળ્યું હતું. વળી ઉમરને લીધે ઘણુંખરૂં તે એકજ વખત ખાતો. આથી શેઠે એકલા બેસી મૂગે મોઢે વાળુ કર્યું ને પછી પ્રફુલ્લભવનમાં દાખલ થયા. બંગલામાં સઘળાં ઊંઘીજ ગયાં હશે એમ તેમણે ધારી લીધું.

આણી તરફ, મોજીલાલ તથા બિહારી પહેલાં તો ચોપાટી પર ફરવા ગયા, કેમકે ચમનનું ઘર જાહેર રસ્તા પર હતું. કોઈ કદાચ ઓળખીતું મળી આવે એવી તેમને બીતિ હતી. વિપિને તેમને એક વાર બીતાબીતા, આમતેમ જોતાજોતા, કોઈ દાદર પર ચડતા જોયા હતા.

પછી એક વાર રંગરાવ ને મોજીલાલ અનાયાસે એકજ ઓરડામાં બેઠા હોય ત્યારે તે બોલી પડયો: "કોઈ પણ કામ એવું ન કરવું કે જે મેં કર્યું એમ કહેતાં આપણને આચકો આવે. ગમે તેવો દુષ્ટ માણસ હોય, પણ તેને દુષ્ટ કામ કરતાં, મને રખે કોઈ જોતું એવું એક વાર તો મનમાં થયા વગર રહેતુંજ નથી. એ ભીતિજ બતાવી આપે છે કે એ કામ સારૂં નથી." મોજીલાલના મગજ પર આવી આડકતરી શિખામણોની જરા પણ અસર થતી નહીં.

થોડીક વાર આમતેમ ફર્યા પછી, બંને મિત્રો ચમનના ઘરમાં પેઠા. ચમન જન્મથીજ નાયકા નહોતી. પ્રથમ તો તેને ગાયનનો શોખ હતો, પણ નાનપણમાં માબાપ ગુજરી જવાથી, એકલી પડી ને કુરસ્તે ચડી. ધણી જોડે તેને બન્યું નહીં ને આ ધંધો તેણે માંડયો. ઘણા લોકોએ તેનું નામ સાંભળ્યું હતું. તેના ગાયનથી સૌને આનંદ મળતો. તેનો ઠાઠ જમાનાને રુચતો હતો, અલબેલી નગરીને છાજતો હતો. થોડુંઘણું તે ભણી પણ હતી, તે પ્રસગ મળ્યે બતાવવા ચૂકતી નહીં. બન્ને મિત્રો ચમનના ઘરમાં દાખલ થયા તે પછીનાં તેમનાં કૃત્ય ઉપર પડદો નાંખી, શુકદેવજીની માફક રંભાનાં નેત્રબાણની પરવા ન રાખતાં, વાંચનાર, તું ફરીથી વિલાસભવન તરફ તારી નજર ફેરવ.

રાતના બરાબર બારનો સુમાર થયો. શુક્રવાર હોવાથી મનુષ્ય અને વાહનનો પગરવ કંઇંક વહેલો ઓછો થયો. મુંબાઈના મોટા તથા નાના રસ્તાઓને થોડા વખત સારૂ આરામ મળ્યો. ઘણાંની મરજી ઉપરાંત ત્યાં શાંતિ છવાઈ. આ શાંતિ કોઈ મહાન્ યોગી કે તપસ્વીના મઠના જેવી નહોતી. બહારની હતી, અંદરની નહોતી. કંઈકંઈ જગાએ પ્રપંચો રચાતા હતા, મોજશોખ ચાલતી હતી, ને જુગાર રમાતા હતા. નિદ્રાને વશ થયલામાંના પણ થોડાએકજ ખરો આરામ ભોગવતા હતા.

એ સમયે વિલાસભવનમાં કોઈ નિડરતાથી દાખલ થયું. રામોશીની દેવડી તેણે ચૂકાવી ને તેના પગમાં જોર આવ્યું. રામોશીને આવો અનુભવ પહેલી વારનો નહોતો. મોજીલાલ ઘણુંખરૂં મોડો આવતો એટલે તેને દરવાજો ખાલી વાસી મૂકવો પડતો. આ ચુપકી વારતે તેને મોજીલાલ

તરફથી ખાસ બક્ષિસ આપવામાં આવતી. વળી, રામોશી ફાનસ બળતું રાખી પહેરો ભરવાને બદલે, કોઈક વાર નિદ્રાદેવીની આરાધના કરતો હોય, તોપણ મોજીલાલ તેને કાંઈ કહેતો નહીં. ઉલટો જાતે દરવાજાને સાંકળ દઈ આવતો. રામોશીને આ ગમતી વાત હતી. આજે પણ મોજીલાલભાઈજ આવ્યા હશે એમ ધારી, તે કાંઈ બોલ્યો નહીં. ઊઠી, દરવાજાને સાંકળ ચડાવી, ફાનસ ઘેર કરી, તે નિરાંતે સૂતો.

બંગલામાં દાખલ થનારને ઘરની એક પણ જગા અજાણી નહોતી. ચોર હતો છતાં તેને ચોર માફક આમતેમ ભમવું પડયું નહીં. દાખલ થઈ એક ચાવીને તેણે હાથ લગાડયો. એ ચાવી ત્રીજોરીની કે ખાનગી ઓરડાની નહોતી, પણ બધા દીવા ઘેર કરવાની હતી. તરતજ બંગલામાં અંધકાર છવાઈ રહ્યો. વિજળીના દીવા ઘેર થયા ને ઉપરના દિવાનખાનામાં જાગતો પડેલો પણ ઊંઘી ગયલો લાગતો વૃદ્ધ કાકો ચમકયો. બંગલામાં કેટલાક દીવા કાચની હાંડીમાં પણ મૂકાતા, પરંતુ તેલ ઓછું બાળી નોકરો તેમાંથી નફો કાઢતા, એટલે તે દીવાઓ પણ, બંગલામાં ચાલતી અંધાધુનીને લીધે ખીજવાઈને ચણુચણાટ કરતા ને છેવટે ફીકકું મોં કરી, વહેલા હોલવાઈ જતા. વિજળીના દીવાઓ હોલવવાનું કામ હમેશાં કાકાને કે રામોશીને માથે આવતું, કેમકે બીજું કોઈ તે તરફ લક્ષ રાખતું નહીં. તો બાર વાગે દીવાની ચાવી અચાનક કોણે ફેરવી, તે કાકો સમજી શકયો નહીં. એટલામાં દાદર પર કોઈનો પગરવ સંભળાયો ને તેની ભીતિ વધી. આવનાર રામોશી તો હતોજ નહીં, કારણ કે કોઈ પણ પ્રસંગે તે રાતે ઉપર આવતો તો ફાનસ વગર આવતો નહીં. ઉપર આવનાર જસમીનના બારણા તરફ વળ્યો ને ચકોર કાકો પથારીમાં બેઠો થયો.

બારણાને અંદરથી સાંકળ વાસી હતી પણ તે બહારથી ઉઘડી શકે એવી હતી. જેમ બને તેમ તે ધીરેથી ઉઘાડવા પ્રયત્ન કરનાર, પોતાનું કામ પાર પડયું એવું સ્વાભાવિક રીતે જરાક વહેલું માની લેનારને, પાછળ કાકો આવે છે એમ લાગ્યું નહીં. કાકો જરા પણ અવાજ ન થાય એમ ચાલતો હતો. સાંકળ ઉઘડી, સ્વર્ગનું સુખ સમીપ દેખાયું, અને બારણું ઉઘાડનારની ગળચી પાછળથી ઓચિંતી કાકાએ પકડી, ને તરતજ રામોશીને જોરથી બૂમ

પાડી. બંગલામાં એકદમ ખળભળાટ થયો. હકૂમતરાય વેપારના નફાટોટાનો સ્વપ્નમાં પુલ બાંધતો હતો, તે સફાળો ઊઠી દીવાનખાનામાં દોડી આવ્યો. બધા આવી પહોંચે તે પહેલાં કાકાએ બારણું ઉઘાડનારની પરોણાગત કરવા માંડી. તેની હિંમત પર ફીદા થઈ તેને સાલપામરી પહેરાવી. ચાકરમાણસ પણ આવી પહોંચ્યાં, ને જેને જેમ ફાવ્યું તેમ જોયા કર્યા વગર, કોણ છે તે જાણ્યા વગર, ચોરને લગાવવામાં કોઈએ બાકી ન રાખી.

પ્રફુલ્લ શેઠાણી તથા જસમીન આઘે ઊભાં રહ્યાં હતાં. અંતે શેઠાણી ઊભાં રહેતાં થાક્યાં. તેમણે દીવો કરવા કહ્યું. દીવાની ચાવી તો નીચે હતી. જસમીનના ઓરડાની હાંડીનો દીવો ઘેર ગયો હતો, એટલે તે સળગાવવા દીવાસળીની જરૂર પડી. દીવાસળીની શોધ ઉપર થવા માંડી પણ તે હાથ લાગી નહીં. વીજળીના દીવા હોય ત્યાં રસોડા સિવાય દીવાસળીનો ખાસ ઉપયોગ કયાં ? રસોઇઆની પાસે દીવાસળી હતી, પણ તે નિરાંતે ઘોરતો હતો. એક માણસને દીવાસળી વાસ્તે શેઠે મોકલ્યો. વીજળીના દીવાની ચાવી ફેરવવાનું કાકા સિવાય કોઈને સુઝયું નહીં. રામોશીને તેમ કરવાનો હુકમ મળ્યો. તેણે ચાવી બેત્રણ વાર ફેરવી પણ કંઈ વળ્યું નહીં, તેથી ઉપર આવી શેઠને કહ્યું કે ચાવી તો ભાંગી ગઈ છે.

આ સાંભળી દુલેરાયનો મિજાજ હાથથી જતો રહ્યો. "ભાઈના મનમાં કે ઘેરઘેર એવા દીવા અને આપણે મોટા માણસ થઈને તેવા ન રાખીએ તો આપણા નામને લાંછન લાગે. આથી વધારે પરાધીનતા કઈ? તમને વગર મોતે ઠેકાણે આણવા હોય તો બે દિવસનું કામ. નળની ટાંકી બે દિવસ બંધ રાખી કે તમે પાણી ખાતર ગુલામખત લખી આપો. દીવા પણ આપણા શાંત ગયા અને રાક્ષસી આવ્યા. આંખનું સત્યાનાશ વાળે અને મૂળમાં કંઈ બગાડો થયો તો મુંબાઈમાં અંધારું ઘોર."

અકળાઈ ગયલા કાકાને, દૂધથી દાઝેલાને, ભાન ના રહ્યું કે આવા મોટા શહેરમાં એ સિવાય બીજો રસ્તોજ નહોતો. કાકો બોલતાંબોલતાં હાંફી ગયો. પકડાયલો માણસ ગુપચુપ ઊભો રહ્યો હતો. પ્રશ્ન તેને પૂછવામાં આવતા પણ તેનો તે જવાબ દેતો નહોતો. ચોર જાણીતો હોવો જોઈએ એમ સૌને થતું હતું. દીવાસળી લાવતાં વાર થઈ, તેથી વૃદ્ધ કાકાના હાથમાં

ઝણુઝણી ચડી, પકડ મંદ થઈ, ને ચોર, હિંમત લાવી, જોર કરી, હાથ છોડવી, પલાયન કરી ગયો. તેણે એટલા જોરથી દોટ મૂકી કે તે દાદર પરથી પડતાંપડતાં બચ્ચો. તેની પાછળ રામોશી દોડયો પણ દરવાજો ઉઘાડી, બહાર જઈ, તેણે બહારની સાંકળ ચડાવી દીધી. ગડબડમાં તેની ટોપી દિવાનખાનામાં પડી ગઈ હતી, પણ તે લેવાની તેણે દરકાર કરી નહીં. ચોર નાઠો, ઓરડેઓરડે કાંડીનાં બાકસ મૂકવાનો શેઠે હુકમ કર્યો, ને પછી નીચે ગયલો માણુસ દીવાસળીની પેટી લઈ આવ્યો! દીવો થયો ને કાકાએ માંડીને હકીકત વર્ણવી. રામોશીને શેઠે ધમકાવ્યો એટલે દરવાજો ખુલ્લો રાખવાનો મોતીલાલભાઈનો હુકમ તેણે કહી દીધો.

"મોતીલાલ કેમ ઊઠયો નથી?" શેઠે પૂછયું. "જાઓ તેને બોલાવી લાવો."

"મોતીલાલભાઈ એમના ઓરડામાં નથી." કોઈકે બોલ્યું.

"અત્યાર સુધી એ ક્યાં ગયો છે?"

કાકાની નજર ટોપી પર પડી ને તેણે પાછો કડાકો કીધો. "આ ટોપી તો મોતીલાલની છે. ચોરે એની ટોપી ક્યાંથી પહેરી?" કાકાને મન મૂળથીજ વહેમ હતો, તે આ ટોપી જોતાં વધારે દૃઢ થયો. ભાઈના સવાલના જવાબમાં તે બોલ્યો, "ભાઈ, જ્યારથી ભાભીએ મને છોકરાંની વાતમાં બોલવાની ના કહી છે ત્યારથી મેં તો મૌન ધારણુ કર્યું છે. મને આશા હતી કે તું મને ખાનગીમાં બોલાવી કહેશે, કે ભાભીના કહ્યાથી ઓછું ન આણુતાં, છોકરાંઓ પર દેખરેખ રાખજે ને મને કહેતો રહેજે. આ મારી આશા પાર ન પડી. છોકરાંઓને સ્વચ્છંદીપણે ચાલતાં તેંજ શિખવ્યું છે."

"મેં?" શેઠે અજાયબ થઈ પૂછયું.

"હા હા, તેંજ." કાકાએ ભારપૂર્વક કહ્યું. તેમને બગડવાનાં ચાર સાધન આ ઘરમાં પુરાં પાડવામાં આવે છે. પ્રથમ અણુઘટતું લાડ. હું તો એને લાડ કહેતોજ નથી. કોઈ તેમને કંઈ કહેવા જાય છે ત્યારે ભાભી તેમની તરફેણુ લે છે. તને તો છોકરાંઓ કઈ દિશામાં જાય છે, શું કરે છે, તે જોવાનો ન મળ્યો વખત કે ન હતી દરકાર. નાનપણુથીજ

તેમની આગળ ગમે તેવી વાત કરવામાં આવે છે, એ બગાડવાનું બીજું સાધન છે. ચંપક આને લીધે સાસરામાં ને ન્યાતમાં અકારી થઈ પડી છે. લોકોએ એનું નામ નિંદોત્તેજકબા પાડયું છે! જ્યારે જોઈએ ત્યારે એ કોઈનું વગોણુંજ કરતી હોય છે. છોકરાંઓ જેવું સાંભળે તેવું કરતાં શિખે. બધાંજ ન્યાતજાતમાં ખરાબ છે એમ તેઓ સાંભળે તો બાળક બુદ્ધિને લીધે તેઓને પણ એમ થાય કે 'નવ્વાણું ત્યાં ભર્યા સો.' ત્રીજું સાધન ખરાબ સંગત. રંગરાવને વિપિનની સંગતથી કંઈક પણ ફાયદો હતો, ત્યારે તેને વિલાયત મોકલવાનું તને સુઝયું. પ્રભુ કરે ને એ ત્યાંથી જેમનો મ પાછો ફરે. પણ મોજીલાલનો મિત્ર કેવો મોજીલો છે તેનો તને કશો ખ્યાલ છે? છેલ્લે છેલ્લું, ગજવાખર્ચના પૈસા એને આપવામાં આવે છે, તેનો શો ઉપયોગ થાય છે તેની તને કાંઈ ખબર નથી. છોકરાં-ઓને ખાનગી ખર્ચ કેવો? જોઈએ ત્યારે આપણને કહે, બીજું શું! બાઇ, એકએ દિવસ ઘેર રહી, જો તો ખરો, કે તારા ઘરમાં કેવો કારભાર ચાલે છે."

હુકૂમતરાયના પર આ વાકયોની અસર થઈ, પણ તે ઝાઝી વાર ટકવાની નહોતી, તેની દુલેરાયને ખાતરી હતી. "મોજીલાલ આમ કેટલા દિવસ થયાં મોડો આવે છે?"

"સાહેબ, બહુ દિવસ થયા." રામોશીએ કહ્યું.

રામોશી પર શેઠ ચીઢવાઈ ગયા ને તેને ધમકાવીને પૂછયું, "તેં મને કેમ ખબર ન કરી?"

"સાહેબ, હું તો બંગલાની ચોકી કરૂં છું. હું શું જાણું કે મોજી-લાલભાઈ જતા હશે તેની આપને ખબર નહીં હોય!"

શેઠ ચુપ થઈ ગયા. દરમ્યાન મોજીલાલ બંગલામાં દાખલ થયો. દરરોજ છાનામાના આવી ગુપચુપ પોતાના ઓરડામાં જઈ સુઈ જનારને, ગડબડને લીધે ઉપર જવાનું મન થયું. શેઠનો આજનો આખો દિવસ ખરાબ ગયો હતો. વેપારમાં પણ સ્નાનના સમાચાર સાંભળ્યા હતા. ઘેર આવીને સહેજસાજ ઊંઘ્યા ન ઊંઘ્યા ને આ અણુ યું કૌતક થયું. મોજીલાલ ઉપર આવ્યો, કે આસપાસ નોકરચાકર હતા તે ભૂલી જઈ, શેઠે મોજી-લાલને એક તમાચો લગાવી દીધો.

શેઠનો મિજાજ વિચિત્ર હતો. દશ દિવસ સુધી કંઈ ન બોલે, પણ એક પળમાં નહીં જેવા કારણ માટે તે નોકરો અને કારકુનોને ઉધડે લઈ નાંખતા. મોજીલાલ આટલો મોટો થયો ત્યાં લગી તેની દરકાર કરી નહીં, ને આજે બધાના દેખતાં તેને કંઈ પણ પૂછયા વગર શિક્ષા કરી, તેણે પુત્રનો તથા પોતાનો ભાર ઘટાડયો. પ્રફુલ્લશેઠાણીને હજુ પુત્રનો પૂરો વાંક વસ્યો નહોતો. તેને રામોશી દુલેરાયનો થઈ ગયો છે એમ લાગ્યું.

"આમ મારો છો, પણ શા કારણથી મોડું થયું તે પૂછો તો ખરા. બધા ચડાવ્યા જાય છે તેમ તમે પણ શું ચડી જાઓ છો ?"

"અત્યાર સુધી ક્યાં ગયો હતો ?" શેઠે ઘાંટો કાઢી પૂછ્યું.

મોજીલાલના મોંનો દેખાવ અત્યારે જરા જોવા જેવો હતો. કેટલીક વાર સુધી તો તોબરો ચડાવી તે કંઈ બોલ્યોજ નહીં. પણ પછી માતાના વાકયનો અર્થ સમજી જઈ તે બોલ્યો, "નાટક જોવા ગયો હતો."

"કોઈને ખબર કેમ ન કરી ? તારી બાને કહ્યું હતું ? પૈસા કોણે આપ્યા ?"

"કહેવાનું ભૂલી ગયો. પૈસા તો મને ગજવાખર્ચના આપો છો તેમાંથી ખરચ્યા."

"દરરોજ મોડું થાય છે તેનું કારણ શું ? રોજ નાટક જોવા જાય છે ? દરરોજ નાટકં જોવાય એટલા પૈસા ક્યાંથી લાવે છે ?" શેઠને ખબર નહોતી કે મોજીલાલને પૈસા મેળવવાનાં બે બીજાં સાધન હતાં. એક શેઠની બેદરકારી ને બીજું શેઠાણીની ઉદારતા. શેઠ બહારથી આવતા, અને પોતાના ગજવામાં કેટલા પૈસા છે તે તપાસ્યા વગર ડગલો ગમેતેમ મૂકતા. મોજીલાલ વખતનો લાભ લેવા ચૂકતો નહીં. આમ ફાવતું નહીં, ત્યારે માને ફોસલાવી તેની પાસેથી પૈસા કઢાવતો.

"દરરોજ ક્યાં હું મોડો આવું છું ? કોઈક વાર તો ચોપાટી પર ફરવા જાઉં છું."

"હવેથી એ પ્રમાણે મોડી રાતે ફરવા પણ ન જવું."

કાકો આ બધી વાત મૂગે મોઢે સાંભળ્યાં કરતો હતો, તે આથી બીજવાઈ ઊઠયો.

"મોજીલાલ, આજે કઈ કંપનીનું નાટક જોવા ગયો હતો? આજે તો શુક્રવાર છે. નાટક કંપનીઓએ તો નાચી કૂદી, ગમેતેમ લાકડે માંકડું વળગાડી રળવાનો ધંધો માંડયો છે, એટલે કેટલીક વાર સાતે દિવસ નાટક થાય છે તે હું જાણું છું. પણ આજે શેનું નાટક જોઈ આવ્યો તે તો કહે. ખરેખરૂં બોલજે, કેમકે વર્તમાનપત્ર મંગાવી હું ખાતરી કરીશ."

મોજીલાલ ગુંચવાયો. પ્રફુલ્લ શેઠાણી તેની મુંઝવણ કળી ગયાં. "તમે પણ તેની પુઠે પડયા છો તો. વકીલની માફક એમ ચોકસાઈ શી કરવી? હવે ફરીથી એમ નહીં કરે એટલે થયું. ચાલો, હવે સુઈ જઈએ. ખાલી પંચાત શી?"

શેઠ અત્યારે ભાઈની તરફેણમાં હતો. મોજીલાલ જુઠું બોલ્યો છે, એમ તેના મોં પરથી જણાતું હતું, તેથી શેઠાણી પર ચીઢવાઈને તેને કહ્યું, "તને ઊંઘ આવતી હોય તો તું સુઈ જા. મોજીલાલ, કેમ કાકાને જવાબ નથી દેતો?"

કાકા પર મોજીલાલને બહુ ચીઢ ચડતી હતી, પણ અત્યારે કંઇ તેનું વળે એમ નહોતું. પણ નફ્ટને લાજ શી? પાઘડી તરત ફેરવી નાંખી. "નાટક નહીં ને સરકસ; બધું એકનું એક."

સરકસ આજે મેદાનમાં હતું તેની કાકાને ખબર હતી, કારણ નાની-મોટી બધી બિનાઓ વાંચવાની તેને ટેવ હતી. "નાટક ને સરકસ બધું એકનું એક, એટલીજ તારામાં સમજણ હોય, તો નાટક કે સરકસમાં તને શો રસ પડે? તું પણ અત્યારે એક નાટકજ ભજવે છે, ને સાથે સરકસના ઘોડાની માફક ગોળગોળ ફરે છે! વારૂ, પણ આ લુગડાં કોનાં પહેર્યાં છે? એ કાંઈ તારાં નથી."

મોજીલાલની બાજી હાથથી ગઈ. ઉતાવળમાં ને ઉતાવળમાં લુગડાં બદલી પોતાના ઓરડામાં ન મૂકતાં તે ઉપરજ ચાલ્યો આવ્યો હતો. એ લુગડાં કોનાં હતાં તેની કાકાને ખબર હતી. મોજીલાલની ટોપી ચોર મૂકી ગયો હતો. ચોરનાં લુગડાં મોજીલાલે પહેર્યાં હતાં. શેઠ આ બનાવ જોઈ ચકિત થયા. કોનાં લુગડાં મોજીલાલે પહેર્યાં છે, તેની શેઠને ખબર નહોતી. મોજીલાલ ગુપચુપ ઊભો રહ્યો; ન હાલ્યો, ન ચાલ્યો.

દુલેરાયે કહ્યું, "ભાઈ, છોકરાંને બગડવાનાં કારણ મે કહ્યાં તે ભાભીને મન વસ્યાં નથી. તને વસ્યાં તો કેટલી વાર નીભશે તે જોવાનું છે. મોજીલાલે જે લુગડાં પહેર્યાં છે તે એના મિત્રનાં છે. પેલો ચોર આવ્યો હતો, તે પણ એનો મિત્રજ. આ મૂર્ખને બીજી જગાએ રોકી, દુષ્ટ ઈરાદાથી તે બંગલામાં દાખલ થયો હતો. હું જાગતો ન હોત, તો ઘરની લાજ રહેત કે નહીં તે પ્રભુને માલૂમ." કાકાને જસમીન પર પણ થોડોઘણો શક હતો પરંતુ તે તેણે અત્યારે જણાવ્યો નહીં. "મને એના મિત્ર બાબત મૂળ-થીજ શક પડયો હતો, પણ તે તમને કોઈને જણાવ્યો નહોતો. સરકસ જોવા તમે બન્ને સાથે ગયા હતા કેની ?"

મોજીલાલથી હા કહેવાઈ ગઈ.

"ત્યારે એ કયાં ગયો ? અને તારો પહેરવેશ શી રીતે બદલાયો ?"

મોજીલાલને પોતાનેજ એ બાબત ખબર નહોતી. રસ્તામાં પણ એજ વિચાર કરતોકરતો તે ઘેર આવ્યો હતો !

"સરકસમાં ચાહપાણી પીવાની રજા મળી, ત્યારથી એ મારાથી છૂટો પડયો." કપડાં બાબત તે મૂગો રહ્યો.

"સરકસમાં વળી રજા કેવી ? ને હોય, તોપણ આ લુગડાં કયારે અને કેવી રીતે બદલાયાં ?"

મોજીલાલને જવાબ સુઝતો નથી એમ ધારી, વગર પૂછે, વગર સમજે, તેની માએ વકીલાત કરી નાખી. "હોય, દોસ્તદારો છે. લુગડાં પહેલેથી પણ અદલબદલ કરે. તેને કદાચ કામ હશે તેથી છૂટો પડયો હશે.

"હા, બા, એમજ. કામ હતું તેથી તો આજે મારી સાથે આવ-વાની ને ના કહેતો હતો."

કાકાથી આ સહન થયું નહીં. "ભાભી, અત્યાર લગણ ઘરનું સત્યાનાશ ભાઈની બેદરકારીથી વળ્યું અને હવે તમારી વકીલાતથી વળશે. કમઅક્કલનો મોજીલાલ અને તમારી બૈરાંબુદ્ધિ એ કબૂલ રાખે, પણ હું રાખું એમ નથી. એના મિત્રને જરૂરનું કામ હતું, તે રાતના બાર વાગે ? મોટો વેપારી હશે કેમ ? અને તે કામ તમારાજ બંગલામાં, અને તે પણ પાછું અમુક ઓરડા આગળ ? મોંમાં આંગળી ઘાલી કયાં બોલાવો છો ?

ચેતવું હોય તો હજી ચેતો. નહીંતર કુળનું નિકંદન નીકળી જશે હજી તો ભાઈને પરણાવવા છે. તે બિચારીના ક્યાં ભોગ લાગ્યા કે આ નંગ મળ્યું ? તે તો કેવી સુશીલ અને સુશિક્ષિત છે ! તેને ખાડામાં નાંખો તે પહેલાં વિચાર કરજો.પહેલેથી તે છેલ્લે સુધી મોજીલાલે જે કહ્યું તે બધું જુઠાણાથી ભરપૂર છે એટલું યાદ રાખજો. એને તમે કોઈએ ઓળખ્યો નથી. એનો મિત્ર તો એને પણ વટાવી જાય એવો છે. બન્ને જણાઓ રાતે ગમે ત્યાં જાય છે, અને ચમન ઉડાવે છે. ભાઈ, હવે અત્યારે વધારે કહેવાનો વખત નથી"

વાંચનાર, પેલો ચોર કોણ હતો તે સમજવાનું હવે કાંઈ બાકી રહ્યું નથી. મોજીલાલના મિત્ર બિહારીનાંજ આ પરાક્રમ હતાં. ચમનને ઘેરથી અધવચ મોજીલાલથી છુટો પડી, દાખલ થવામાં રામોશી હરકત ન કરે માટે તેનોજ ડગલો અને ટોપી ચડાવી, તે બંગલા તરફ વળ્યો હતો. કર્મનું ફળ થોડુંએક ભોગવ્યા બાદ, ઓળખાયા વગર તે બહાર સટી આવ્યો. પણ પછી તે એક ખૂણામાં જઈને ઊભો. મોજીલાલને વિલાસભવનની વિગત કહી ચેતાવવો કે નહીં. એ વિષે મન સાથે તે રકઝક કરતો હતો.

કોટ બદલતે મુશ્કેલ ન પડત. પણ ટોપી બાબત શું કરવું ? મોજીલાલની ટોપી તો બંગલામાં રહી ગઈ હતી. મોજીલાલે ક્યાં તો ઉઘાડે માથે જવું યા તો બિહારીની ટોપી પહેરી લેવી. પોતે શા ઈરાદાથી બંગલે ગયો હતો તે વિષે મોજીલાલને સમજાવી નાંખતાં તેને વાર લાગે એમ નહોતું. પણ કદાચ મોજીલાલને કંઈ વહેમ આવી જાય ને રસ્તામાં ટપાટપી થાય તો ભારે થઈ પડે. વળી નવી વાત બરાબર ગોઠવી મૂકવા વખત પણ બહુ થોડો હતો, માટે કાલે નિરાંતે મળી વાત કરીશું, એમ છેવટે નિશ્ચય કરી તેણે મોજીલાલને ચેતાવ્યો નહીં.

મોજીલાલને પહેલેથી કંઈ પણ સૂચના મળી હોત, તો બંગલે તેની આવી ફજેતી થાત નહીં. પણ ભાવીએ બિહારીને ભૂલાવ્યો અને મોજીલાલને બંગલા તરફ વળતો જોવા છતાં, તે ઉઘાડે માથે ઘેર ગયો.

---

# પ્રકરણ ૨૦

## અલબેલી નગરીના રંગ

" સુખોની આશાથી પ્રણય કરનારાં દુ:ખી થતાં,
અરે ! આ હૈયાને વધુ દુઃખ દઈ સૌ દૂર જતાં."

કલાપી

ચંદ્રરાવને રસિકાનો ઘા રૂઝાયો નહોતો એટલામાં દૈવે તેના પર બીજો ઘા કર્યો. અનુબા મૃત્યુ પામી. એના મૃત્યુથી વડિલની સલાહ લેવાનું તેને એક પણ સ્થાન રહ્યું નહીં. ચંદ્રરાવ બુદ્ધિશાળી હતો છતાં કોઈ પણ કામ૨ નેહાળ અને અનુભવી માતાની સલાહ લીધા વગર કરતો નહીં. આમ તેની પત્ની તથા માતાના શોકમાં ચંદ્રરાવ દિવસ પસાર કરતો હતો, તે અરસામાં ધંધામાં પણ અનેક ખલલો આવવા લાગી. તેની ગેરહાજરીમાં શેઠે ઘણું કામ માથે ઉપાડી લીધું હતું. પહેલાં શેઠ વધારે ઝંપલાવવા ધારતા તો ચંદ્રરાવ તેને રોકતો. પણ બાજી હાથથી ગઈ હતી. શેઠે વેપારમાં જે ડહોળી મૂકયું હતું, તેનું પરિણામ કેવું આવશે તે બાબત ચંદ્રરાવ પાછો આવ્યા પછી ચિંતાતુર રહેતો.

આવી સંકડામણ વેળા શેઠની નોકરી છોડી ચાલ્યા જવું, એ ચંદ્રરાવને બહુ હલકું લાગ્યું. બાકી અનુબાના મૃત્યુથી ઘરની જંજાળ પણ એને માથે પડી એટલે એનું મન મુંબાઈ પરથી ઊઠી ગયું હતું. મુનીમનો હોદ્દો મળ્યો પછી લગભગ શેઠના જેટલોજ ચંદ્રરાવ પૂજાતો હતો. ભાગીઆ તરીકે દાખલ થવું હોત તો તેમ પણ થઈ શકત, પણ એને એ વાત પસંદ નહોતી. શેઠે એક વાર એ સૂચના એને કરી ત્યારે એણે શેઠને કહ્યું, " શેઠજી, આપની મહેરબાનીનો જે પ્રસાદ મને મળે છે તેથી મને સંતોષ છે. ભાગથી દૂર રહેવામાંજ સાર છે. ભાગને લીધે કલહનાં બીજ રોપાય છે, માટે મારે એમાં પડવું નથી." શેઠ આ જાણી બહુ બહોળું કરતા નહીં પણ ચંદ્રરાવને નાણાં બાબત હમેશાં છુપી મદદ આપતા.

"જે શેઠને લીધે હું મુંબાઈમાં ઊભો રહેવા પામ્યો, જેને લીધે મારી પ્રતિષ્ઠા વધી, જેને લીધે મારા કુટુમ્બનું પોષણ કરવા હું સમર્થ થયો, તે શેઠને આવે સમયે ગમે તેમ થાય પણ ન છોડવા, એવી મારી દૃઢ પ્રતિજ્ઞા છે. એ પ્રતિજ્ઞા પાળતાં શરીરને નુકસાન થાય તો ભલે, સંપત્તિને પણ થાય તો ભલે. સંપત્તિ સાથે આવવાની નથી, લક્ષ્મીની હવે લાલસા નથી. મારી લક્ષ્મી તો ગઈ." આવુંઆવું એ બોલ્યાં કરતો. "પાંચ રૂપીઆ લઈને મુંબાઈ આવ્યો હતો ને મુંબાઈ છોડતી વખતે પણ તેટલાજ પાસે હશે તો બસ. પણ મારા નામને બટ્ટો લાગવા નહીં દઉં. હરેક જાતની હેરાનગતિ ભોગવી શેઠની સેવા કરીશ." આવો અમીરી સંકલ્પ કરી ચંદ્રરાવે મુંબાઈ છોડયું નહીં.

જ્યાં આખો દિવસ ને રાત કામકાજ ચાલ્યાં કરે, ત્યાં વખતને વીતી જતાં વાર ન લાગે. શેરના વાયદાનો દિવસ પાસે આવતો જતો હતો. પરિણામ શું આવશે, તે જોવા લોકો બહુ તત્પર રહેતા. તેજીવાળા ફાવે છે કે મંદીવાળા, તે જાણવા સૌ કોઈ ઇચ્છા ધરાવતું હતું. પરીક્ષાના પરિણામને દિવસે પરીક્ષામાં બેસનારને જે અધીરાઈ થાય, તેના કરતાં પણ આ અધીરાઈ કંઇક અંશે વધારે હતી. પહેલો ઘા શેઠને ચાંદીના સટ્ટામાં પડયો. શેઠનું વહાણુ ડગુમગુ થવા લાગ્યું. શેઠની મિલોના શેરના ભાવ પણ ગગડવા માંડયા. ચીનમાં સુતરની ગાંસડીનો જબરો ઉપાડ થયો ને બીજા શેરોના ભાવ તેજી પર આવ્યા. તેજીવાળાઓનો ડંકો વાગ્યો ને શેઠના રામ રમી ગયા. દુઃખનાં વાદળ એક પછી એક સામટાં આવવા લાગ્યાં. શેઠને વીતાડવી તો પૂરી વીતાડવી, એવું વિધાતાએ નક્કી કર્યું. અફીણના વેપારમાં પણ શેઠને એક જબરો ફટકો લાગી ગયો. પાસો એક વાર અવળો પડયો, એટલે તે દરેક બાબતમાં અવળોજ પડવાનો.

શેઠની ગંભીરતા ને ધૈર્ય ચળવા માંડયાં. જરા જરામાં સૌના પર તે અકળાવા લાગ્યા. શું કરવું તે તેમને સુઝયું નહીં. ચંદ્રરાવ સાથે મસલત કરી, પહેલાં તો પોતાની મિલોને લિકિવડેશનમાં મૂકવા તેમણે ઠરાવ કર્યો, કેમકે વખત સારો નહોતો ને મિલમાં દેવું વધી ગયું હતું. શેઠને તથા ચંદ્રરાવને માલૂમ હતું કે એમ કર્યાથી માગનારાઓની ગભરામણમાં

વધારો થશે, પરંતુ બીજી એક પણ બારી નહોતી. સ્થાવર મિલ્કતો બેંકોમાં યા આસામીઓને ત્યાં ગીરો હતી, તેની ચંદ્રરાવને પાંચેક દહાડા પરજ ખબર પડેલી. આ હકીકત જાણ્યાથી તેને બહુ મુંઝવણ થઈ હતી, પણ તેમાં તે લાઇલાજ હતો. શેઠની મિલોની વાત બજારમાં આવી, અને લોકોના ગભરાટનો પાર રહ્યો નહીં. કંઇકિંઈ ગરીબોના ને રાંડીરાંડ ડોસીઓના હાથમાં એ શેરો હતા. આનું કારણ હતું. શેઠ બીજા એજન્ટોની માફક, સારા વખતમાં જોઈએ તે કરતાં વિશેષ ઘસારા તથા રીઝર્વ ખાતે લઈ જતા નહોતા, તેમજ નઠારા વખતમાં માત્ર દિલગીરી દર્શાવી બેસી રહેતા નહીં, પરંતુ રીઝર્વમાંથી થોડુંઘણું બ્યાજ આપતા. કેટલાએક અક્કલના ખાવિંદોએ પોતાની સઘળી મતા શેઠની મિલના શેરોમાં રોકી હતી. મુડી એક જગાએ રોકવી નહીં, એ સૂત્ર ભૂલી જવાથી તેમની સ્થિતિ પડી ભાંગી. શેઠની મિલો ફડચામાં ગઈ, તેની અસર બધી મિલો પર થઈ. લોકો તેમાં નાણું રોકતાં અચકાવા લાગ્યા. કેટલાક બધુંજ વેચવા પર આવી ગયા. શેરનું કાગળીઉં ઘરમાં રાખવું નહીં, એવો ઘણાઓએ નિશ્ચય કર્યો. એ નિશ્ચય બહુ થોડી વાર ટકવાનો હતો, એમ મુંબાઈનો જેને ખરો અનુભવ હતો તે સમજતા હતા, જાણતા હતા. માગનારાઓની ઠઠ દરરોજ શેઠને ઘેર જામવા લાગી. ચંદ્રરાવે કેટલાકને તો કાલાવાલા કરી, સમજાવી, વિદાય કર્યા. શેઠ માટે જેમને લાગણી હતી તેઓ આથી મૂગા બેઠા, પરંતુ દૈવ રૂઠયું હતું, એટલે શેઠ હિંમત હારી ગયા ને ભાન ભૂલી ગયા.

સવારના પાંચ સાડાપાંચનો સુમાર થયો. મુંબાઈ શહેરની પ્રવૃત્તિ જોઈ, સૂર્યનારાયણ પણ જાણે વહેલા ઊઠતા હોય અને નિત્યકર્મમાં પ્રવૃત્ત થતા હોય, તેમ મસજીદ બંદર તરફ આવેલા દરિયામાં મોં ધોઈ, તે ઉપર ચડતા હતા. લોકો દંતધાવન કરી, ચાહ પીને બહાર ફરતા દેખાતા હતા. એટલામાં ટેલિફોનની ઘંટડીએ મુંબાઈ શહેર ગજાવી મૂકયું. ટેલિફોન ઓફિસમાં દોડાદોડ થવા માંડી. જે નંબર માંગવામાં આવે તે રોકાયલો છે એમ જણાવવામાં આવતું. પાંચ મિનિટ થોભી લોકો પાછા તે ને તેજ નંબર માગતા, પણ ટેલિફોનબાળા 'બાટ કરટા હય' એમ જવાબ આપતી. જેમને ઘેર ટેલિફોનની સગવડ નહોતી, તેઓ મિત્રોને ત્યાં જઈ ટેલિફોન

કરવા માંડ્યા. ટેલિફોનનો નંબર રોકાયલો છે એમ જાણવાથી, પોતાના મિત્રો સાથે ગાડીઘોડા જોડાવી કે પગે ચાલી, શેઠના ઘર તરફ નીકળી પડ્યા. અબ્દુલ રહેમાન સ્ટ્રીટ માણસોથી ઉભરાવા માંડયો. હુલ્લડ થવાનું હોય એવો દેખાવ નજરે પડતો હતો. કોલાહલ વધવા લાગ્યો, પણ પોલિસ લોકોને વિખેરવા અશક્તિમાન્ નીવડી. ગાડીની પણ હારની હાર લાગી ગઈ.

એટલામાં બીજી બાજુએથી એક ગાડી ઘણાજ વેગથી દોડી આવી. આગ લાગી હોય અને બંબો ચાલ્યો આવતો હોય, તેને જેમ બધા માર્ગ આપે, તેમ એ ગાડીને બધાએ માર્ગ આપ્યો. રસ્તામાં ઊભેલા કેટલાક જણ એકદમ હો હો કરી ઊઠયા. એક પારસી તે ટોળામાં ઊભો હતો તેણે કહ્યું: “ મારો એને. આ બધાં એનાંજ કારસ્તાન છે. ” આવે સમયે સારાસારનો વિવેક ઘણાજ થોડા જણ કરી શકે છે. ભાન ભૂલી જઈ, લોકોએ હાથમાં પત્થર લીધા. સદ્ભાગ્યે, એક સુજ્ઞ ગૃહસ્થે તેમને પત્થર મારતા અટકાવ્યા. પેલા પારસી જોડે તો તે ગૃહસ્થ લડીજ પડયો. લોકોએ પારસીનો પક્ષ મૂકી દીધો અને તેને ગાળો દેવા લાગ્યા. કેટલાક તેને મારવાને પણ તૈયાર થઈ ગયા ! તે એક અને લોકો અનેક. વધારે ન બોલતાં, તે ત્યાંથી રસ્તો માપી ગયો અને દૂર જઈ ઊભો.

ગાડીમાં કોણ બેઠું હતું ? લોકો તેના પર પત્થર ફેંકવા કેમ તૈયાર થયા ? લોકોને ચડાવનાર પારસી કોણ હતો ? લોકોનો આટલો બધો જમાવ કેમ થયો હતો ?

ગાડીમાં, અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાં રહેનાર શેઠનો જમણો હાથ, તેનો મુખ્ય કર્તાહર્તા, ચંદ્રરાવ બેઠો હતો. તેનું મોં બહુ લેવાઈ ગયું હતું. તે વારંવાર રૂમાલથી આંખ લુંછતો હતો. ગાડી શેઠના ઘર આગળ આવી પહોંચી અને ચંદ્રરાવ તેમાંથી ઉતરી પડયો. લોકોનો જમાવ જોઈનેજ તેની શંકા દૂર થઈ. કેટલાક જણ તેની આસપાસ વીંટળાવા માંડ્યા, પણ શેઠના ભૈયાએ તેમને દૂર કર્યા. ને ચંદ્રરાવ ઓટલા પર આવી ઊભો. ઘરમાં બધું ચુપાચુપ લાગતું હતું. રોદનનો સ્વર કાને આવતો નહોતો. શેઠનાં સગાવહાલાં પણ ધીરેધીરે ભીની આંખે આવતાં હતાં. ભૈયાને પૂછવાથી માલૂમ પડયું કે બેચાર પ્રસિદ્ધ ડાકટરોને તેડવા કોઈ ગયું છે. ડાકટરો

આવી પહોંચ્યા. એકાએક શેઠને શું થયું, તે બાબત તેમની સભા મળી. હૃદય એકદમ બંધ પડી ગયું, એમ સર્વાનુમતે નિદાન થયું. જ્યુરી મળી. તેમાં પણ એજ મત અપાયો, લખાયો, અને વંચાયો.

આણી તરફ લોકોએ કંઈકંઈ કલ્પના કરવા માંડી. એક કહેઃ 'શેઠે અફીણ ખાધું,' ત્યારે બીજો કહેઃ 'શેઠે ઝેર પીધું,' ત્રીજો કહેઃ 'શેઠ હીરો ચુસી ગયા.' આમ અનેક લોકો, ડાકટરની પરીક્ષા પાસ કરી આવ્યા હોય તેમ, પોતપોતાના તર્કો જણાવવા મંડ્યા! મુંબાઈના વેપારીઓને તથા નાણાંની ધીરધાર કરનારને આ અનુભવ પહેલી વારનો નહોતો. આવા પ્રસંગો ઘણી વાર બનતા ને તેથી તેમનાં અનુમાન આ રીતે થાય તેમાં નવાઈ જેવું નહોતું

આ શેઠની બાબતમાં એ અનુમાન ખોટું હતું. શેઠે પોતાના કુટુમ્બની, કે પોતાના છ વર્ષના સગીર બાળકની સુપ્રત કોઈને કરી નહોતી. તેને વાસ્તે પૈસાટકાની પણ કોઈ જાતની વ્યવસ્થા કરી નહોતી. મુંબાઈના વેપારીઓમાં કોઈકજ વ્યવવસ્થા કર્યા વગર, પોતાના કુટુમ્બ માટે કંઈ ખાનગી રીતે પણ રાખ્યા વગર, આત્મહત્યા કરે છે. તેના પૈસાટકાના રોકાણની બાબતમાં ચંદ્રરાવ બરાબર વાકેફગાર હતો, એટલે કદાચ તેની શેઠને ચિંતા નહીં હોય. પણ આ કામ કરતા પહેલાં ચંદ્રરાવ આગળ તે પોતાનું હૃદય ઉઘાડ્યા વગર રહેત નહીં. ચંદ્રરાવની નોકરીની કદર શેઠને એટલી બધી હતી, કે કંઈ નહીં તો ધન્યવાદ આપનારો એક પત્ર તેને લખી જાત. વળી સાધારણ મનુષ્ય, વિચાર કર્યા વગર તરત ને તરત, આવું કામ ભાગ્યેજ કરે છે. બહુ તીવ્ર લાગણીવાળો અથવા બહુ ફસાયો હોય તેજ એકાએક ન છુટકે આવું પગલું લે છે. શેઠને ઘણી વાર જબરી ખાધ લાગતી, પણ તેની સામે ટકી રહેવા એ અનેક કળાઓ વાપરતા અને વખત આવ્યે અસલ સ્થિતિ પર આવી જતા. શેઠનું વેપારી મગજ ભારી ખોટના પ્રસંગો વારને બહુ સારી રીતે ઘડાયું હતું. પણ આ વેળા, કોણ જાણે કેમ, ખોટના પાસા બધી તરફથી પડ્યા તેનો બોજો શેઠના મનમાંથી ખસી શક્યો નહીં, એનું મગજ ભમવા માંડયું, અચળ હૃદય ચળવા માંડ્યું અને એકદમ લોહી ફરતું બંધ થઈ ગયું.

ડાકટરો ચાલતા થયા ત્યારે તેમનો અભિપ્રાય લોકોએ પૂછયો. ડાક્ટરોનું નિદાન જાણ્યા છતાં, લોકોએ પોતાનું અનુમાન કાયમ રાખ્યું ને ધારી લીધું, કે ડાકટરોને શરમ પડી હશે અથવા તો તેમને પાનસોપારી વિશેષ મળ્યાં હશે. કેટલાક લોકો એટલા પર ચડવા તૈયાર થયા, પણ તેમ કરતાં તેમને અટકાવવામાં આવ્યા. એક મારવાડીએ ફાટેલે અવાજે કહ્યું, "પૈસા બાબતનો ખુલાસો થાય પછી શબ ઉપડે."

આ શબ્દો સાંભળી ચંદ્રાવતનું હૃદય ભરાઈ આવ્યું. "આવા કોટીશ્વર માથે આ કેર! અરે પ્રભુ, આટલોઆટલો પૈસો આજે સાવ નકામો થઈ પડયો." લોકોનું વલણ જાણી એણે યુક્તિથી બોલવા માંડયું: "ભાઈઓ, આ શેઠને માટે તમને કેટલું માન હતું તે જરા સંભારો, એમને તમે કેવી રીતે સત્કાર આપતા, સલામ કરતા, તે વિચારો. આજે શેઠ નથી ત્યારે એના શરીર પર પ્રહાર કરવા બેઠા છો, એ આપણા ધર્મથી વિરુદ્ધ નથી? શેઠ હયાત હોત તો તમારા પૈસાને આંચ કદી પણ ન આવત. શેઠ સાથે તમને ઘણાએ પ્રસંગ પડ્યા છે. શેઠે કોઈને નુકસાન કર્યું નથી, ફાયદા અનેકને કર્યા છે, એટલે તમારૂં દેવું જરૂર પતશે.

"હિંદુ ભાઈઓ, આપણા ધર્મનો સિદ્ધાંત કેમ ભૂલી જાઓ છો? હિંદુઓના કરજને મુદ્દતનો બાધ આવતો નથી. એ કરજ એક જન્મે નહીં તો બીજે જન્મે વાળી આપવું પડે છે. ચિત્રગુપ્તની પોથી તમને અજાણી નહીં હોય. તમારે ત્યાં હિસાબ લખાતો હશે, મોટીમોટી બેંકોમાં રખાતો હશે, પણ આ પોથીના હિસાબની સાથે તેની તુલના કરી શકાય એમ નથી. એમાં, દરેક કોડીનો હિસાબ ચૂકવ્યા વગર માણસ કરજમાંથી છુટતો નથી.

"ભાઈઓ, શાંત થાઓ, બેફિકર રહો. તમને જેમ બને તેમ ઓછું નુકસાન થાય એવી હું કાળજી રાખીશ. મન જરા મોટું રાખો. આપણે પણ આ પ્રમાણે એક દિવસ જવાનું છે, ત્યારે કોઈ પણ વસ્તુ સાથે આવવાની નથી. માટે વિખરાઈ જાઓ. આપણા પોતાનાજ મિત્ર અથવા સગાંના મૃત શરીર પર આવો અત્યાચાર થાય, તો તમે તે ખમી શકશો? હું તમને ઓળખું છું. તમારાં હૃદય પાષાણનાં નથી. શેઠે તમને પોતાનાજ ગણીને

તમારી સાથે કામ પાડયું હતું. તો તમે એક જણના કહેવાથી ખોટે રસ્તે દોરાઈ ગયા નથી, એમ જણાવવા તત્પર થાઓ. તમને શેઠ વાસ્તે માન હતું તે હજી તેવુંજ કાયમ છે, એમ બતાવી આપવા એ શરીરને જ્યાં ખસેડવામાં આવે ત્યાં સાથે ચાલો. આપણે પાછા મળી પૈસાનો વિચાર કરીશું, પણ એ પંચાત કરવાનો આ સમય નથી. વધારે બોલવાની મારે જરૂર નથી."

ચંદ્રરાવે 'એન્ટની'નું કામ કર્યું, અને લોકો રોમનોની માફક, વેપારીઓના 'સીઝર' જેવા શેઠને છેલ્લું માન આપવા, ચંદ્રરાવના કહ્યા મુજબ તૈયાર થઈ ગયા. મારવાડીએ રંગ બદલાયો જાણી વધારે ગરબડ ન કરી. જપ્તી બેસાડવાની ધારણા લંબાવવી પડી. કેટલાએક ઘેર ગયા, ને કેટલાએક ત્યાં મૌન ધારણ કરી ઊભા. પછી મૃત શરીરને ખસેડવામાં આવ્યું. ઘણાએ પાછળપાછળ ચાલી શેઠને છેલ્લું માન આપ્યું. અબદુલ રહેમાન સ્ટ્રીટમાં ત્યાર પછી બધું ચુપચાપ થઈ ગયું.

અગિયારેક વાગ્યાને સુમારે ચંદ્રરાવ ઘેર આવ્યો. વિપિન પણ આ સમાચારથી વાકેફ થયો હતો કેમકે આખું વેપારી મુંબાઈ ખળભળી ઊઠયું હતું. ઘેરેઘેર, ગલીએગલીએ, શાકબજારમાં તેમજ નાણાબજારમાં, એની એ વાત ચાલી રહી હતી. ચંદ્રરાવ ઘરમાં આવ્યો અને ખુરસી પર બેઠો. તેનો ચહેરો ઉતરી ગયો હતો, છતાં તેના પર સાચદિલી ને નિમકહલાલી ઝળકી રહ્યાં હતાં. વિપિનને તેણે પાસે બોલાવ્યો. તેની અસાધારણ ગંભીરતા જોઈ, વિપિન પણ ગંભીર બની ગયો. ચંદ્રરાવે બોલવું શરૂ કીધું:

"તને બી. એ. સુધી મે અભ્યાસ કરાવ્યો તેમ પૈસાની બનતી મદદ મેં કરી. તારા અભ્યાસનું બીજ રોપનાર તારી બા છે, તે તને યાદ હશે. એ અભ્યાસમાં ખલલ પાડવાનું તારા પિતાના નસીબમાં લખ્યું છે. હાલના સંજોગો જોતાં તે તારે અધવચ મૂકી દેવો પડશે. મારે પણ મારો અભ્યાસ જુદાજ સંજોગોને લીધે અધવચ છોડી દેવો પડયો હતો. માતાની આજ્ઞાથી મે તેમ કર્યું હતું. તેનો મને પસ્તાવો નથી. ઉલટો તેથી કેટલીક વાર હું બહુ રાજી થતો, હજી પણ થાઉં છું. સુશીલ વેપારીની નોકરીમાં રહી જે લાભ હું બીજાઓને આપી શકયો, તે લાભ હું કોઈ પણ સરકારની નોકરી કરી આપી શકત કે કેમ, તેનો મને શક છે.

"તારી તરફ મારો બીજો ધર્મ બજાવવાનો બાકી છે. યોગ્ય પાત્ર મળે નહીં ત્યાંસુધી તેમ કરવા હું આતુર નથી. એ ધર્મ બજાવી, વિદ્યાદાન દેવામાં હું ઘણું કરી શક્યો નહીં તેની મનોવ્યથા કંઈક અંશે દૂર કરવા મારી ઇચ્છા હતી. એ પાર પાડવી હવે તો પ્રભુના હાથમાં છે. બી. એ. પાસ થયા પછીજ તારો વિવાહ કરવાની, તારી બાની મરજી હતી. વિવાહ વાસ્તે યોગ્ય કન્યા પણ તેણે ધારી મૂકી હતી, પણ ભાવીને તે વાત ગમી નહીં. જેની અહીં ખોટ છે, તેની પ્રભુને ત્યાં પણ ખોટ છે. તારી બાને પ્રભુએ બોલાવી લીધી ને એ વાત વિસારે પડી.

"મારી પાસે જે કંઈ પૈસો છે તે મારો નથી. શેઠને ત્યાં મને તે મારા કામ બદલ મળ્યો છે. એ પૈસાને પ્રતાપે આપણે મુંબાઈમાં નિર્વાહ ચલાવ્યો. એજ પૈસાની શેઠને આજે જરૂર છે. શેઠને ત્યાં જપ્તી બેસે અને હું જોયાં કરૂં એ કદાપિ બનવાનું નથી. આ શરીરમાં જીવ છે, ત્યાં લગણુ તેમ થવાનું નથી. પ્રભુ પણુ એ કામમાં જરૂર સહાય કરશે, એમ મને ભરોસો છે. ઘરનો ખર્ચ ધીરેધીરે ઓછો કરીશ, ને અસલ સ્થિતિ પર આવી જઈશ. માંગનારાઓની બૂમરાણ મારાથી ખમાતી નથી. શેઠનું દેવું ચૂકવવામાં જેટલી મદદ થશે તેટલી કરીશ, ને ઋણુમાંથી શેઠને મુક્ત કરીશ. પારકાઓ આપણો પૈસો લઈ જાય છે, ચોર ચોરી જાય છે, એ ખમીને આપણે બેસીએ છીએ ને? તો આ પૈસો તો પોતાનાનાજ હાથમાં જવાનો છે. તારા કરતાં હું નાનો હતો ત્યારનો હું દુઃખી થયો ને તેથી મને દુનિયાનો બહુ સારો અનુભવ મળ્યો. એ અનુભવ જે પૈસેટકે સુખી હોય છે તેને મળતો નથી. દુઃખમાં સુખ સમાયલું છે તેટલુંજ, બલ્કે વધારે, સુખમાં દુઃખ સમાયલું છે. પિતાજીએ મોટો વારસો મને આપ્યો હોત, તો હું આ સ્થિતિએ પહોંચત કે, કેમ તે વિષે મને શક છે. હું તને હવે પૈસો આપી શકું એમ નથી. તારી ઇચ્છા હોય તો ઘેર રહી કાયદાનો અભ્યાસ કરજે, પરંતુ અહીં રહી હવે તારાથી 'ટર્મ' ભરી શકાશે નહીં.

"ખરૂં પુરુષાર્થ બતાવવાનો તારે અત્યારે વખત આવ્યો છે. મારો વિચાર તને નુતનપુર મોકલવાનો છે. તારા મોસાળમાં કોઈ રહ્યું નથી,

એટલે બિરિજને ત્યાં રહેવાની તારી ગોઠવણ કરી આપું છું. આજેજ એને પત્ર લખવા વિચાર છે. મારી પાસે તારી બાનું તથા તારી બહેનનું પલ્લું છે, તે તું સાથે લઈ જજે. તેના પર મારો હક્ક પહોંચતો નથી. તેમાંથી કંઈ પણ વાપરૂં, તો હું ઈશ્વરને ઘેર અપરાધી થાઉં. તારી બહેનનું તેને પહોંચાડી દેજે, ને તારી બાનું તારી કને રાખજે."

"પિતાજી, મારે એટલાની પણ જરૂર નથી." ગળગળા થઈ વિપિને જવાબ દીધો. "વિદ્યાદાન વાસ્તે બાનો ઉપકાર જેટલો માનવાનો છે, તેટલોજ તમારો માનવાનો છે. તમારી શિખામણો હું કદી નહીં ભૂલું. બા પાસે તમારો લેવાનો હક્ક નહોતો તો ભલે, પણ પુત્ર પાસે લેવાનો તો છેજ. પિતાનું કરજ પુત્રે આપવુંજ જોઈએ. તમે મને એ સોંપી ચૂક્યા છો પણ મારે હાલ તેનો ઉપયોગ નથી. તમને ઉપયોગ છે તો મારે તેને ઘરમાં દાટી મૂકવાની શી જરૂર છે? હું અત્રેજ રહીશ ને તમને મદદ લાગીશ. કોઈ પણ દુઃખ તમારી જોડે ભોગવવા હું રાજી છું."

"વિપિન, મેં તને પરણાવ્યો નથી, તેથીજ પલ્લું તને હું સોંપી દઉં છું. તારી બાનું જે છે તેના પર કોઈનો હક્ક ચાલે એમ નથી. તેની હોશયારીથી તેમાં તેણે સારો વધારો કર્યો છે. એથી તને ઘણી હુંફ રહેશે. વળી, તને આપું કંઈ નહીં અને તારૂં જે હોય તે પણ હું લઈ લઉં, તો મારા જેવો દુષ્ટ કોણ? તારી નિઃસ્વાર્થ પિતૃભક્તિ જોઈ મારાં દિલનાં દુઃખ ક્ષણભર દૂર થઈ જાય છે. તું જેમ બને તેમ અત્રેથી વહેલો નીકળવાની તૈયારી રાખજે."

વિપિનનું હૃદય મોજાંની પેઠે ઉછાળા મારી ઉપરનીચે થવા લાગ્યું: "પિતાજી એકલા મુઝાયાં કરશે તે વખતે એમને આશ્વાસન કોણ આપશે? બા હોત તો આ સવાલ રહેત નહીં. ફરી એક વાર પિતાજીને પૂછું? મને અહીં રાખશે તો ઘેર રહી અભ્યાસ કરીશ." એમ કરી પાછું પૂછ્યું, પણ ચંદ્રરાવે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહીં. વિપિન નીચું માથું રાખી ચાલતો થયો. પિતાજી કરતા હશે તે કંઈ વિચારીનેજ. પિતાજીની ઇચ્છા છે તો નૂતનપુર જવુંજ, એવા નિર્ણય પર તે આવ્યો. નૂતનપુર યાદ આવતાં તેને કંઈક હર્ષ થયો. શિશિરના દર્શનનો લાભ ઉપરાંત રહેવાનું

પણ તેની સાથેજ થવાનું એ આશામાં, પિતાજીથી છુટાં પડવું પડશે તેનો શોક કંઈક કમી થયો. બાળકની પાસેથી તેને નુકસાન કરે એવું હોય, તે ઝુંટવી લઈ તેને બીજું રમકડું આપીએ, અને તેને આનંદ થાય, તેવું વિપિનને થયું. વિપિન વયમાં બાળક નહોતો, પણ આ સમયે બાળક બન્યો હતો કેમકે તે પ્રેમી હતો. પ્રેમીને ઘડીકમાં હર્ષ થાય છે, ઘડીકમાં શોક થાય છે. 'ડુબતો માણસ તણખલું પકડે' એવી તેની સ્થિતિ હોય છે. આથીજ અનુભવી પુરુષો ને તત્ત્વજ્ઞાનીઓ પ્રેમીને ખુશ થતો દેખી દિલગીર થાય છે, પણ દિલગીર થતો દેખી દયા લાવે છે.

વિપિનનો હર્ષ ઝાઝી વખત રહ્યો નહીં. પિતાના વિચાર પાછા આંખ આગળ આવવા માંડ્યા: "જે પિતાએ મારે માટે આટલું દુઃખ ભોગવ્યું, આટલી અડચણો વેઠી કુટુમ્બનું રક્ષણ કર્યું, તે પિતાને આવી લાચાર સ્થિતિમાં એકલા મૂકી મારે પરગામ રહેવું એ કેવું અઘટિત ! એમનું શરીર પણ દિવસેદિવસે સોસવાતું જાય છે, અને એકલા પડશે તેથી વધારે સોસવાશે. એક તરફ, પિતાજીની આજ્ઞા છે કે મારે નૂતનપુર જવું. એમની આજ્ઞા માનવી એ મારો ધર્મ નથી ? બીજી તરફ, એમને આવા સમયમાં મદદ કરવી એ શું મારો ધર્મ નથી ?"

વિપિન મૌન ધારણ કરી, એક ખૂણામાં આવા વિચાર કરતો બેઠો હતો. ચંદ્રરાવે આવીને તેને પૂછ્યું, "હજી શા વિચારમાં છે ? તારે કંઈ કહેવાનું હોય તો ખુશીથી કહે".

વિપિને પોક મૂકીને રડવા માંડ્યું. પોતાની અંતર્વ્યથા તે બરાબર સમજાવી શક્યો નહીં.

"મારી કને રહેવાની તને વૃત્તિ થાય એ સ્વાભાવિક છે, પરંતુ હાલ તું નૂતનપુરજ જા. તારી જરૂર હશે તો હું તને લખી જણાવીશ."

વિપિનને હવે વધુ વિચાર કરવાનો હતો નહીં. પિતાની મરજી ઊઠાવવી એજ ધર્મ, એમ માની તેણે તૈયારી કરવા માંડી.

બપોરના ત્રણેક વાગ્યા અને ચંદ્રરાવ અબ્દુલ રહેમાન સ્ટ્રીટ તરફ ગયો. લોકોની આવજા તે તરફ વધવા માંડી હતી. જમાવ વધારે થશે એમ જાણી, ચંદ્રરાવે ભૈયાને બહાર પાટલીઓ ગોઠવવાનો હુકમ આપ્યો.

ચંદ્રરાવ ઓટલા પર બેઠો હતો ને અંદરના ઓરડામાંથી એક નાનો છ વર્ષનો મેમણુ છોકરો તેની પાસે દોડી આવ્યો. ચંદ્રરાવે તેના કપાળ પર હાથ મૂકયો. છોકરો તેની વયને લીધે અસ્પષ્ટ બોલતો હતો. એ અસ્પષ્ટતામાં તેની કોમના ઉચ્ચારોની સ્વાભાવિક અસ્પષ્ટતા વધારો કરતી હતી. ચંદ્રરાવની પાસે તે નિરાંતે બેઠો. થોડાજ દિવસ પર પોતાના સગામાં તેણે શાદી જોઈ હતી ત્યાં પણુ બહુ લોકો ભેગાં થયાં હતાં. પરંતુ ત્યાં વાજાં વાગતાં હતાં અને અહીં બધું ચુપાચુપ કેમ છે, એમ તેણે ચંદ્રરાવને પૂછ્યું. ચંદ્રરાવે જવાબ દેવાને બદલે નિસાસો મૂકયોઃ "અહો! આ બાળકને હાલ બધું સમાન છે, તેથી એ સુખી છે. સુખની એને કદાચ પૂરી સમજણુ નહીં હોય, તેમ એને ચિંતા પણુ કોઈ વાતની નથી. વાજાં તો હવે જેમ બને તેમ ઓછાં વાગે તેવુંજ કરવાની મારી મરજી છે. પ્રભુ! તું હવે મને મદદ કર."

આવનારાઓનાં મોં પર શોક છવાઈ રહ્યો હતો. કેટલાકને પૈસા ડુબવાથી, કેટલાકને શેઠ સાથે બહુ સારો સંબંધ હતો તેથી, ને કેટલાકને આ બન્ને કારણો મળવાથી દિલગીરી થતી હતી. સૌ માત્ર એકજ હેતુથી ત્યાં આવ્યા નહોતા. કોઈ તેમના પૈસાનું શું થાય છે તે બાબત કંઈ ખબર મળે, તો તે જાણુવા આવ્યા હતા. કોઈક ખરા મનથી આવ્યા હતા, ત્યારે ઘણુા માત્ર વ્યવહારની રીતે આવ્યા હતા. મનુષ્ય પાસેથી કોઈ પણ પ્રકારની આફતને લીધે લક્ષ્મી જાય છે ત્યારે તે રાંક બને છે, પણુ જ્યારે કોઈને નાણું ધીર્યું હોય તે જાય છે, ત્યારે તે નિર્દય બને છે, ને દેવાદાર પર ઘોડેસ્વાર થાય છે. મોટો લક્ષાધિપતિ, અડધા કલાકની રમતમાં ગમે ત્યાં મોજશોખમાં વેડફી નાંખતો હોય, તેટલું લેવાને માટે, એવે પ્રસંગે નિરાધાર બાળકો તથા વિધવાને સતાવતાં અચકાતો નથી. કુદરતનો કેર ઓછો હોય તેમ માણુસ પણ કેર વર્તાવે છે. વેપારમાં ખોટ જતાં નસીબનો વાંક કાઢે છે, યા તો લક્ષ્મીને ચંચળ કહે છે. પણુ આવે વખતે ન્યાયની અદાલતો તરફ પોતાની લક્ષ્મીને મોકલી તે તેની ચંચળતામાં પોતેજ વધારો કરે છે!

અત્રે ભેગા થયલામાં એકલો ચંદ્રરાવ ખરેખરી સાધુ વૃત્તિવાળો હતો. શેઠને ખાતર પોતાનો પૈસો તેમનું દેવું પતાવવામાં આપી દેવા તે તૈયાર

હતો. ચંદ્રરાવ ત્રીસેક હજારનો આસામી હતો. એટલી રકમ પણ શેઠને ત્યાં આવા સમયમાં બહુ ઉપયોગી થઈ પડે એમ હતું. કેટલાક લહેણદારો થોડુંઘણું લઈ, હિસાબ ઘરમેળે પતેલો જોવા રાજી હતા, પણ તેમનો મોટો ભાગ વધારે સખ્ત ઈલાજ લેવા ચહાતો હતો. કોઈ તરતજ જપ્તી બેસાડવા કહેતા હતા. કોઈ વળી દાવો કરવા ધારતા હતા, ને એમ ન્યાયનું ત્રાજવું આપણા હાથમાં ન રાખતાં પારકાને આપી, તે કહે તે સવાવીસ ગણવા ઈંતેજાર હતા.

ચંદ્રરાવ બોલ્યે, " મહેરબાન, મારે બધાનો હિસાબ તપાસવાનો છે. શેઠનું લહેણું તથા દેવું કેટલું છે, ક્યાં છે, વગેરેની નોંધો કરવાની છે. આજથી ચોથે દહાડે આપણે બધા અહીં ભેગા થઈશું અને એક નિશ્ચય પર આવીશું. "

એકે કહ્યું, "લહેણું હોય તે નિરાંતે તપાસજો, પણ પહેલાં શેઠનું દેવું તો પતાવો. અમારો હિસાબ ચૂકવી આપો. પછી તમને ગમે તેમ માથું ફોડજો."

ભેગા થયલાઓમાંના ઘણાના મનમાં આજ શબ્દો હતા પણ શરમાશરમીને લીધે મોંમાંથી નીકળતા નહોતા. એક જણે પડદો ખસેડયો અને બધાં પાત્રોનું પોત જણાવા માંડયું. પાઘડી ઉતારી ચંદ્રરાવે તેમને વિનવ્યા, ત્યારે તેઓ કંઈક શાંત થયા. હિસાબ કાલ ને કાલ નક્કી કરવા તેઓએ ચંદ્રરાવને કહ્યું. ચંદ્રરાવે એ વાત કબૂલ રાખી ત્યારે સૌ વીખરાઈ ગયા.

દુકાનના મહેતાઓને પછી ચંદ્રરાવે બોલાવ્યા. તેમનો પગાર તે દિવસથી બંધ કરવામાં આવ્યો. માત્ર બેજ વિશ્વાસુ મહેતાઓને તેણે રાખ્યા અને તેમણે વગર પગારે કામ કરવા માથે લીધું પેલો પારસી મહેતો કે જેણે ચંદ્રરાવ પર હુમલો કરવા લોકોને ઉશ્કેર્યા હતા, તેણે આખા મહિનાનો પગાર માગ્યો. વળી નોકરીમાંથી રજા આપવા બાબત મને અગાઉથી ' નોટિસ ' પણ પહોંચાડવામાં આવી નથી, એવો તેણે વાંધો ઊઠાવ્યો. આ નિમકહરામના શબ્દો સાંભળી, બધાનો મિજાજ હાથથી જતો રહ્યો. ચંદ્રરાવ ત્યાં હોત નહીં, તો સાલપામરી સાથે તેને મહેતાઓ વિદાય કરત. ચંદ્રરાવે તેમ કરતાં તેમને અટકાવ્યા. પછી પેલા પારસીને, તેની કોમના દાનવીરો ને દેશભક્તોનાં દૃષ્ટાંત આપી, થોડાઘણાં વાગબાણ માર્યાં,

પણ તે બધાં ખાલી ગયાં. તેને રાજી રાખવાની જરૂર હતી, તેથી ચંદ્રરાવે તેને એક મહિનાનો વધુ પગાર ચૂકવી, શેઠ તરફ નિમકહલાલ રહેવા સૂચના આપી વિદાય કર્યો.

તેના ગયા પછી ચંદ્રરાવે બીજા મહેતાઓને કહ્યું, "ભાઈઓ, 'બળીઆના બે ભાગ' તેવું મેં કર્યું. તમે એના જેવા બળીઆ થવાની ઇચ્છા પણ કરશો નહીં. શેઠની લાયકાતથી તમે કોઈ અજાણ્યા નથી. નસીબમાં હશે તો ગમે ત્યાં જોગવાઈ થશે. માટે પ્રભુ પર ભરોસો રાખજો. મારા જેવાથી તમારે વાસ્તે કંઈ થઈ શકે એમ હોય તો કહેજો. એ હવેલી બંધાવશે અને તમારે ઝુંપડીમાં રહેવું પડશે, એવું કંઈ થવાનું નથી. શેઠે પણ હવેલીઓ બંધાવી, આપણે એ હવેલીઓમાં કામ કર્યું, પણ એ હવેલીઓ ન શેઠની રહી, ન આપણી થઈ. બાંધે છે કોઈ, ને મહાલે છે કોઈ. એના ભોકતાનું ભાગ્ય હતું ત્યાં સુધી એ તેની કહેવાઈ, હવે એ બીજાની કહેવાશે.

"શું ત્યારે આ હવેલી પણ ગીરો મૂકાયલી છે ?" એક મહેતાએ અજાયબ થઈ પૂછ્યું.

"હા ભાઈ. આ હવેલી, વાલકેશ્વર પરનો બંગલો, પેલો માળો, મહાબળેશ્વરનો બંગલો, લાનોલીનો બંગલો, પુનાનો બંગલો, વગેરે બધા ગીરો મૂકાયલા છે."

આ સાંભળી મહેતાઓ એકએકની સામું જોવા લાગ્યા. આ વાતનો કોઈને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. જે છાપરા તળે તેઓ બેસતા, હિસાબ ચૂકવતા, ને ચોપડાઓની સિલક મેળવતા હતા, ત્યાંનો કેટલો હિસાબ લખવાનો બાકી હતો તેની તેમને ખબર નહોતી.

રાતોરાત બેસી હિસાબ તપાસાયા અને રૂપીઆ પચ્ચાસ લાખનું દેવું નીકળ્યું. લહેણું માત્ર પાંચ લાખનું હતું ! ચંદ્રરાવ આ બિનાથી અજાણ્યો નહોતો, એટલે તેને ધાસ્કો પડયો નહીં. જેમને મિલ્કત લખી આપવામાં આવી હતી, તેઓ જો તેટલેથી સંતોષ માની આગળ પગલાં ન લે, તો દેવું પોણું ઓછું થઈ જાય એમ હતું. વળી થોડુંઘણું ઝવેરાત પણ ઘરમાંથી નીકળે એમ હતું. રાચરચીલું શેઠના ઘરમાં ઝાઝી કીંમતનું

નહોતું. પણ એ મળી ત્રણેક લાખ નાંખી દેતાં ઉપજે એમ હતું. શેઠનાં વતનમાં પણ દોઢએ લાખની મિલ્કત નીકળશે, એવી ચંદ્રાવને આશા હતી. રૂપીએ બાર આની પણ લહેણદારોને મળશે, તો ઘણો ભાગ રાજી રહેશે, એમ તે જાણતો હતો. પોતાની નાની મિલ્કત આ ભારી ખોટ પૂરી કરવા તેણે શેઠની પોતાનીજ હોય એમ ગણી લીધી.

બીજે દહાડે બધા એકઠા થયા ત્યારે ચંદ્રાવે સૌની આગળ હિસાબ મૂકયો. કેટલાક કોર્ટના ફેરાથી કંટાળીને, કેટલાક વકીલની ફી ભરતાં ડુચો નીકળશે એ ભયથી, કેટલાક કોર્ટનો ચુકાદો કેવો આવશે તેના સંશયને લીધે, બાર આની પતાવવા કબૂલ થયા. માત્ર હુકૂમતરાય કે જે શેઠનો મિત્ર હોવાનો દાવો કરતો હતો, લિક્વિડેશનમાં ગયલી મિલનો ડિરેકટર હતો, ને શેઠ જોડે હમેશ ગાડીઘોડામાં ફરતો હતો, તેને ગળે આ વાત ઉતરી નહીં ! કોર્ટમાં ન્યાય ચૂકવાય એવી તેની ઇચ્છા હતી. લેવું તો પૂરેપૂરૂંજ લેવું, એમ તે મુસ્તકીમ હતો. બીજા લહેણદારોએ તેમજ ચંદ્રાવે તેને બહુબહુ સમજાવ્યો, પણ તે એકનો બે થયો નહીં.

એક મોટો લહેણદાર ખૂણામાં બેઠોબેઠો આ વાટાઘાટ સાંભળતો હતો. બધા હુકૂમતરાયને સમજાવી ન શક્યા ત્યારે તે બોલી ઊઠયોઃ " અમે બધા એક થઈ જઈ, જે નાણું હાથમાં આવશે તેના ભાગ અમારી મેળે કરીશું. અને તું જો આજે અમારી જોડે રહેવા હા નહીં પાડે અને કોર્ટે ચડશે, તો પછી ગમે તેમ થાય પણ અમારા મંડળમાં તને દાખલ નહીં કરીએ. સાથે એટલું પણ યાદ રાખજે કે......મિલ લિક્વિડેશનમાં ગઈ છે, તેનો તું પણ ડિરેકટર છે. શેઠ સાથેનો તારો સંબંધ તું ભૂલી જાય છે, તો અમે પણ શેઠનો મિલ સાથેનો સંબંધ ભૂલી જઈશું. મિલ બાબત શેઠને હવે કોઈ પૂછી શકે એમ નથી. તને કેટલે દરજ્જે કનડવો તે અમારા હાથમાં છે."

'વાર્યું ન કરે તે હાર્યું કરે.' મિલનું નામ સાંભળી હુકૂમતરાયના હાંજા ગગડી ગયા. જે માણસ આ વાક્ય બોલ્યો હતો, તેની પાસે એ મિલના ઘણા શેર હતા. બાંધી મુદત માટે ડિપૉઝિટ પણ સારા હતા. મિલ લિક્વિડેશનમાં ગઈ એટલે ભાગીદારોનું વધારે વળે એમ તો નહોતું, પણ તેમાંનો કોઈ કંઈ પણ બહાને ડિરેકટરને હેરાન કરવા માગે તો થઈ

શકે એમ હતું. હુકૂમતરાયને બીજી મિલો જોડે પણ સંબંધ હતો. વળી તે મિલોના શેરોને પણ ઉંચા લઈ જવા કે નીચે બેસાડવા, તે કંઈક અંશે ખૂણામાં બેઠેલા ધનાઢ્ય વેપારીના હાથમાં હતું. તેથી વધારે ગડબડ ન કરતાં હુકૂમતરાયે બાર આની લઈ સંતોષ માનવા કબૂલ્યું.

આ પ્રમાણે લહેણદારો જોડે પતાવટ કરી, ચંદ્રરાવ નિરાંતે બેઠો નહીં. શેઠનાં કુટુંબનું શું કરવું, એ પણ મોટો સવાલ હતો. મુંબાઈમાં રહી તેઓ તેમનો નિર્વાહ ચલાવી શકે એ અશક્ય હતું. મુડી પણ કેટલી રહેશે તે સમજાતું નહોતું. શેઠાણીનું પોતાનું સ્ત્રીધન કંઈ હતું નહીં. લગ્ન પ્રસંગે કન્યાને ઉચ્ચ જ્ઞાતિઓમાં અપાતું પલ્લું, એ કેટલીક વખતે કેવું ઉપયોગી અને વહાલું થઈ પડે છે, તેનો ખ્યાલ સુજ્ઞ વાચકને હશેજ. શાસ્ત્રકારોએ પલ્લાં પર સ્ત્રીની હયાતીમાં કોઈનો હક્ક ગણ્યો નથી. તે મરજી માફક તેનો ઉપયોગ કરી શકે, ને ગમે તેને આપી શકે. તેના મૃત્યુ પછી પણ તેનાં સંતાનોનો તેના પર પ્રથમ હક્ક છે. પ્રજા ન હોય તોજ બીજો કોઈ તેના પર દાવો કરી શકે. પિતા હોય નહીં ને પુત્ર માતાથી વિરુદ્ધ ચાલે, તો વિધવા માતા પોતાનો નિર્વાહ સ્વતંત્રતાથી તે પર કરી શકે. વળી મૃત્યુ પછી તેની ચાકરી ઊઠાવનારને તે ધન આપી જાય તો પુત્રનું કંઈ ચાલે નહીં. એ પલ્લાંને લીધે હિન્દુ વિધવા ઓશીઆળો અવતાર ભોગવતી નથી. પુરુષવર્ગ પણ પુત્રાદિ ન હોય તો તેના તરફ તિરસ્કાર કે કુદૃષ્ટિ કરતો નથી, ને પ્રસંગ આવે તેને બનતી મદદ આપે છે. પુત્ર હોય તો તેને કંઈક કેળવણી આપવામાં કે તેના લગ્નમાં તે ધનનો ઉપયોગ થઈ શકે છે. પરંતુ શેઠની કોમમાં પલ્લા જેવું સાધન હતું નહીં, તેથી ચંદ્રરાવને એ કુટુમ્બનાં ભરણપોષણ બાબત ઘણી વિટંબણા પડી. ઘરમાં એક પણ વસ્તુ એવી નહોતી કે જેના પર લહેણદાર પોતાનો હક્ક ન લાવી શકે. આથી જેમ બને તેમ ઝડપથી હિસાબ ચૂકવવા તેની મરજી હતી. આખરે છેક રાત પડી ત્યારે ચંદ્રરાવ ઘેર ગયો.

વિપિને પિતાની આજ્ઞાનુસાર મુંબાઈ છોડવા તૈયારી કરી હતી. બીજે દિવસે સવારની આઠની ગાડીમાં તે નૂતનપુર જવાનો હતો. આખા દહાડાના પરિશ્રમથી ચંદ્રરાવને ઘસઘસાટ ઊંઘ આવી ગઈ. સૂર્યોદય પહેલાં ટેવ મુજબ તે ઊઠ્યો.

સવારની ગાડીમાં જવું, પિતાથી છુટા પડવું, ને ઇષ્ટજનના મેળાપની આશા, એ ત્રણ સંજોગોને લીધે વિપિનને બરાબર ઊંઘ નહોતી આવી. ગાડી રખેને ચૂકી જવાશે એ બીકથી તે વહેલો ઊઠયો, પણ ઘડીઆળમાં પાંચ જોઈ પાછો પથારીમાં પડયો. પછી તેના પિતા ઊભા થયા એટલે તે પણ બેઠો થઈ ગયો. સવારનો વખત જતાં વાર નથી લાગતી. વિપિન સ્ટેશન પર જવાને તૈયાર થયો. જતાંજતાં તેણે પિતાને પ્રણામ કર્યા અને પિતાએ આશીર્વાદ દીધો.

" પિતાજી, હું જા... " એટલું બોલતાંબોલતાં વિપિનનો કંઠ રુંધાઈ ગયો. વાક્ય પૂરૂં ન થઈ શકયું.

ચંદ્રરાવનું હૈયું પણ ભરાઈ આવ્યું. પુત્ર, પુત્રી તથા મિત્ર, એ ત્રણ સિવાય તેનું દુનિયામાં કોઈ હતું નહીં. તેમાંથી પુત્રજ તેની પાસે રહી શકે એમ હતું. તે પુત્રને પોતાનાથી દૂર કરવો, એ વિચાર તેના હૃદયને બહુ સાલ્યો. તેને કંઈ પણ વારસો આપી શકાશે નહીં, તેનું એને ઝાઝું દુઃખ નહોતું. હકૂમતરાયના જેવા ઘરસંસાર મુંબાઈમાં ઘણે ઠેકાણે તેણે જોયા હતા. શેઠીઆઓના વારસોમાંથી સોમાં વીસજ સન્માર્ગે જતા, તે તે જાણતો હતો. વળી વિપિનના ચારિત્ર્યની કસોટી, તેને દુઃખ નહીં પડે ત્યાં સુધી બરાબર નહીં થાય, એવું તેના મનમાં હતું. અલબત્ત, આવો પ્રસંગ આવ્યો ન હોત, ખરી અમીરી રીતે એના ધનનો ઉપયોગ થવાનો ન હોત, તો એ ધન ભિખારીઓને આપી, વિપિનને રખડતો કરી, તેના ચારિત્ર્યની પરીક્ષા લેવા તેનો વિચાર નહોતો!

"વિપિન, નૂતનપુર સુખેથી જા. પણ પત્ર લખતો રહેજે. કામના રોકાણમાં હું ઉત્તર મોડો આપું, તોપણ તું લખજે. જરાય મુંઝાતો ના. તારી જરૂર હશે ત્યારે તને તેડાવીશ. સત્ય અને નિડરતાથી વર્તન ચલાવજે. બિરિજની સલાહ પ્રસંગ આવ્યે લેજે. પ્રભુ સૌ સારૂંજ કરશે."

"તમારી આજ્ઞા માથે ચડાવીશ" એમ કહેવા જતો હોય, હૈયે હતું તે હોઠેથી બોલાતું ન હોય, એવું વિપિનની મુખમુદ્રા પરથી જણાયું. તેણે ફરી પિતાને પ્રણામ કર્યા અને ચંદ્રરાવ તથા વિપિન છુટા પડ્યા.

---

# પ્રકરણ ૨૧

## બિરિજચંદ્રનો શોક

"એકજ આજ્ઞા, એકજ દૃષ્ટિ,
એકજ ભક્તિ, સર્વ સ્થળે,
રાજયોગી રચી ચાલી ગયા, પણ
ઇષ્ટ છબી પાછળ રવડે."

ગોવર્ધનરામ

બિરિજચંદ્રને દિવાન થયાને દોઢેક માસ થઈ ગયો છે. તેનું કુટુંબ મોટું હતું. વળી વતનમાં દિવાનપદ મળેલું, એટલે આઘાપાછાના પણ તેને પોતાના સગામાંજ ગણતા. બિરિજચંદ્ર ન્યાતીલાઓને જેમ બને તેમ ખુશ રાખતો. તે જાણતો હતો કે ન્યાતની ઇર્ષ્યામાં ઓછા આવીએ તેમ સારૂં. વ્યાવહારિક બાબતોમાં બધાને ખુશ રાખનાર રાજદ્વારી બાબતોમાં પોતાનાને દૂર રાખતો. પરંતુ ઉચ્ચ શિક્ષણ લીધું હોય તેને રાજ્યમાં દાખલ કરતાં અચકાતો નહીં. સાધારણ બેપાંચ ચોપડી ભણેલાઓને તે નોકરી આપતો નહીં. આનું એક કારણ હતું. તેના પર વગ લાવનારને એ કારણ પોતે કહી દેતો. "હું સારા હોદ્દા પર છું તેથી બધાનેજ રાજ્યમાં નોકરી અપાવું, તો કોઈને, ને ખાસ કરી મારાં સગાંઓને, ઉંચી કેળવણી લેવાની દરકાર નહીં રહે. 'નોકરી તો મળશેજ' એ આશાથી બાળકો અભ્યાસમાં ધ્યાન નહીં રાખે. ડાહ્યા માણસોને આ કારણ જાણી સંતોષ થતો અને નકામી સિફારસ તેની પાસે આવતી નહીં.

તેના કારભારમાં કોઈ પણ રીતની ખામી કાઢવી એ મુશ્કેલ હતું. રાજા ને પ્રજા બન્નેને તે ખુશ રાખતો. બન્નેની તેના પર મમતા હતી. સુજનસિંહને એક વાર વિનોદમાં તેણે કહ્યું: "મહારાજ, મહાકવિ શેકસપિયરે લખ્યું છે કે 'જે નર ધારે શિર પર તાજ, નિદ્રાસુખ નહીં તેને કાજ.' પણ મારો નમ્ર મત તો એવો છે કે રાજા કરતાં દિવાન વધારે દુઃખી છે. તેની સ્થિતિ એક સ્ત્રીને બે ધણી હોય તેના જેવી છે. તેને બન્નેને

રાજી રાખવાના. અને એ તો નક્કીજ કે રાજા ખેંચે ગામ ભણી, ત્યારે પ્રજા તાણે સીમ ભણી. બેમાંથી એકનું મન ઉંચું થાય તો તેમાં તેનો દમ નીકળી જાય. બેઉ પોતાના હક્ક વાસ્તે દિવાનને જોખમદાર ગણે. એક મ્યાનમાં બે તલવાર રાખતાં બેમાંથી એકને જરાક વધારે ધસારો પહોંચે, તો તલવાર ઉડીને દિવાનનું કાટલુંજ કરે!"

સુજનસિંહે આનો જવાબ વાળ્યો કે "દુઃખી કોણ એ સમજવું સહેલ નથી. સૌ પોતાને દુઃખીજ ગણે છે. જે સ્થિતિમાં માણુસ હોય તેનાથી બીજી સ્થિતિ એને વધારે સુખી લાગે છે. તે સ્થિતિમાં એને મૂકયો હોય તો તેને વધારે દુઃખી ગણવા તૈયાર થાય! રાજાને પણ એક મ્યાનમાં બે તલવાર સમાવવાની નથી? એક રાજસત્તા અને બીજી તેની પ્રજા. સત્તા સાચવવા જતાં પ્રજા ચગદાઈ જવી ન જોઈએ, ને પ્રજાને રીઝવવા જતાં સત્તા ખોવી ન જોઈએ. 'યથા રાજા તથા પ્રજા' એમ કહેવાય છે. યથા પ્રધાન તથા પ્રજા, એવું સાંભળ્યું છે? રાજાથી ભૂલ થઈ, તો પેઢી દર પેઢી એ ભૂલ ભૂલાવાની નહીં અને કુળને માથે કાળી ટીલી ચોંટવાની. સાર એટલોજ, કે જે માણુસ સત્યને વળગી રહી, પ્રભુ સિવાય કોઈનો ડર ન રાખતાં, પોતાનું કર્તવ્ય કર્યો જાય છે, તેજ સુખી છે."

બિરિજચંદ્રની આવી જાહોજલાલીના વખતમાં વિપિન પણ મુંબાઇથી અહીં આવી પહોંચ્યો હતો. તેને આવ્યાને થોડાક દિવસ થયા છે. ગામમાં ઘણેખરે ઠેકાણે લગ્નની ધામધુમ ચાલી રહી હતી. બિરિજચંદ્રને ત્યાં પણ આ વખતે તેની પુત્રીનાં લગ્ન કરવા વિચાર ચાલ્યો હતો, પરંતુ તે હાલ માંડી વળાયો હતો. ગામમાં થોડીથોડી વારે, વાજાં ત્રાસાં વગેરેનો અવાજ સંભળાતો હતો. કેટલાકને ત્યાં તો માત્ર બેત્રણ દિવસ પછીજ મુહૂર્ત હતું. મંડપો બંધાઈ ચૂકયા હતા, ખાવાપીવાની તૈયારીઓ કરી મૂકવામાં આવી હતી. એટલામાં થયાં તે થયાં ને બાકીનાને ત્યાં વિક્ષેપ આવ્યો.

સુજનસિંહ મહારાજની તબીઅત થોડોક વખત થયાં બિમાર ચાલ્યાં કરતી હતી. નહીં જેવી બિમારીને તે મહારાજા લેખવતાજ નહીં. માથેરાન જવાનો પોતે વિચાર કરેલો તેનું આજ કારણ હતું. ડાકટરોએ તેમને દવા લેવાની ભલામણ કરેલી, પરંતુ બહાર કંઈ રોગ જણાતો

નહોતો એટલે તેમ કરવા તેઓ રાજી નહોતા. આખરે હવાફેર કરવાથી ઠીક થશે, એમ ધારી માથેરાન ગયલા. અંદરનો રોગ ધીરેધીરે બહાર આવવા માંડયો. મહારાજ ખાટલાવશ થયા. મંદવાડ ઝાઝો ભોગવ્યો નહીં, અને ઓચિંતો તેમણે દેહ મૂકયો.

આખા રાજ્યમાં ખબર ફેલાઈ ગઈ. સમસ્ત પ્રજા ગમગીનીમાં પડી. સૌને ઘેર લગ્ન અટકયાં. શોક પાળવાને જાહેરનામાં ચોઢવાની જરૂર ના પડી. લોકોની તોરાવાળી લાલ પાઘડીઓની જગા સાદા અને સફેદ ફેંટાએ લીધી. બાળકો સુદ્ધાં કસબી કે રંગીન ટોપી ઉપર ધોળો રૂમાલ વીંટાળી ફરતાં દેખાયાં. ગામમાં જ્યાંત્યાં એકની એકજ વાત ચાલી. ઘણાઓ વાત કરતાં ગળગળા થઈ જતા. બિરિજચંદ્રના તો સોએ વહાણુ ડુબી ગયાં હતાં. મહારાજાની શાંતતા, ગંભીરતા, દૃઢતા. નિપુણતા, કુશળતા, અને વીરતાનાં અનેક દૃષ્ટાંત તેની આંખ આગળ ખડાં થઈ, તેના હૃદયને વલોવી નાખતાં હતાં.

જરાક વારમાં મહેલ આગળ લોકોની જબરી ઠઠ ભરાઈ ગઈ. અસંખ્ય લોકો ત્યાં ઉભરાવા માંડ્યા. સુજનસિંહ મહારાજનાં શબને પાલખીમાં પધરાવવામાં આવ્યું, એટલે રાજ્યના શિરસ્તા મુજબ ઘોડેસ્વારની ટુકડીઓ, પાયદળ વગેરે આગળ ચાલવા માંડયાં. રાજયમાં દશેરાની સવારી નીકળતી ને જે લશ્કર જતું તે આજ. દરેક સિપાઈનો પોશાક પણ તેનો તેજ. છતાં એ સરઘસ જોઈ સ્ત્રીઓ આજે આંસુ સારતી હતી. પુરુષ કોઈ ઘરમાં હતોજ નહીં. પાલખીની પાછળ શોકાતુર અને ફીક્કા મોંએ સૌ મરદો ચાલતા હતા. કેટલાક બાળક માફક રોતા પણ હતા.

સિપાઈઓએ હમેશની પેઠે પોતાનાં હથિયાર ઝાલ્યાં હતાં, પરંતુ તેમના ચહેરા પણ લેવાઈ ગયા હતા. એકેએકની આંખમાં પાણી હતાં. લશ્કરી વાજું શોકસંગીત વગાડી રહ્યું હતું. તેમાં પણ રણશિંગડાંનો હૃદયભેદક અવાજ, જડ અને ચેતન દરેક વસ્તુ પર અસર કરતો હતો. બિરિજચંદ્રથી આ અવાજ વધારે વાર ખમાયો નહીં. બીજાઓથી પણ ખમાતો નહોતો તે એ સમજી ગયો. યુવરાજની આજ્ઞા લઈ તે તેણે બંધ કરાવ્યું. આખરે સરઘસ સ્મશાનમાં પહોંચ્યું. યુવરાજ મનોજકુમારે

રાજગુરુના કહ્યા પ્રમાણે, કુલાચાર અનુસાર ચંદનકાષ્ઠની ચિતામાં, શબને અગ્નિદાહ કર્યો. પછી સૌ પાછા ફર્યા.

વિપિનને આ બધું નવુંજ લાગ્યું. મુંબાઈના અનુભવ આગળ આ કંઈક ઓર દેખાયું. ત્યાં કોઈ મોટા માણસનું મરણ થયું હોય, પછી તે ગમે તેવો હોય, તોયે થોડાઘણા મળી સભા ભરી, શોક જાહેર કરે. મળ્યા હોય પચ્ચીસ અને રિપોર્ટમાં કહેવાય ગંજાવર જાહેર સભા ! કોઈને માન આપવું હોય, તો તેનાજ ઘરમાં ચારપાંચ મળી નક્કી કરે, પછી જાહેરખબર અપાય, ઉઘરાણું થાય, અને તેમાં સૌથી વધુ ફાળો જેને માન આપવાનું હોય તેનોજ ના હોય, તો મોટું નસીબ. માનપત્ર તેની દેખરેખ નીચે તૈયાર થાય, શબ્દરચના તેની મરજી મુજબ ગોઠવાય ! આ બેઉ જાતના તમાશા કેટલીક વાર તેણે મુંબાઈમાં જોયલા. નૂતનપુરમાં ન મળી સભા, ન અપાયાં ભાષણો, ન હતો રાજ્ય તરફથી હુકમ, છતાં પ્રજાએ પોતાનો ધંધોરોજગાર મૂકી દુકાનો બંધ કરી, ને વગર પૂછયે સાચો શોક દર્શાવ્યો. આ જોઈ વિપિનના મોંમાંથી નીકળી પડયું કે " આનું નામ શોક. બાકી વ્યવહારની રીતિથી બીજાને મનાવવાને પળાય તે શોક નહીં, પણ શોખ. "

સુજનસિંહને એક કુંવર હતો, એટલે રાજગાદી બાબત કંઈ ખટપટ જાગવાનું કારણ નહોતું. પોલિટિકલ એજન્ટે સરકારમાં લખ્યું અને કેટલાક દિવસ વીત્યા પછી ત્યાંથી પરવાનગી આવી. વિપિન આ પરવાનગીની વાત સાંભળી અકળાઈ ઊઠયો. " શું આપણને છે, એટલી પણ સ્વતંત્રતા આપણા રજવાડાઓને નહીં ? આપણી મિલ્કતનો વારસ આપણે નીમી શકીએ, અને રાજાને તેટલો પણ હક્ક નહીં ? ત્યારે એ રાજા નામનાજ કેની ? એક સાધારણ માણસને જે હક્ક છે, તે એમને શા વાસ્તે મળવો ન જોઈએ ? રાજગાદી લેતા પહેલાં આમ મંજુરી મંગાવવાનું કારણ શું ? "

" ભાઈ, એ તો બધું ' ફૉરમલ. ' સંધિના કોલકરાર પ્રમાણે થાય. " કાયદાથી અજાણ મિત્રમને ખુલાસો કર્યો. " બાકી એઓ ક્યાં ના પાડવા માંગે છે, કે તેમને રાજ્ય સોંપવા ના કહે છે ? "

"તે બધું મને માલૂમ છે. આપણે પણ ફાવટ આવશે ત્યારે બધુંએ ' ફૉરમલ ' ગણી લઈશું." વિપિને દાંત પીસ્યા.

દેશાભિમાન સામે વાંધે શો કાઢવો? એટલે મિત્રમને બીજાજ વિષય પર વાત શરૂ કરી.

"વિપિનભાઈ, એક બાબતમાં મારે તમારી સલાહ લેવી છે. તમારી પાસેથીજ મેં કંઈક જાણ્યું હતું તે વિષે તમને હરકત ન હોય તો પૂછું."

"ખુશીથી કહો. મને જે સુઝશે તે કહીશ."

"હુકૂમતરાયના સંબંધમાં કંઈ વાતચિત આપણને થયલી, તેનું પ્રતિચિત્ર મારા ઘરમાં બરાબર હું જોઉં છું. હાલ તો ઇશ્વરકૃપાથી પૈસેટકે સુખી છું, બાકી મારો સંસાર કેમ ચાલત તે હું સમજી શકતો નથી. મારી જોડે ને બીજા જોડે ચાતુરિકા ફૅશનનીજ વાત છેડે છે"

"ચંપક અને ચાતુરિકામાં જરા ફેર છે." વિપિને દિલાસો દેવા સમજાવ્યું. "હજુ નાની છે. છેક ઉદ્ધત થઈ નથી. એને અત્યારથી રસ્તા પર લાવશો તો આવી જશે. સંભાળવાનું એટલુંજ કે વિચારીને કામ લેવું, જીદ ન કરવી. એ એની મેળે આપણી થાય એમ કરવું. ઉતાવળા થવું નહીં. એક વાર માફ કરી બીજી વાર તેમ ન થાય એવા ઉપાય યોજી મૂકશો, તો હજી સુધરે એમ છે. ' ટીપેટીપે સરોવર ભરાય. ' "

"બધું તો ખરૂં, પણ મને એના વાળ હોળવાની રીત જરા પણ પસંદ નથી પડતી. જરા વાંકું હોળતી હોય, કે ઉંચે લેતી હોય તે તો ખેર પરંતુ આ તો મુંબાઈની કેટલીક પારસણોની માફક મોટો જથો કપાળ આગળ રાખી, તેને ઢાંકી દે છે. જાણે મોટી એક ઘટા! મને તો એનું નામ શું આપવું તે પણ સુઝતું નથી. નર્યું વાનર જેવુંજ લાગે છે."

વિપિનને હસવું આવ્યું. "ભાઈ, એ તો વીસમી સદીની ફૅશન છે. પછી નરની કે વાનરની. સાહિત્યમાં પ્રગતિ થઈ હોય કે વિજ્ઞાનમાં શોધ થઈ હોય અને જેમ મોટાઈ માનવામાં આવે છે, તેમ ફૅશનમાં પણ થાય છે. કદાચ આને પણ વિજ્ઞાનનો એક ભાગજ ગણતા હશે! હુકૂમતરાયને ત્યાં એક શીરીનબાઈ આવે છે, તેમની પાસેથી ચાતુરિકા આ શિખી હશે. પણ હાલ કંઈ કહેશો નહીં. દાવ આવે સોગઠી મરાશે."

રજા આવ્યા પછી શુભ મુહૂર્ત જોઈ મનોજકુમાર રાજ્યાસન પર બેઠા. રાજ્યમાં તે દિવસે પુષ્કળ ધામધુમ થઈ. ઘેરઘેર મહોત્સવ પળાયો. બારીએ, ઓટલા પર, ઘરમાં, જાહેર રસ્તા પર, બધે રોશની થઈ. સૌથી વધારે ઠાઠ રાજમહેલમાં કરવામાં આવ્યો હતો. આવા આનંદના પ્રસંગમાં પણ, કેટલીક જગાએ શોકની છાપ થોડીઘણી રહી હતી. સરદારોને કુંવરનો રાજપુત્ર તરીકે અનુભવ હતો. સુજનસિંહ મહારાજ જેવો તે નીકળશે કે કેમ, તે બાબત તેમને ચિંતા હતી. બિરિજચંદ્ર અંતરનો ઉંડો શોક ઢાંકવા મથતો હતો છતાં તેના મોં પર ઉદાસી દેખાઈ આવતી હતી.

રાજકુંવરને પણ પિતાને માટે એટલું માન હતું કે તેને સુદ્ધાં જોઈએ તેવો હર્ષ આજે નહોતો થતો. સવારે આઠ વાગ્યે રાજ્યાભિષેકનું મુહૂર્ત હતું. રાજ્યાભિષેક થયો ત્યારે એકવીસ તોપ છોડવામાં આવી. પછી નિશાળોમાં બરફી વેંચાઈ, ગરીબોને દાન અપાયાં, ને કેટલાક કેદીઓને મુક્ત કરવામાં આવ્યા. રાતે આતશબાજી ફોડવામાં આવી. આમ શહેરમાં સર્વત્ર આનંદ વર્તી રહ્યો.

આ પ્રમાણે સુજનસિંહના કુંવર મનોજકુમારના હાથમાં રાજ્યની લગામ આવી. તેના કારભારનું દિગ્દર્શન કરવા વાંચનાર, થોડો સમય વીતી જવા દે. હમણાં તો મિત્રમનના ખાનગી ઓરડામાં વિપિન સાથે તું પ્રવેશ કર.

“ તમે ઠીક વખતે આવી પહોંચ્યા.” મિત્રમને આવકાર આપ્યો.

“ લો, વિપિનભાઈ તો તમારાજ વિચારના છે. મારા ભાઈ જોડે દરરોજ એ તકરાર કરતા.” ચાતુરિકાએ કહ્યું.

“ તારી ઇચ્છા હોય તો હું ચાલ્યો જાઉં.” વિપિને વિનોદમાં પૂછ્યું.

“ ના ના, બેસો.”

“ પણ ઠીક ત્યારે, વિપિનભાઈ અને તારા ભાઈને તકરાર થતી તેમાં મહાત કોણ થતું ?”

“ ઘણુંખરૂં, મારો ભાઈ. કોઈક વાર તે ભૂલ કબૂલ કરતો, ને કોઈક વાર મૂંગો થઈ જતો.”

“ એ બધું એકનું એક, પણ તું તારા ભાઈ કરતાં સવાઈ લાગે છે ! હમણાંજ તું એમ કહેતી હતી ને કે મારા ભાઈ હોય તો તે તમને જવાબ દે ?”

ચાતુરિકા તરફથી જવાબ ન મળ્યો.

"તમે બે જણ સમસ્યામાં વાતો કરો છો, વચ્ચેવચ્ચે મને સંબોધો છો, માટે કહો તો ખરાં, શી વાત ચાલે છે?" વિપિને પૂછ્યું.

"ભાઈ, એ તો હાલની ફૅશનની વાત ચાલે છે." મિત્રમન બોલ્યો.

"છીએ તેના કરતાં વધારે દરિદ્ર થવાની નિશાની. પૈસાદારનું જોઈ ગરીબ પણ શિખ્યા છે." વિપિને પોતાનો મત આપી દીધો.

"હું ક્યાં કહું છું કે બધાએ ફૅશનમાં રહેવું! જેની પાસે સાધન હોય તે રહે." ચાતુરિકાએ દલીલ કરી.

"લોકોને કહેવું પડતું નથી. તે તો મોટાનું જોઈ અનુકરણ કરે છે. ચાતુરિકા, સભાકાકીને તેં જોયાં છે ને? એમને વાસ્તે તારો શો અભિપ્રાય છે?"

"મને તો એનો ખટરાગ આ ઉમ્મરે ગમતોજ નથી. એમને તે આમ હોળવું શું, આમ પહેરવું શું? છે પણ રૂપનો ભંડાર!"

"તું એમને મોટી ઉમ્મરનાં લેખે છે, પણ એમના મનમાં એમ હોય ત્યારે કેની? રૂપમાં તો એ પોતાને રંભા જેવાંજ ગણતાં હશે."

ચાતુરિકાને કાકીનું રૂપ સાંભરવાથી તથા તેનાં વખાણ વિપિનને મોંએ સાંભળવાથી પેટ પકડી હસવું આવ્યું. "વિપિનભાઈ, કાકીને છોકરી હોત, તો જરૂર તમારે વાસ્તે હું માગું કરત. એમને માટે તમને આવો ઉંચો મત હશે, તે તો મેં આજેજ જાણ્યું. બાકી આ એમનું રૂપ, એમના માથા પર વાળની ઘટા, ને તે હોળવાની એમની છટા જોઈ, મને તો કાળા મોંના વાંદરા જેવું લાગે છે."

"ને અહીં બધાં સફેદ મોંના." મિત્રમન જે આટલી વાર મૂંગો બેઠો હતો તેનાથી રહેવાયું નહીં, તે બોલી ઊઠ્યો.

"ગમે તેમ પણ લાલ મોંના વાંદરા કરતાં સારાં." વિપિને જુદોજ સૂર કાઢ્યો. તે તો જે વસ્તુ જુએ તે પર તરાપ મારે, ગમે તે રીતે તેની પાસેથી પડાવી લે, ને ખાધે પીધે ધરાયજ નહીં. ચાતુરિકા, તારી પ્રશંસા તો તેં આડકતરી રીતે ઠીક કરી. દેખાવમાં સારૂં હોય તે આમ ભલે પહેરે, હોળે, એ તારી દલીલનો સાર, ખરૂંને? ત્યારે પાપ બિચારાં કુદરતે

જેને કદરૂપાં બનાવ્યાં હોય તેણે કરેલાં. ખરૂં જોતાં, ગમે તેમ કરી સારાં દેખાવાની જરૂર તો એવાંને છે. એક હકક એક સ્ત્રીને મળે અને બીજીને ન મળે તો ઇર્ષ્યાનું મૂળ કેવું નંખાય ? બહેન, બહારના ડોળદમામ તો જેમ હદમાં હોય તેમજ સારૂં."

ચાતુરિકા વધુ બોલી નહીં. અંદરથી તેને એટલામાં તેડું આવ્યું ને તે ચાલી ગઈ. ચાતુરિકામાં સાધારણ રૂપ હતું. સ્વભાવે તે રાંક હતી. કોઈ પણ કંઈ ઝાઝું કહે તો તરતજ રોઈ દેતી. તેના ગયા પછી વિપિને મિત્રમનને કહ્યું. "ઉતાવળે આંબા પાકે નહીં. આજની વાતચિતથી શી અસર થાય છે તે જોવાનું છે. એ સુધરશે એમ મને તો આશા છે."

ચાતુરિકા અત્રે આવી ત્યારથીજ તેનામાં સહેજસાજ ફેરફાર થવા માંડયો હતો. આવી વાતચિત તેમાં વધારો કરતી. એકજ પ્રસંગ તેનું કારણ નહોતું. તે નવી જગામાં આવી હતી, નવા મંડળની તેને સંગત થઈ હતી. મુંબાઈ અને નૂતનપુરના વાતાવરણમાં ઘણો ફેર હતો. હકૂમતરાય તથા બિરિજચંદ્રના ઘરનાં શિક્ષણ જુદી તરેહનાં હતાં. મુદ્રિકા અને શિશિર બન્નેને પાઠપૂજા સમજીને કરતાં જોઈ, તેવાંજ દેખાવાની ઇચ્છાથી તેને સંસ્કૃત પર રુચિ થઈ હતી. નાનાં સ્તોત્રો તેણે મોંએ કર્યાં હતાં. તેનો અર્થ ન સમજતી તો પતિને કે નણંદને પૂછતી. દિવાનનું ઘર, એટલે પૂજાના ઠાઠમાં તો ખામીજ શી હોય ? એ ઠાઠ જોઈ તેના બાળક મનને આનંદ થતો, અને તેમ થતાં તેને ભક્તિભાવ ઉપજ્યો. નણંદ કે સાસુ જોડે બહાર જતી તો તેમની માફક પહેરવા હોળવાનું તેને મન થતું. શિશિર એ વૃત્તિને પુષ્ટિ આપતી. જે રંગનું પોતે પહેરતી તેજ રંગનું ભાભીને પહેરવા તે કહેતી. તેની પાસે તેવું ના હોય તો પોતાનું આપતી. નણંદભોજાઈનો સંબંધ આથી ગાઢ થયો. સ્ત્રીઓ કંઈ પણ પહેરે તે કેવું લાગે છે તે વાસ્તે પોતાના કરતાં બીજાના અભિપ્રાય ઉપર વધારે આધાર રાખે છે, તેમ ચાતુરિકા એ બાબતમાં નણંદનો અભિપ્રાય લેતી. આવા સહવાસથી બન્નેનો સંબન્ધ વધતો ગયો.

મોટા ઘરની લાડમાં ઉછરેલી અભણ ચાતુરિકામાં બેએક ખોડ રહી ગઈ અને તે છેવટ સુધી ગઈ નહીં. કંઈ પણ ચર્ચા ચાલે તેમાં તે

પોતાનો અભિપ્રાય દર્શાવવા ચૂકતી નહીં. હું બધું જાણું છું, બધું સમજું છું, એ ખ્યાલ મનમાંથી ગયો નહીં. વળી, તેને કોઈ પણ બાબતમાં પૂછવામાં ના આવતું તો તેને માઠું લાગતું. તેની ભલી સાસુ તો નાના બાળકનો પણ અભિપ્રાય લે એવી હતી. શિશિર પણ ભાભીનો સ્વભાવ ટુંક વખતમાં કળી ગઈ અને પછી દરેક કામમાં તેને મોટાભા કરવા લાગી. આથી બન્નેને બહુ સારૂં બનતું. બીજું, ચાતુરિકા કુથલીની ઘણીજ ચડસીલી રહી. સૌનું નહીં જેવું પણ જાણવાજણાવવા તે ઇંતેજાર રહેતી.

તેણે ધીરે રહીને પોતાની બહેનને મળવાનું ઓછું કર્યું. હવે ચંપક જોડે વાત કરવામાં તેને બહુ આનંદ પડતો નહોતો. આથી ચંપકને ખોટું લાગી આવતું. નાની બહેનને પૈસાનું અભિમાન આવ્યું છે, એમ એ ધારતી. તેના પર એને ઈર્ષ્યા આવવા લાગી. તેનું સુખ એનાથી ખમાયું નહીં અને એ ઈર્ષ્યાનું ફળ બીજાને ખમવું પડયું.

આણી તરફ, વિપિનનો પરિચય શિશિર જોડે દિવસેદિવસે વધવા લાગ્યો. શિશિરને તેની જોડે વાત કરતાં લજ્જા ઉપજવા માંડી. વિપિન તેની જોડે વાત કરતાં ખંચાવા લાગ્યો. કેટલીક વાર એકલો પડયો નિસાસા મૂકતો ને વિચારતરંગમાં ગોથાં ખાતો: “અરે! આ દેવાંગના માટે મોજીલાલ કોણે શોધી કાઢયો હશે? એમને તેના વર્તનની ખબરજ નહીં હોય, કારણ એ લોક જાણી જોઈને દીકરીને ખાડામાં નાંખે એવા નથી. હું આ બાબત કોનેકોને ચેતાવું? મિત્રમન થોડેઘણે અંશે જાણે છે. પણ હવે તો તેને પણ મારાથી કંઈ કહેવાય એમ નથી. મારા સ્વાર્થ ખાતર હું બોલતો હોઈશ એમ વખતે તે ધારી લે. મૂગા બેસી રહેવું એ પણ ઠીક નથી, કેમકે તેમ કર્યાથી શિશિર દુ:ખી થશે. એ મને ચહાય છે કે નહીં, તેની સમજ પડતી નથી. એના લગ્ન આ વરસે ન લેવાયાં તેમાં શું? હાણુ નહીં તો પહોર એને પરણાવવામાં આવશે. પરણવું તો એનીજ જોડે નહીંતર...” આંખ આગળથી શિશિર પસાર થઈ હોય એવો વિપિનને ભાસ થયો.

---

# પ્રકરણ ૨૨

## સભાકાકી વાતચતુર ને નિંદાત્તેજકળા

**दुर्जनो ह्यणुमात्राणि परच्छिद्राणि पश्यति ।**
**आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यति ॥***

પ્રિય વાચક, ચંદ્રરાવના પિતાના મરણ પ્રસંગે અનુઆના રોદનને ઢોંગ કહેનારીને મેળાપ તથા ઓળખાણ કરાવવાને સમય હવે આવી પહોંચ્યો છે. તે વખતે તેની ઉમર ઉછરતી હતી, આજે તે વયે પુખ્ત થઈ હતી. જુવાનીના મદમાં છકેલી સભાકાકી મોટપણે પણ તેવી ને તેવીજ રહી. મૂળથી ટેવ પડેલી તે ક્રમે કરી ગઈ નહીં. તેને થોડો વખત થયાં વૈધવ્ય પ્રાપ્ત થયું હતું; પણ વિધવા છતાં તે સધવા જેવીજ હતી. 'હાલ જાય, હવાલ જાય, પણ ખ્યાલ ન જાય' એ કહેવતને તે નમુનો હતી. પતિ હતો ત્યારે તેને જંપીને બેસવા દેતી નહીં. કાંઈકાંઈ બહાને હંમેશ તેની જોડે કજીઆ કરતી. તે ઘરમાંથી બહાર જાય કે ફાવે તેમ મોજ મારતી. પતિ પાસે પાંચ પૈસા હતા, રળતો કમાતો હતો, પણ પુત્રના લગ્નને ટાણે બેહુદો ખરચ કરી, ઘણી મહેનતે વૃદ્ધાએ સંચેલું ધન તથા કરકસરથી બચાવેલો પતિને પૈસો તેણે વેડરી નાખ્યાં અને તે ઉપરાંત દેવું પણ કર્યું. પતિ એટલામાં ગુજરી ગયો અને ઘર તેને માથે પડયું.

પુત્રનું નામ રતનલાલ હતું અને ખરેખરા તે રતનજ હતા. નાનપણથી માએ તેને માંએ ચડાવ્યો હતો. પિતાની સામે બોલતાં તેને માતાએજ શિખવ્યું હતું એટલે હવે રોકનાર કોઈ હતું નહીં. માતા જ્યારે ત્યારે તેનું ઉપરાણું લેતી. પિતાએ અકળાઈને બોલવું બંધ કર્યું હતું, અને ઘરથી કંટાળી મોતની રાહ તે જોતો હતો. એ ઇચ્છા પ્રભુએ પાર પાડી. 'રાંડ્યા પછી ડહાપણ આવ્યું' ને માતા પછી પુત્ર પર કુરપ બેસાડવા મથી, પણ ફોગટ. મનમાં આવે તેમ તે કરતો. વહુ ગરીબના ઘરની હતી તેને

---

*દુર્જને અણુ જેવાં યે અન્યછિદ્રો જુએ સહી,
બિલ્લાં જેવાંય પોતાનાં, જુએ તોય જુએ નહીં.

દરરોજ સતાવતો. સાસુ પણ વહુને જંપવા દેતી નહીં. હાલતેચાલતે કુંડુ પાડતી અને મહેણાં મારી હંમેશ તેને ઢુંપી નાંખતી. સુખે રોટલો પણ ખાવા દેતી નહીં. વહુમાં તેના પીએરીયાંની ગરીબાઈ સિવાય એક પણ દોષ નહોતો. સભાકાકીને રતનલાલનો વિવાહ બિરિજચંદ્રની કુમારિકા સાથે કરવો હતો, પણ તેમ થવું લગભગ અશક્ય હતું. ન્યાતમાં સૌ કોઈ તેને ઓળખતું હતું. તેના ગુણ ઘેરેઘેર ગવાતા હતા. વરની તાણ હોત નહીં, તો ભાઈને કોઈ દેનાર નહોતું. આમ તેમ વલખાં મારી કોઈ પણ જગાએ ન ફાવી ત્યારે ગરીબનું ઘર શોધી કાઢયું. વિવાહ થયો ને તરત તો વહુને લાડ લડાવવામાં તેણે બાકી ન રાખી, પરંતુ લગ્ન થયાં કે બહુ જોરથી વાળી રાખેલી કમાન બમણા જોરથી કુદી, અને ગરીબ વહુને બહુ સોસવું પડયું. મા અને દીકરો બન્ને જણાં પોતાનો રોષ વહુ ઉપર કાઢતાં. રતનલાલને રળવાનાં સાધન ઘણાં હતાં. મહામહેનતે મળેલી નોકરીમાંથી કુચાલને લીધે પાણીચું મળ્યું હતું, એટલે કોઈને લુટવું, કોઈનું ખાઈ જવું, કોઈનું દબાવી રાખવું, એ ધંધો તેને સહજ થઈ પડયો હતો.

એની માતા પણ આ બાબતમાં એને મદદ આપતી. લગ્ન વખતે ચયલું દેવું પતાવ્યા પ્હેલાં તેનો પતિ ગુજરી ગયો, એટલે માદીકરાએ સંપ કરી માગનારાઓને રોવડાવવાનો ખેલ રચ્યો. માગનારાઓ પારકા હોત તો કોર્ટે ચડત, પણ તેમાંના કેટલાક સગા હોવાથી, ને કેટલાએક પતિના સ્નેહી હોવાથી, કોર્ટે ન ગયા. બાકી નૂતનપુરની અદાલતમાં જુઠાણું બિલકુલ ફાવે એમ નહોતું.

સભાકાકી સવારમાં આઠ વાગે ઊઠી દાતણ કરવા બેસે, ત્યારથી કુથલી કરવી શરૂ કરતાં. ઘરમાં ગંદવાડનો તો પારજ નહોતો. મરજીમાં આવે ત્યારે રાંધતાં. બપોરે હાથ હલવતાંહલાવતાં લોકોને ઘેર જતાં. જ્યાં જતાં ત્યાં એકાદબે કલાક ગાળતાં. વાતમાં, ન્યાતજાતની પડોશીની અને કંઈ ન જડે તો રસ્તે ચાલનારની. બિરિજચંદ્રના ઘરની વાત કરતાં ત્યારે તેના આખા કુટુંબ પર ગાળનો વરસાદ વરસાવતાં. એમની પોતાની વાત લખવા કોઈ ગ્રંથકર્તાને બેસાડયો હોય તો મોટું પુસ્તક લખાય એમ હતું. સાંજ પડે દેવને છેતરવા નીકળી પડતાં. ત્યાં પણ કોઈ ઓળખાણનું મળ્યું

તો મલાવીમલાવીને બધાની નિંદા કરે, હસતાં જાય, ને હાથના ચાળા કરી રસ્તે ચાલનારનું ધ્યાન ખેંચે. ત્યાંથી આવે ઘેર એટલે ત્યાં સહિયરોનો સંઘ ભેગો થાય. સખીમાં વાતચતુર અને શિષ્યમાં નિંદોત્તેજકબા. આ બે જણાં જે દિવસે ન આવે, તે દિવસે ત્રણેને નિર્જલ ઉપવાસ સમજવો.

વાતચતુર સ્વભાવે ભોળી હતી, પણ બોલવાની બહુ ચડસીલી હતી. તેના વાતુડીયા સ્વભાવને લીધે ઘણીક વાર તે ઓઘો બાળતી, ને ન કહેવાનું કહી દેતી. સભાકાકી તેને ભોળવીને વાતો કઢાવી લેતાં, અને પછી તેને મોટું રૂપ આપી ફેલાવતાં. મિત્રમનની માતા અને વાતચતુર મસીઆઈ બહેનો થતી હતી. નાનપણમાં એક પુત્ર મુકી વાતચતુરનો પતિ ગુજરી ગયો હતો, એટલે તે પોતાના જેઠના ઘરમાં રહેતી હતી.

એનો જેઠ કુબેરપ્રસાદ ગર્ભશ્રીમંત હતો. તે રાણા સુજનસિંહનો નાયબ દિવાન હતો. નવાબી રાજ્ય વખતે તેના પૂર્વજોને મોટી દેસાઈગીરી મળેલી. ગામની મૂળ ઉપજ સારી હતી, પણ પહેલાં કરતાં હાલ ઉપજ થોડી આવતી હતી. સુજનસિંહની પદ્ધતિ અનુસાર નૂતનપુરમાં તેમને નોકરી કરવી પડતી હતી. બાકી નોકરી બાબત પોતે બહુ બેદરકાર હતા. મિજાજના બહુ કડક હતા. બિરિજચંદ્ર તરફ તેમને બહુ ભાવ હતો છતાં તેમની જોડે પણ દરરોજ લડતા. તેના કુટુંબમાં તેની વહુ, બે છોકરા, ને બે છોકરી હતાં. વહુ બહુ કહ્યાગરી અને ડાહી હતી. પતિનો પડતો બોલ ઝીલતી, છતાં દેસાઈ તેને વારંવાર વઢતા. કોઈ જોડે તકરાર કરીને આવ્યા હોય, તો તે રોષ નહીં જેવા કારણસર બૈરી પર કાઢતા. વહુ એક પણ શબ્દ સામે બોલતી નહીં. ખરા બપોરે ચંદ્રમા ઉગ્યો છે, એમ દેસાઈ કહે તો તેની હા કહેતી. આટલું છતાં કુબેરપ્રસાદને તેનાથી સંતોષ નહોતો.

છોકરાંઓને પણ દેસાઈ વારેવારે ધમકાવતા. છોકરીઓ સાસરે હતી. નાનો છોકરો સાતેક વરસનો હતો, તેથી ગંભીરના વધારે ભોગ ફરી વળતા. ગંભીર બહેનો કરતાં નાનો હતો. નાનપણથી પિતાનો ત્રાસ જોઈ તે સ્વભાવે ઘણો ગરીબ, શાંત, અને ઓછાબોલો થયો હતો. પેટ ખોલી વાત કરવાને બદલે, મનમાં ને મનમાં બળ્યાં કરવાની તેને ટેવ પડી ગઈ હતી. ગંભીરની માતા તથા બિરિજચંદ્ર દૂરના ભાઈબહેન થતાં હતાં, એટલે

મિત્રમન અને ગંભીર મામાફોઈના ભાઈ ગણાતા. નિશાળમાં બેઉ સાથેજ ભણ્યા હતા, તેથી ગંભીર તેને ઘેર જતો ખરો. પણ તેનામાં અભિમાન છે એમ ધારી લઈ, તેની જોડે જ્યારેત્યારે વાંકું પાડ્યાં કરતો. મિત્રમનને એના ગરીબ સ્વભાવને લીધે એના પર કાંઈક પ્રેમ હતો. પરંતુ તે બહાર કોઈ પણ રીતે જણાય એવું તેનું વર્તન નહોતું.

મિત્રમનને ઘેર જવાથી એને વિપિન જોડે ઓળખાણ થયું. પહેલાં તો એણે તેને પણ અભિમાની ગણી લીધો. વિપિન બી. એ. થયો છે એટલે હાલતેચાલતે પોતાની વિદ્યાનુંજ દર્શન કરાવશે એમ એ માનતો. જેમજેમ સમાગમ થયો તેમતેમ સમજવા લાગ્યો કે બધા બી. એ. વાતચિતમાં પંડિતાઈ બતાવતા નથી. પોતે થોડાબોલો હોવાથી દુનિયાંને અભિમાની ગણનાર ગંભીરને વિપિન જોડે પરિચય તે પછી વધી ગયો. મિત્રમન વાસ્તે કંઈ લાગ્યું હોય તો અડધું તેને કહેતો અને અડધું પેટમાં રાખતો. વિપિન પર એને ઘણીક વાર ખોટું લાગતું. એ તો મોટાનો સોબતી એટલે આપણો ભાવ શેનો પૂછે, એમ ગંભીરને તરત થઈ આવતું, છતાં તેના ઉપર એને પ્રેમ હતો. ગઈગુજરી વિસરવી, એ કોઈ પણ વાર એનાથી બની શકતું નહીં.

વાતચતુર બાળવિધવા હતી. ઘરના કામકાજ તરફ તે ઝાઝું લક્ષ આપતી નહોતી. જેઠાણી સ્વભાવની સારી હોવાથી તેને વધુ કહેતી નહીં. વાતચતુર મુંબાઈ કોઈક વાર પોતાના પુત્રને ત્યાં જતી, પણ ત્યાં રહેવું તેને પસંદ પડતું નહીં, કેમકે ન્યાતજાતની વાતો કરવાનાં ત્યાં સાધન નહોતાં. તેના વાતુડીયા સ્વભાવને લીધે ઘરમાં પણ જેઠાણી આગળ અને ભત્રીજીઓ આગળ નવીનવી વાતો કરી, પતિના ત્રાસથી હમેશની દુખીયારી દેખાતી જેઠાણીને તે હસાવતી ને બધાને આનંદ આપતી. વાતચતુરમાં મોટામાં મોટો ગુણ એ હતો, કે બહાર ભટકવાની ને ગપાટા મારવાની તેને આવી કુટેવ હોવા છતાં, તે એકમાર્ગી હતી. તેનું હૃદય પવિત્ર હતું. પ્રભુ ઉપર તેને ખરી ભક્તિ હતી. આ કુટેવ અને ગુણ એક પાત્રમાં જવલ્લેજ હોય છે. વળી તેની જેઠાણીનું કે તેના ઘરનું કોઈ ભૂંડું બોલતું, તો તેના ઉપર વાઘની માફક ફાળ મારતી. સભાકાકીએ

બેએક વાર દાણો ચાંપી જોયો હતો. એક વાર યુક્તિથી જેઠાણી બાબત ખોટું ભેરવવાનું તેણે કરી જોયું, પણ વાતચતુરના મનમાં તે વસ્યું નહીં, અને ઉલટી તેની જોડે બાઝી પડી. આવી શહેરખબરીની સંગતનો લાભ ખોવાને સભાકાકી રાજી નહોતાં, તેથી વાતચતુરના ઘર સંબંધી વાત તે છેડતાં નહીં. વાતચતુરની આ ડહાપણભરેલી રીતને લીધેજ તે ઘરમાં ટકતી હતી. જો તે સભાકાકીના ચડાવ્યાથી ચડી હોત, તો ઘરમાં કલેશ થાત અને મિજાજી કુબેરપ્રસાદ તે સાંખી શકત નહીં.

વાતચતુર અને નિંદોત્તેજકબાના સ્વભાવમાં આજ મુખ્ય ભેદ હતો. પોતાના ઘરના દરેક જણનું નિંદોત્તેજકબા ભુંડું બોલતી. પોતાની માતા માટે પણ કહેતી કે એ તો નાની બહેનને વધારે લાડ કરે છે, ભાભીને બધું પહેરાવે ઓરાઢે છે, મારૂં તો મોં જોતીજ નથી. ખરૂં જોતાં, દુનિયામાં તે ઊભી શકી હતી તેનું કારણ તેનુ પીએર હતું. ત્યાંથી પાંચ પૈસા મળતા હતા તેથી તેનું ઘર ચાલતું હતું. નિંદોત્તેજકબાના પતિને વેપારમાં ખોટ ગઈ, અને તેને મુંબાઈમાંથી રાતોરાત નાસવું પડયું. ત્યાર પછી અત્રે તે બે વર્ષ થયાં રહેતી હતી. એકજ મહોલ્લામાં રહેનાર સભાકાકી જોડે તેને ધીરેધીરે સંબન્ધ થયો. હાલ થોડો વખત થયાં તેને ચાતુરિકા ઉપર અકળામણ આવવા માંડી હતી. તેની રીતભાતમાં ફેરફાર થયો તે તેનાથી ખમાયો નહીં. ચાતુરિકા બહેનને મળતી ત્યારે ખપ જેટલુંજ બોલતી. આ બે બહેનોની આવી કચકચનું ફળ વિપિન તથા શિશિરને વિના કારણ ખમવું પડયું.

ભોળી ચાતુરિકા વિપિન તથા શિશિર વચ્ચે જે વિનોદ થતો તે બહેનને નિર્દોષતામાં કહી દેતી. શિશિર પોતાની પણ ભાભી થાય એટલે નિંદોત્તેજકબાએ આ વાત કેટલોક વખત તો મનમાં રાખી. પણ આખરે, બહેનની આવજા ઓછી થઈ, ને ભાભી કવચિતજ મળતી, એ અકળામણ બહેન ઉપર ન કાઢતાં ભાભી ઉપર તેણે કાઢી. એનાજ ચડાવ્યાથી બહેન મારી પાસે નહીં આવતી હોય, એનેજ લીધે મારી સાથે રીતભાતમાં પણ બધો ફેરફાર થયો છે, એમ તેણે ધારી લીધું.

સભાકાકી ને વાતચતુર આગળ એક દિવસ આ દુઃખનો ઉભરો નીકળી આવ્યો. "મુંબાઈમાં સહેલ કરનારાને તો આપણી ફિકર કે ચિંતા શેની? અહિં સગી બ્હેન છે તો તેનેજ ક્યાં મારી દરકાર છે? જાણે હું એનું કાંઈ લઈ લેતી હોઉં, તેમ મારાથી નાસે છે. ભાભી તો દિવાનની દીકરી એટલે પૂછવુંજ શું? ભાભીએજ એને આવી કરી મૂકી છે, અને એને શિખવનાર પેલો વિપિન. એ કોણ જાણે કેમ મારી પુઠે પડયો છે! મુંબાઈમાં હતી, ત્યારે ત્યાં પણ મારા ભાઈ જોડે એણે વિરોધ કરાવ્યો. અહીં આવી, તો અહીં પણ એ પીટયો તો ખરોજ. હું એ બધાંને ઓળખું છું. ડાહીડાહી વાતો કરે અને રમકઝમક કરતાં ફરે, પણ એ સૌ કેટલાં પાણીમાં તરે છે તે મને અજાણ્યું નથી તો."

ઘણો વખત અભ્યાસ કરી, બહુબહુ પ્રયાસ આદરી, કંઈકંઈ પ્રયોગો પછી, આખરે વિજ્ઞાનીને એક નવીન શોધ હાથ લાગે અને જે આનંદ થાય, તે આનંદ આ સાંભળી સભાકાકીને થયો. પોતે જાણે બધું જાણતી હોય એવો ડોળ કરી, મલકાતીમલકાતી બોલી: "બ્હેન, તું તો ભોળી ભટાક છે. એ આજનાં ભણેલાંઓને બરાબર ઓળખવાં, તે બહુ અઘરૂં છે. એમને તો મારા જેવીજ ઓળખે. આ વાત કે દહાડાની હું તો જાણું છું, પણ મારા મનમાં કે તારે મોંઢે કહું તો તને ખોટું લાગે. મેં તો બીજું પણ કાંઈ સાંભળ્યું છે, પણ બા, તને કહું તો વધારે ખીજવાય. તારા જીવને ઉકળાટ થાય એવું મારે શું કરવાને બોલવું?

"કાકી, કહો તો ખરાં શું સાંભળ્યું છે તે?"

"આને પણ ખબર હશે. એનો ભત્રીજો ગંભીર વિપિનનો ભાઈબંધ થાય છે, એટલે તેણે કાકીને કહ્યું હશે. પણ બ્હેન, એ કાંઈ આપણને કહે એવી છે? આપણે કહીએ તે બીજાને કહે, પણ આપણી આગળ દિલ ખોલી એ કોઈ પણ વાત કહે નહીં."

"કાકી!" વાતચતુરે પોતાનો બચાવ કર્યો. "ગંભીર મારી જોડે પાધરી વાત પણ કરતો નથી, તો મને ખાનગી વાતો તો શેનોજ કહે? અને તો તમે બોલો છો તેમાં કાંઈ સમજ પડતી નથી."

"જવા દેની બ્હેન, વાત ખરી હોય કે ખોટી. મારૂં અમથું નામ વગોવાય. કર્ણદોષ છે."

"તે હું ક્યાં તમારૂં નામ દેવા જવાની છું?" નિંદોત્તેજકબા કુતૂહલની મારી કરગરી.

રસ્તેથી પસાર થનાર વખતે સાંભળે એવી બીકથી વાતચતુર તથા નિંદોત્તેજકબા જરા પાસે આવ્યાં, અને લોકનાં વગોણાંથી ડરીને ચાલનાર બિચારાં સભાકાકી કાને હાથ દઈને વિચિત્ર અવાજ કાઢી બોલ્યાં: "બહેન, મેં તો એમ પણ સાંભળ્યું છે કે તારા ભાઈનો વિવાહ તોડી નંખાવાનો છે? અને તે વિપિન જોડે થવાનો છે. પછી તો બા, રામ જાણે. મારે એમાં શું ખાવાનું છે?" પછી આંખમાં ઝળઝળીયાં આણી કહ્યું, "મારો તો બા, બહુજ જીવ બળે છે. હું તો એવું કરનારને ચકલેજ મૂકું."

"કાકી, હું પણ કાંઈ જાઉં એમ નથી તો. મારા મોજીલાલભાઈને બીજી સત્તરસો મળશે." નિંદોત્તેજકબાનો મિજાજ ચાલ્યો ગયો.

"હાસ્તો બહેન, એને ક્યાં ખોટ છે?" મોજીલાલની ચાલ પર એણે ટકોર મારી. "ઘર સારૂં, પાસે પૈસો, પછી વાંધો શું? મારા જેવીને દુઃખ. મને આશા આપીને એમણે રોવડાવી. તમને હાથતાળી આપી હવે ફસાવશે. હું તો એ બધાંને નસેનસે ઓળખું છું."

"વગોણા ગેઝેટ"ના તંત્રીનું કામ સભાકાકીનું, અને તેને છાપી પ્રસિદ્ધ કરવાનું નિંદોત્તેજકબા તથા વાતચતુરનું. એક નકલ છપાઈ, કે પછી યંત્ર તેનું કામ કર્યાંજ કરે. આ પ્રમાણે એ ઑફિસમાં તરેહતરેહની ખબરો છપાતી, નવાનવા તારો મૂકાતા, ને તાજા સમાચાર જાહેરમાં આવતા. 'પેટનું બળ્યું ગામ બાળે,' એવી સભાકાકીએ બળતામાં ઘી હોમ્યું અને નિંદોત્તેજકબાને તેના પોતાનાજ ઘરની ફજેતીનું સાધન બનાવી. સભાકાકીને એમાં રજ પણ નુકસાન નહોતું. બે જણને આગળ કરી પોતે આઘી બેઠી. 'લડાઈ લગે તો પેસા દઉં,' એ તેનું હમેશનું કાર્ય હતું. કંઈકંઈના ઘરમાં તે આમ ભાઈબહેન, સાસુવહુ, ને નણંદભોજાઈ વચ્ચે વિરોધ પડાવીને હોળી સળગાવતી. કોઈનું સારૂં તો તેનાથી ખમાતુંજ નહીં.

દરેક જણના કામમાં ને વર્તનમાં તે ખામી કાઢતી. પોતાના દુર્ગુણનો તે કદી વિચાર કરતી નહીં.

પ્રથમ આ ગપગોળો વાતચતુરે ઘેર આવી પોતાની જેઠાણી તથા ભત્રીજી આગળ ગબડાવ્યો. ગંભીર હીંચકા ઉપર બેઠો હતો તેના કાનમાં આ શબ્દો પડયા અને તે ચમકયો. વિપિન શિશિર તરફ પ્રેમદૃષ્ટિથી જોતો હતો તેની તેને ખબર હતી, પણ આ તર્ક કોણે ચલાવ્યો હશે, તે તે કલ્પી શકયો નહીં. પોતાના ભવિષ્યનો વિચાર કરનાર શિશિરના ભવિષ્યનો વિચાર કરવા મંડી પડયો. મોજીલાલ જોડેનો સંબંધ તુટશે એ સમાચારથી તે ખુશ થયો. શિશિર તરફ તેને અતિશય ભાવ હતો. એ મિત્રમનની માફક થોડાબોલી નહોતી. ગંભીર જ્યારે ઘેર આવતો ત્યારે એ તેનો સત્કાર કરતી. કેટલીક વાર તેની ગંભીરતા વાસ્તે બે બોલ મશ્કરીના કહેતી. એ શિશિરનું લગ્ન વિપિન સાથે થાય, એ તો ગંભીરને ખુશખબર હતી. પણ આ વાત તેને પાયા વગરની લાગી. ઘણુંખરૂં તે મિત્રમનને ઘેર જતો, છતાં કોઈએ આ વાતનો અણુસારો કર્યો નહોતો. પ્રથમ તો બધા ઉપર તેને ખોટું લાગ્યું. પછી તે વિપિન પર છેડાઇ પડયો. કોઈએ ના કહ્યું તો ભલે; પણ વિપિને મારાથી છુપું કેમ રાખ્યું ?

ખરૂં જોતાં, આ વાત મિત્રમનના ઘરના કોઈ માણસના ખ્યાલમાં પણ નહોતી. શિશિરના દિલમાં હશે કે કેમ, તે તો કોઈ કહી શકે એમ નહોતું. શિશિરનો સંબંધ મોજીલાલ સાથે થાય તેથી વિપિન રાજી નહોતો, પણ એ બાબતમાં તેનો અભિપ્રાય કોઈ પૂછે એમ નહોતું. ગંભીરને આ પ્રમાણે ઓછું લાવવાની ટેવ નાહક પડી હતી. આવું સંભારી રાખવાની શક્તિ તેનામાં અજબ હતી. ખુલાસો મળ્યા પછી પણ સહેજસાજ અસર તેના ભેજામાં રહી જતી.

કાકીએ કંઈ વિશેષ કહ્યું નહીં, એટલે હીંચકા ઉપરથી ઊઠી ગંભીર પોતાને કામે વળગ્યો. પણ સાંજ પડગે વિપિનને મળવા તેણે નિશ્ચય કર્યો. વિપિનને મળ્યો પણ થોડાબોલા ગંભીરે, વગર પૂછે કંઈ કહેવું નહીં એવો સિદ્ધાંત પાળનારાએ, રીસમાં વિપિનને કંઈ કહ્યું નહીં ને વાત ચકડોળે ચડી.

---

# પ્રકરણ ૨૩

## નવા રાજા, નવાં પ્રકરણ.

" વનરાજ ગયો ! શૂર. હાય ગયો !
વન શૂન્ય હવે વનરાજ જતાં."

ગોવર્ધનરામ

નૂતનપુરથી બાર ગાઉ દૂર કોટીશ્વરનું દહેરૂં હતું. આ દહેરૂં પુરાણું હતું. જે રસ્તે થઈને ત્યાં જવાતું હતું ત્યાં કુદરતનો એવો તો બહાર હતો, કે દહેરાનો મહિમા વધારવામાં તે સાધનભૂત થતો. આ જગાની અનુપમ શોભા જોઈ તેને લીલું વન કહીએ તો તે અતિશયોક્તિ ન કહેવાય દહેરાની આસપાસ એક મોટો બાગ સુજનસિંહ મહારાજે કરાવ્યો હતો. લોકો ત્યાં બે રાત વાસો કરી શકે, એ ઉદ્દેશથી એક ધર્મશાળા પણ બંધાવી હતી. આ જગાએ સુજનસિંહ મહારાજનું આવવું ઘણી વાર થતું. પોતાને રહેવાને વાસ્તે પણ ત્યાં એક નાનો સરખો મહેલ બંધાવ્યો હતો. દહેરાનો ઘુમટ કાળા પત્થરનો બનાવવામાં આવ્યો હતો, અને તેના ઉપર સોનાનો કળશ મૂકવામાં આવ્યો હતો. આથી તેનો દેખાવ સુંદર સ્ત્રીએ કાળા ભ્રમર જેવા પોતાના અંબોડામાં ચાક ખોસી હોય એવો આઘેથી લાગતો. મહાદેવનું માહાત્મ્ય વધારવા, દર્શને આવનારને પૂજારી કંઈકંઈ 'જૂની' વાતો બનાવી રસભેર કહેતો. ફૂલની રચના એવી સરસ કરતો કે નાસ્તિક માણસ પણ પૂજાનો ઠાઠ જોઇ ત્યાં નમન કરે.

આજે એ દહેરાના ચોગાનમાં અસાધારણ જમાવ થયો હતો. ત્યાં આવનાર બધા એકજ જગાએથી આવ્યા હતા, છતાં તેઓ જુદાજુદા શહેરના હોય એવું તેમની પાઘડીઓ ઉપરથી લાગતું હતું. જુદાજુદા દરબારના હોય એવું તેમના સિપાઈઓના પોશાક ઉપરથી સમજાતું. કોઈનો રજપુતનો, કોઈનો મુસલમાની તો કોઈનો કાઠીયાવાડી હતો. આ પ્રત્યેકમાં પણ પાછી વિશિષ્ટતા આવતી હતી. માથે જાણે ઉતરડ મૂકી હોય, તેમ એક સિપાઈના ફેંટાનું ગોળ ચક્કર ઉપર ચડતું હતું, અને ટોચ ઉપર છેક નાનું થઈ જતું હતું; તો બીજાની પાઘડી બેઠા

આકારની હોઈ જમણા લમણા તરફ ઢળી પડતી હતી! આ જુદાજુદા રજવાડાનું મંડળ એકજ જગાએ સાથે દેખી કોઈને અચંબો થાય. હકીકતમાં, એ સર્વ ગૃહસ્થો...એજન્સીના નાનાંમોટાં દરબારોના વકીલો હતા.

એ વકીલમંડળમાં એક જણ સૌથી અગ્રસ્થાન ભોગવતો હોય એમ લાગતું હતું. તેનું નામ વિરિંચિલાલ હતું. બધા તેને રાજી રાખવા મથતા. આમ હોવાનું કારણ એ હતું કે તેને અંગ્રેજી આવડતું હતું. આથી તે ઝટ કોઈ પણ વાત સાહેબને ગળે ઉતારી શકતો. બીજા વકીલો અંગ્રેજી ભાષાથી જરા અજાણ હતા અને તેથી સાહેબના મિજાજનો ઘણી વાર ભોગ થતા. સાહેબની વિરિંચિલાલ પર ખાસ મહેરબાની હતી. કેમકે સાહેબને ખુશ રાખવા તે સારૂંનરસું જે કામ સોંપાય તે કરવા તૈયાર થતો. સાહેબને ત્યાં તેની આવજા પણ વિશેષ હતી. આથી કરીને બીજા વકીલો ઉપર તે કંઈક સત્તા ભોગવતો હતો.

વિરિંચિલાલ નીચ કુટુંબનો તથા ક્ષુદ્ર વૃત્તિનો હતો. જેને તે દાઢમાં લેતો તેને છુંદી નાંખતો. કામની તેનામાં સારી આવડત હતી, અને તેથી તેના સમાગમમાં આવનારને તે પ્રિય થઈ પડતો. ઘુસણી કરી, બળથી વા છળથી, સંપત્તિ મેળવવાની તેને લાલસા હતી. ધારેલી ઇચ્છા પાર પાડવા, હલકામાં હલકું કામ કરતાં તે અચકાતો નહીં. વકીલમંડળ તે હોય ત્યારે માન આપતું, પણ પાછળથી તેની નિંદા કરતું. આબરૂ કરતાં પૈસાને વિશેષ વહાલો ગણનારની એવીજ દશા થાય છે. વિરિંચિલાલના સાધારણ પરિચયમાં આવનારને તેની કળાનું ભાન આવે એમ નહોતું. તે ભોળોભટાક દેખાતો, કાલોઘેલો થઈ જતો, પણ ભીતર બહુ ઉંડું હતું. જ્યારે જોઈએ ત્યારે તે પોતાના કામમાં મશગુલ હોય. છતાં દુનિયા શું કરે છે, શું બોલે છે, તે જાણવા તથા સાંભળવા પોતાનાં આંખ ને કાન હંમેશાં તત્પર રાખતો. પોતે ક્યાં જાય છે, શું કરે છે, તે છુપું રાખવા મથતો.

આવા માણસો શરીરે ઘણુંખરૂં દુર્બળ હોય છે કેમકે તેઓ ચિંતાના ભરેલા હોય છે. પણ વિરિંચિલાલ શરીરે કદાવર હતો. આનાં બે કારણ હતાં. એક તો તેનું વતન ગામડામાં હતું, અને બીજું, તેનું લગ્ન બહુ મોડું થયું હતું. તેના ગામમાં ભણેલાઓની સંખ્યા ઓછી હોવાથી તેને દરબારમાં

નોકરી મળી અને થોડા વખતમાં તે દરબાર તરફથી વકીલ નિમાયો. એજન્ટસાહેબની મહેરબાની થઈ, ત્યાર પછીનો તેનો તોર કાંઈ ઓરજ હતો. બીજા વકીલોને તે હરઘડીએ સતાવતો. સાહેબ કંઈ બોલ્યા ન હોય, છતાં પોતાની મરજીમાં આવે તેને "સાહેબ આજે તમારા કામથી નાખુશ થયા છે, અને તમારા દરબારને તમારે વિષે ઠપકો લખવાના છે." એવું કહેતો. આથી, સાહેબનો ખાનગી માણસ ગણી સૌ તેનાથી ડરતા.

સઘળા વકીલો એકઠા થઈ દહેરાના ઓટલા ઉપર ચડ્યા. એ નજીવી ક્રિયામાંયે સૌથી આગળ વિરિંચિલાલ ચાલતો હતો. પાછું ફરી તે બોલ્યો "આજે જરૂર મને કંઇ લાભ થવાનો; દહેરાના ઓટલા ઉપર ચડતાંજ મારી જમણી આંખ ફરકવા માંડી છે."

એક ખુશામતીઆએ કહ્યું, "સાહેબ તમારા ઉપર પ્રસન્ન થશે અને તમારા રજવાડા પાસે કંઈ સરપાવ અપાવશે."

બે બીજા વકીલો જરા પાછળ ચાલતા હતા. તેઓ વિરિંચિલાલના વિરોધી હતા. તેમણે માંહોમાંહે ટીકા કરી કે "એને લાભ થવાનો તે કોઈને નુકસાન થવાને વાસ્તેજ. એને જય મળશે ત્યારે કોઈનો અવશ્ય પરાજય કે નાશ થશે."

વકીલમંડળ મહાદેવનાં દર્શન કરવા ઊભું અને બહાર ઘોડાનાં પગલાં સંભળાયાં. ધૂળ પણ ઘણી ઉડતી હતી. કોણ આવતું હશે તેના તર્ક બંધાઈ રહે તે પહેલાં ઘોડેસ્વાર તથા ચોબદાર દાખલ થયા, અને ચોબદારે રાણા મનોજકુમારની સલામતી પોકારી. રાણો પોતાના દિવાન વગેરેને સાથે લઈને ત્યાં આવી પહોંચ્યો. સૌ સૌના ઘોડા પરથી ઉતરી મહાદેવનાં દર્શન કરવા વળ્યા. વકીલમંડળ ખસી ગયું, ને તેમાંના દરેકે મહારાજાને ત્રણ વાર મુજરો કર્યો.

દર્શન કરી, રાણો પોતાના માણસો સાથે બંગલામાં ગયો. "દિવાનજી, આ બધા એજન્સીના વકીલો લાગે છે. એમાં પેલો કદાવર દેખાતો બધાના કરતાં આગળ ઊભેલો કોણ છે, તે જરા ખબર કઢાવો, ને તેને અહીં બોલાવો."

બિરિજચંદ્રને તે કોણ હતો તેની ખબર હતી કેમકે એને આસપાસના રજવાડાઓ જોડે અનેક વાર પ્રસંગ પડ્યો હતો. વિરિંચિલાલનું નામઠામ

પ્રખ્યાત હતું. મહારાજાને તેના તરફ આકર્ષણ થયું એમ એ સમજી ગયો. "હું એને ઓળખું છું; એ બહુ ખટપટી માણસ છે." એવા ઉત્તર મહારાજાને દેવાય તેમ નહોતું, કેમકે મહારાજાને તેથી દિવાન ઉપર વહેમ આવે. મહારાજા પોતાનું કહેલું કદી ભૂલતા નહીં, એટલે તે વાત ઉડાવી દેવી પણ ફાવે એમ નહોતું. હુકમ તરતને તરત અમલમાં મૂકવામાં આવ્યો. દિવાને પોતાના એક માણસને ખબર કાઢવા મોકલ્યો. એણે ધાર્યું હોત તો તેને સમસ્યામાં સમજાવત, અને વકીલમંડળ તો તેને પંથે પડયું, એમ તે માણસ આવીને કહેત. વકીલમંડળ જવાની તૈયારીમાં હતું તે ચતુર દિવાનની નજરબહાર નહોતું. પરંતુ અસત્યનો માર્ગ બિરિજચંદ્રને પસંદ નહોતો.

માણસ જઈને વિરિંચિલાલને પોતાની સાથે તેડી લાવ્યો. રાણાએ તેને અનેક પ્રશ્નો પૂછ્યા. તેના જવાબ તેણે એવા વિવેકથી ને એટલી સફાઇથી આપ્યા કે રાણો ખુશ થઈ ગયો. છેવટે તે નૂતનપુરના રાજ્યની નોકરીમાં દાખલ થવા રાજી છે કે કેમ, તે જાણી લઈ તેને રજા આપી. તેના ગયા પછી, રાણાએ એજન્ટને વિરિંચિલાલ બાબત લખવાનું બિરિજચંદ્રને ફરમાવ્યું.

સુજનસિંહના વખતથી દિવાનને રાણા સાથે છુટથી બોલવાની તથા ભૂલ થતી હોય તો તે કહેવાની ટેવ હતી. આ ટેવની સુજનસિંહ ઘણી કદર કરતા. કોઈ અધિકારી પોતાનો મત ખરો ફેરવી શકે તો તેઓ સ્વમત ફેરવતા. મનોજકુમારમાં સુજનસિંહના બધા ગુણ હતા પણ માત્ર એકજ અવગુણ હતો. તે બહુ હઠીલા સ્વભાવનો હતો. બિરિજચંદ્ર જેવો દિવાન, આ ખોડથી શી રીતે અજાણ હોઈ શકે? છતાં તેણે કહ્યું: "મહારાજ, મને પણ આ માણસ વાતચિત પરથી તો હોશયાર લાગે છે, પણ બે કારણસર એને આપણે ત્યાં નોકરીએ રાખવા હું રાજી નથી. પછી આપ જેમ ફરમાવશો તેમ કરીશ."

"બે કારણ? કયાં બે કારણસર તમે ના કહો છો!" રાણાએ ભવાં ઉંચાં ચડાવી પૂછ્યું.

"એક તો આપણે એજન્ટને લખવું પડશે. તે આપણા ઉપર મણનો ભાડ મૂકશે અને આપણને તેમાં નાનમ છે. બીજું, બિરિંચિલાલની પરીક્ષા

આપે બરાબર કરી નથી. એ સારો માણુસ છે એમ આપને ખાતરી થાય તો ભલે એને બોલાવો, પરંતુ એને માટે બહારોબહાર લખવું કે જેથી ત્યાં રાજીનામું આપી આપણે ત્યાં એ નોકરીમાં દાખલ થાય. ભાઇચારાથી એના દરબારને લખો તો તે પણ ચાલે."

"માણસની પરીક્ષા કરવી એ મારૂં કામ છે. એ પરીક્ષા મેં નથી કરી એમ તમે ધારી લો છો, એ તમારી ભૂલ છે. ભાઇચારાથી એના દરબારને લખવું, તેના કરતાં એજન્ટને લખવું એ વધારે સારૂં છે, કેમકે દરબાર ના પાડે તો આપણું અપમાન થાય, અને એજન્ટને ના કહેવાનું કંઈ કારણ નથી."

બિરજિચંદ્રે જોયું કે વિશેષ કહેવામાં માલ નથી. વિરિંચિલાલને રાજ્યમાં લેવા એ રાજી નહોતો, તેનું મુખ્ય કારણ એ હતું કે તે બહુ ખટપટી હતો. વળી તેને નોકરીમાં લેવાની જે રીત રાણાએ પસંદ કરી હતી, તે પણ એને બિલકુલ પસંદ નહોતી. એજન્ટ વિરિંચિલાલના દરબારને લખશે, એટલે મરજી હોય કે ન હોય પણ દરબાર ના પાડશે નહીં. વિરિંચિલાલ સારો માણુસ હોય અને તેથી દરબાર તેને આપવા રાજી ન હોય તો દરબારનું મન–પોતાના રાજ્યબંધુનું અને સ્વદેશબંધુનું મન–દુઃખી કરવાનું કારણ રાણો અને સાધન એજન્ટ. તેની નોકરીની મુદ્દત પૂરી થઈ એટલે તે તેને પંથે પડે, અને બે રાજ્યને વર્ષો સુધી દેશમાં ને દેશમાં વેર રહે. રાણાનુંજ એક માણુસ સારૂં હોય અને તેને વાસ્તે કોઈ માગણી કરે તો રાણાને કેવું લાગે?

બિરજિચંદ્ર ખૂબ અકળાયો હતો. સાંજે વિનોદચંદ્ર મળવા આવ્યો તેની આગળ તે બોલી પડચોઃ "'ધણીને સુઝયું તે ઢાંકણીમાં.' બાકી વિરિંચિલાલ વગર નૂતનપુરનો કારભાર અટકવાનો નથી. એને વાસ્તે ખાલી જગા પણ નથી. વળી એને આપણી રૈયતની ઝાઝી દરકાર હોવાની નથી, કારણ કે એ આપણે ત્યાંનો વતની નથી. સુજનસિંહ મહારાજ એજ કારણુસર મોટી નોકરી નૂતનપુરના રાજ્યના વતનીઓને આપતા. બહારનાઓને નાના હોદ્દા આપી ખાસ લાયકાત હોય તોજ ઉપર ચડાવતા, અને લાંબી મુદ્દત પછી ખાતાંના ઉપરી બનાવતા. નોકરીના સંબંધમાં

મનનું સાંકડાપણું રાખવાનો આ વખત નથી, છતાં એમાં ચોકસાઈ તો બહુજ સારી રીતે થવી જોઈએ. વળી આપણાં નાનાંમોટાં દેશી રાજ્યોનો સંબંધ જેમ બને તેમ ગાઢો થવો જોઈએ. તેને બદલે આવા નહીં જેવા પ્રસંગોથી તેમનાં મન ઉંચાં થાય, ને તેઓ જેમ બને તેમ અળગાં રહે, એ સારૂં ? મારા વિચાર નકામા છે કારણ કે ભાવી પ્રબળ છે. આપણાં રાજ્યો તથા હિંદના વતનીઓ અન્ય દેશના કરતાં એક સૈકો પછાત છે. પોતાનું શું, પારકું શું, સંપ શું, કુસંપ શું, તે સમજશે નહીં ત્યાં લગણ સારા પરિણામની આશા ફોગટ. લાંબાલાંબા તડાકા મારવા નકામા છે. ”

એજન્ટને કાગળ લખાયો, રાણાનો સહીસિક્કો થયો, ને તે રવાના કરવામાં આવ્યો. બે દિવસમાં જવાબ પાછો વળ્યો અને વિરિંચિલાલને રાણાની નોકરીમાં દાખલ થવા હુકમ મળ્યો. વિરિંચિલાલને વધારે પગાર મળે તેમાં એજન્ટ ખુશ હતો, બાકી તેની મરજી ન હોત તો ગોળગોળ જવાબ આપવામાં આવત, ને રાણાને જખ મારીને બેસી રહેવું પડત.

દેશી રાજ્યના કોઈ ખાતામાં અથવા મુંબાઈના મોટા શ્રીમંતોને ત્યાં જગા ખાલી ન હોય છતાં નવું માણસ રાખવું હોય, તો તેને વાસ્તે શિક્ષક સેક્રેટરી કે સલાહકાર, એ ત્રણમાંનો એક હોદ્દો હમેશાં તૈયાર હોય છે. વિરિંચિલાલની રાજકુમારના શિક્ષક તરીકે નિમણુક થઈ. આ નિમણુક દિવાનને પસંદ પડી, કેમકે કુંવર વીરકુમાર તેના માથાનો હતો. તેના વિચારો સુજનસિંહ મહારાજને યાદ કરાવે એવા હતા. વિપિન તથા મિત્રમનના વારંવાર થતા સમાગમને લીધે, તેના એ વિચારોને પોષણ મળતું હતું. વિપિનને પોતાના શિક્ષક તરીકે રાખવાનું કુંવરને મન હતું. વિપિનની મરજી હોત તો તેમ જરૂર તરત નક્કી થાત. પણ તેની પ્રકૃતિ ઠીક ચાલતી નહોતી. તેના પિતા ક્યાં છે તેની તેને ખબર કાઢવાની હતી. આથી કુંવરને એ વિચાર આગળ પર લંબાવવો પડયો. એટલામાં વિરિંચિલાલ આમ શિક્ષક નીમાઈ ગયો.

વીરકુમારને પહેલેજ દહાડે તેના ઉપર અણગમો આવી ગયો. તેના ખુશામતીયા સ્વભાવ તરફ તેને તિરસ્કાર આવ્યો. વિરિંચિલાલને જૂની નોકરી છોડ્યાનો પસ્તાવો થયો, પણ તે હિંમત હાર્યો નહીં. રાણાની તેના

ઉપર મહેરબાની છે એમ તે ક્યારનો કળી ગયો હતો. દરેક હોદ્દેદારને રાજ્યમાં તેના હોદ્દાના નામ પરથી લોકો ઓળખતા. આથી વિરિંચિલાલને ઘણા 'માસ્તર' નામથી સંબોધતા, પણ કેટલાક 'પરદેશી' કહેતા. તેને વિશેષ કામ ન હોવાથી, રાણો તેને પોતાની પાસે વારંવાર બોલાવતો અને તેની સાથે વાતચિત કરતો. વિરિંચિલાલનો પગપેસારો આમ વધતો હતો.

થોડા મહિના વીત્યા બાદ, પોતે નવરો બેસી પગાર ખાય છે તેથી કોઈ વિરોધીને ઇર્ષ્યા કરવાનું કારણ મળે માટે, રાજ્યનાં નાનાંનાનાં ખાતાં ઉપર ફુરસદની વખતે દેખરેખ રાખવાનું તેણે માગી લીધું. માસ્તર ઉપરાંત તેના નામ સાથે આમ એક નવો હોદ્દો જોડાયો. જ્યાં કામનો બોજો વધારે હશે ત્યાં હું કામ કરીશ, એવી તેણે વિનતિ કરી. રાણાએ એ વિનતિ કબૂલ રાખી, અને વિરિંચિલાલ એ બહાને ખાતાંઓમાં થતી કસુર આગળ કરવાને સજ્જ થયો. એજન્સિમાંથી છુટા થતી વખતે, નૂતનપુર કૅમ્પના અંગ્રેજ અધિકારીઓ પર તે એજંટની ચીઠ્ઠી લાવ્યો હતો. તેથી ત્યાં પણ તેની આવજા હતી.

વિરિંચિલાલને દિવાન થવાની લાલસા હતી. દિવાનની ઓફિસમાં કામકાજ કેમ ચાલે છે તે જોવાનો તેને અધિકાર મળ્યો નહોતો. એટલે દિવાનના પોતાના માણસો કોણ છે, તે ક્યાં રોકવામાં આવેલાં છે તે જાણી લઈ, તેમના કામમાં ખામી કાઢવાનો તેણે બેત રચ્યો. વિરિંચિલાલની ભૂલ થવાનું કંઈ કારણ નહોતું, કેમકે તેને કામ કંઈ હતું નહીં. આથી કરીને વિરિંચિલાલ જયની આશા રાખતો, હરખાતો ને ફુલાતો, દિવાનની ભલાઈનો લાભ લઈ દિવાનનીજ સત્તા તોડવા, નૂતનપુરના ભંડારમાં ઉંદરની પેઠે છિદ્ર પાડવા, તેની પ્રજાનું લૂણ ખાઈ તેનેજ સંતાપવા, રાત ને દિવસ મથન કરતો અને દિવાન થવાની રાહ જોતો.

બિરિજચંદ્ર વિરિંચિલાલની આ બધી ગત સમજતો હતો. તેને એ રજેરજ ઓળખી ગયો હતો. તેને ફાંસામાં લેવા છળપ્રપંચ વાપરવા પડે, તો તેમ કરવાની પણ તેનામાં આવડત હતી. પરંતુ સુજનસિંહજીના મરણને લીધે તે ઉંડા શોકમાં પડ્યો હતો. એ બનાવ પછી તેના હૈયાનો ભાર હળવો થયોજ નહોતો. પ્રતિપક્ષીને હરાવવાની પેરવી તે કરતો ખરો,

પણ મુત્સદ્દીગીરીનો ઉત્સાહ હવે મંદ પડયો હતો, ને તેના ચિત્તની અભિવૃત્તિ કંઈક આધ્યાત્મિક થઈ હતી.

ખાતાં તપાસવાનું કામ શરૂ થયું એટલે વિનોદચંદ્રને બોલાવી તેને સાવધ રહેવાની બિરિજચંદ્રે શિખામણ આપી. બીજી કેટલીક ચેતવણી આપ્યા બાદ, તેણે અનુભવના ઉદ્‌ગાર કાઢવા માંડયાઃ વિનોદચંદ્ર, કોઈને સત્તાની અભિલાષા હોય છે તો કોઈને લક્ષ્મીની. વિરિંચિલાલને બન્નેની છે. પહેલાં માણસ સત્તાના લોભથી લક્ષ્મી મેળવે છે. પછી સત્તા મળે, ત્યારે તેનો સદુપયોગ કરવાને બદલે પાછો તે વડે લક્ષ્મીજ મેળવે છે! આમ સત્તા અને લક્ષ્મીના લોભવર્તુલમાં તે જીવનભર ઘુમ્યાં કરે છે." પછી બિરિજચંદ્ર વિચારભારને લીધે વિરિંચિલાલ ત્યાં હાજર હોય તેમ તેને સંબોધીને બોલવા લાગ્યો :

"વિરિંચિલાલ, ધાર કે મારી સત્તા તને મળી. પછી શું? લોકો તારી વાહવાહ કરશે, અમલદારો તારી ખુશામદ કરશે, જે એમ નહીં કરે તેને તું કચરી નાંખશે. પણ તેથી શું? તારૂં નામ શું અમર રહેશે? મોટા માણસ થવાની લાલસામાં તું વિસરી જાય છે કે ખરા મહાપુરુષો સત્તાના મોહને કદી વશ થયા નથી. જનહિતનાં અસંખ્ય કાર્યો તેમણે કર્યાં છે. માનવજાતિ માટે પ્રાણ પાથરતાં તેમણે પાછી પાની કરી નથી, ને ત્યારેજ તેમને કીર્તિદેવીએ વરમાળ પહેરાવી છે. વળી લક્ષ્મી પણ કોઈની થઈ છે કે તારી થઈને રહેશે?" આમ કહી બિરિજચંદ્રે હાથ ઉંચો કર્યો ને પછી આપણી ફિલસૂફી પર ઉતરી પડયો. "વિપિનભાઈને પૂછી જો, કે પેલો કરોડપતિ મેમણ શેઠ આ દુનિયા છોડી ચાલતો થયો, ત્યારે સાથે શું લઈ ગયો? વિનોદચંદ્ર, સંત કબીરે સાચુંજ કહ્યું છે કે

ચુનચુન કરકે મહેલ બનાયા, લોક કહે ઘર મેરા હૈ,
ના ઘર તેરા, ના ઘર મેરા, ચીડીઆ રેન બસેરા,
રે ધર્મીકે પ્યારે, તેરી નગરીમેં બોલતા હૈ કૌન."

---

# પ્રકરણ ૨૪

---

## આશાપુરીથી કાશીપુરી

"અંધાર પછેડી ઢાંકી વિશ્વ લેતો ઘેરી,
ચમકારા વીજળીતણા મહિં દેતો વેરી,
કરતો ગર્જન કંઈ ઘોર મેઘ નભમાં મ્હાલે,
ત્હેને પૂછું એ પ્રશ્ન-ભાવિ દીઠું કો કાળે ?"
"આ દુઃખ આપણે કર્મે લખ્યું તું વ્હાલી
તેનો કરતી ના તું ક્લેશ, તું ક્લેશ તું ક્લેશરે.
મેળવશે જગદીશ તો મળશું વ્હાલી
આજે તો જાઉં તજી દેશ, તજી દેશ તજી દેશરે."

(સતી સોન નાટકમાંથી)

"બા, માસી આવ્યાં." એટલું કહી શિશિર એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતી રહી.

મુદ્રિકાએ આવકાર દીધો. "આવો બહેન, આજે કંઈ ઘણે દિવસે અમારે ત્યાં મોં દેખાડયું ?"

"ઘરમાં જરા કામકાજ વધારે છે, કેમકે જેઠની તબીઅત સારી નથી." વાતચતુરે વાત શરૂ કરી.

"ભાઈ તો મુંબાઈ છે કેની ?" મુદ્રિકાએ પૂછ્યું.

"હા. અહીં કાકાની તબીઅતને લીધે આવવા લખ્યું છે, પણ રજા નથી મળતી એમ જવાબ છે."

"નોકરીયાતને એજ દુઃખ છે તો. ગમે તેવું અગત્યનું કામ હોય, પણ રજા મળવી મુશ્કેલ. આ એ પણ ક્યારનું જાઉંજાઉં કરી રહ્યા છે, પરંતુ આ ખટપટમાંથી બિલકુલ છુટાં નથી થવાતું. બોલો, આજે શી નવાજૂની લાવ્યાં છો ! તમે નહોતાં આવતાં એટલે અમને તો કંઈ ન્યાત-જાતની ખબરઅંતર મળતી નહોતી."

" કેમ માજી, તબીઅત તો સારી છે કેની ? તમે તો કંઇ બોલતાંજ નથી ? " વાતચતુર મુદ્રિકાને છોડી માજી તરફ વળી.

" તમે બે જણાં વાત કરો તેમાં મારાથી કેમ બોલાય ? પરમ દિવસે સાંજેજ તમને સંભાર્યાં હતાં. " માજીએ વધારે હોશયારીથી તેને ખીલવવા પ્રયત્ન શરૂ કર્યો.

" આ સાંજ પહોરનાં તો દેવદર્શને જાઉં છું એટલે પછી બીજે કશે જવાતું નથી. આજ તો બહેન, હું તારી જોડે લડવા આવી છું. હું તારી બહેન થાઉં, છતાં મારાથી બધી વાત તું છાની રાખે, અને લોકો મને ઘરની સમજી પુછે, ત્યારે મારે વીલા પડવાનું. "

" બહેન, મેં શું તારાથી છાનું રાખ્યું તે તો કહે. " મુદ્રિકાએ પૂછ્યું.

" મેં સાંભળ્યું છે કે શિશિરનો વિવાહ મોજીલાલ સાથેથી ટાળી વિપિન જોડે કરવાનાં છો. હાસ્તો બા, અમને કંઈ કહેવાય ? શિશિરનો વિવાહ પહેલાં કર્યો ત્યારે પણ મને અજાણ રાખવામાં આવી હતી. " વાતચતુર મહેણાં મારવામાં ચતુર હતી.

" બહેન," મુદ્રિકા બોલી. "આ સરસ ! આપણે જાતે અજાણ હોઈએ અને લોકો તેમને મનગમતું ચોકઠું બેસાડી દે અને પછી ભોળાં હોય તેની પાસેથી છાશ વલોવી માખણ કાઢી લે. આ વાત અમારા ઘરમાં રહેનાર કોઇને સ્વપ્નેયે નથી, છતાં લોકોને ઠીક ખબર પડી ! તને કોણે કહ્યું ?"

મુદ્રિકાનો સવાલ જરા આકરો હતો પણ સાચાંજુઠાં કરનારીઓનો જાણીતો જવાબ તેણે દીધો કે, " ઉડતી વાત સાંભળી છે. "

માજી આ વાત ખૂણામાં બેઠાંબેઠાં મૂગે મોઢે સાંભળ્યાં કરતાં હતાં. સભાચતુર જેવાં સત્તરને ગળી જાય એવાં માજીએ તર્ક પહોંચાડી દીધો. " સભાકાકીને ત્યાંથી વાત ઉડી હશે. "

વાતચતુરે જવાબ દેતાં ગાંગાંતલાં માર્યાં, અને માજીનો શક દૃઢ થયો. સભાકાકીના રતનનો વિવાહ શિશિર જોડે ન થયો તેથી તેને બિરિજચંદ્રના ઘર પર અંટસ હતું તે માજીને યાદ હતું. વળી ચંપક, સભાકાકી તથા વાતચતુર સાથે બેસી દરરોજ નવીનવી ગપ ઉડાવતાં તેની તેને ખબર હતી.

મુદ્રિકાની દલીલોની અસર વાતચતુર ઉપર થઈ નહીં, અને બહેન મને ઉડાવતી હશે એવું અનુમાન કરી તે ઘેર ગઈ.

બિરિજચંદ્રના ઘરનો કારભાર તેના માજી ચલાવતાં હતાં. વયે વૃદ્ધ છતાં શરીરે તે સુખી હતાં. મુદ્રિકા સ્વભાવે ગરીબ હતી એટલે ચાકર-માણસ પર નજર પોતેજ રાખતાં. કોઈ કંઈ ભૂલ કરતું કે અપ્રામાણિક રીતે ચાલતું, તો માજી તેને પાણીથી પાતળો કરી કરી નાંખતાં. વ્યવહાર સાચવવામાં પણ માજી એકકો હતાં. રાજ્યખટપટમાં પડેલો પુત્ર તે પર લક્ષ આપતો નહીં, તેથી દિવાનના ઘરકારભારનો સઘળો બોજો માજી ઝીલતાં અને કુટુમ્બીઓને બને તેટલો સંતોષ આપતાં. વહુને પણ તેની બિનકાળજી વાસ્તે કેટલીક વાર ઠપકો આપતાં.

વિપિન તથા શિશિર સંબંધી વાતો ટુંક સમયમાં જુદીજુદી રીતે આવી, અને માજીએ રાજ્યખટપટમાં પડેલા પુત્ર આગળ એ બધું જાહેર કરવા નિશ્ચય કર્યો.

બિરિજચંદ્ર પહેલાં કરતાં કામમાં વિશેષ રોકાઈ રહેતો. એનું ચિત્ત સ્વસ્થ નહોતું. વિરિંચિલાલ આવ્યો ત્યારથીજ રાણાની રીતભાતમાં એને ફેર પડેલો દેખાયો. આ હકીકત તે કોઈને કહી શકે, એવું એને એકજ સ્થાન હતું—ચંદ્રરાવ. તેની સલાહનો લાભ એને મળી શકે એમ નહોતો કેમકે તે ક્યાં હતો તેનો પત્તોજ નહોતો. આખરે મનની મુંઝવણનો ખુલાસો માતા આગળ કરવા તેણે વિચાર કર્યો. અરસપરસ મળવાને ઉત્સુક બનેલાં માતા તથા પુત્રને રવિવારે વાત કરવાનો અવકાશ મળ્યો.

"બિરિજ, તું આખો દહાડો ચિંતામાં રહે છે તેનું કારણ શું?" માજીએ વાત ઉપાડી. "રાણાની કંઈ અકૃપા થઈ છે, કે કામનો બોજો વધી પડ્યો છે? હમણાં તું બરાબર ખાતો પણ નથી."

"બા, વિરિંચિલાલ આવ્યો છે ત્યારની મને કંઈજ કળ પડતી નથી." વિરિંચિલાલ કોણ, તે ઓળખાવવાની બિરિજને જરૂર પડી નહીં, કેમકે માજીને રાજ્યનાં માણસો તેની પાસે આવતાં તે દ્વારા રાજ્યની તમામ ખબરોની માહીતી મળતી. દિવાનને મળવા આવનાર દરેક નાનોમોટો અમલદાર તેની માને ઓળખતો, તથા પોતાની હાજરી

તેની આગળ આપ્યા વિના કદી જતો નહીં. એ અમલદારો પણ માજીની હોશયારી પર રીઝી થઈ મુક્ત કંઠે તેનાં વખાણ કરતા.

"કેમ ભાઈ, તે કંઈ તારા કામમાં આડે આવે છે ?"

"ના, આડો તો નથી આવતો, પણ ભવિષ્ય સારૂં ભાસતું નથી. એ પ્રપંચી અને અપ્રામાણિક છે. રાણાજી એનામાં ભોળવાય છે એટલે એ એની ગત ચલાવ્યા વગર રહેવાનો નથી."

"ભાઈ, વખત આવે થઈ રહેશે. આગળથી પાળ બાંધવી નકામી છે, કેમકે એ શું દાવ નાંખે છે તે સમજ્યા વગર તું શું કરીશ ?"

"બા, આટલી તું ભોળી. એને દાવ નાંખતા પહેલાંજ અટકાવવો જોઈએ. રાણાએ એને જે કામ સોંપ્યું છે તે નહીં જેવું છે, તેથી એ નવરો રહે છે ને આ પરિણામે રાણા પાસે એની બેઠક વધી પડી છે. હાલ તો એને નાનાં ખાતાં તપાસવાની સત્તા મળી છે પણ મને એમ થાય છે કે કોઈક એવી જગા એને આપવી કે એને બીજું કંઇ પણ કરવાનો કે રાણાજીને વારંવાર મળવાનો વખતજ ન મળે. ને છેવટે કામથી કંટાળી એની મેળેજ રાજીનામું આપી એ ચાલતો થાય."

"એમ કરવામાં ત્યારે વિલંબ કેમ કરે છે ?"

"એને લાયક જગા ખાલી નથી. એક જગા વાસ્તે રાણા આગળ મેં એની માગણી કરી ત્યારે તેમણે તો હા કહી, પણ વિરિંચિલાલે રાણાને સમજાવી દઈ તેની ના ઠેરવી, અને નવરાશની વખતે ખાતાં તપાસવાની સત્તા માગી લીધી. એ સત્તાનો જરૂર એ દુરુપયોગ કરશે. મને હજી એમ છે કે કોઈ જગાએ એને ખસેડાય તો સારૂં. બા, તું શા કામ સારૂ બોલાવતી હતી ?"

"ભાઈ," માજીએ આસપાસ જોઈને કહ્યું. "આપણા ન્યાતીલાઓની કલ્પનાને કોઈ પહોંચી શકે તેમ નથી. મારે કહેવાનું એટલુંજ છે કે વિપિન તથા શિશિરને જુદાં કરવાં જોઈએ."

આ સૂચના ધીમેથી અપાઈ, છતાં પાસેના ઓરડામાં બેઠેલા એક જણને કાને તે પડી. બિરિજચંદ્ર માજીનું તાત્પર્ય સમજી ગયો. જમવા

બેસતી વખતે તેણે પુત્રોની ને વિપિનની ચિકિત્સા જોઈ. રાજ્યખટપટના કૃત્રિમ જીવનમાં દટાયલાને પ્રથમ પ્રેમના નૈસર્ગિક હાવભાવનો રસ સાધારણ રીતે ચાલ્યો ગયો હોય છે, એટલે પહેલાં તો તે અકળાઈ ઊઠયો. પછી જમી ઊઠયો ને શયનગૃહમાં ગયો. જરાક વાર સુતો પણ નિદ્રાવશ ન થયો. વિચિત્ર સ્વપ્નાં એક પછી એક આવવા માંડયાં. તેમાં રાણો, વિરિંચિલાલ, ચંદ્રરાવ, વિપિન, શિશિર, એમ કંઈકંઈ જણાંએ ભાગ લીધો. પા કલાકની આવી જંપ વગરની ઉપનિદ્રા લઈ, બિરિજચંદ્ર પથારીમાં બેઠો થયો. સ્વપ્નને કંઈ અર્થ આપવા તેણે પ્રયાસ કર્યો પણ તે વ્યર્થ ગયો; કેમકે એક પણ સ્વપ્ન પુરૂંપાધરૂં આવ્યું નહોતું. તે એકબીજાં સાથે એવાં તો મિશ્ર થઈ ગયાં હતાં કે તેમાંથી કંઈ તારણ નીકળે નહીં. અંતે સ્વપ્નથી કંટાળી, પલંગ ઉપરથી ઉતરી, સંસારની દૃષ્ટિએ મનાતી જાગ્રત્ અવસ્થામાં પણ, તત્ત્વતઃ માયાના આ સ્વપ્નમાં લપટાયો, ને દિવાનખાનામાં જઈ પોતાને કામે વળગ્યો. ત્યાં દાખલ થતાંજ રાજ્યતંત્રનાં સ્વપ્નાં પાછાં આવવા માંડયાં અને ઉપનિદ્રાનું સ્વપ્ન ભૂલાઈ ગયું.

બિરિજચંદ્ર તથા તેની માતા વચ્ચે થયલી વાત સાંભળનાર કોણ હતું, એ સાંભળી તેને ખુશી થઈ કે દિલગીરી, તે વિપિનનું હિતેચ્છુ હતું કે કેમ, ઉપરની હકીકતથી તે છેક અજાણ હતું કે કેમ, વગેરે જાણવા વાંચનાર, તું ઉત્સુક હશે. એ વાત સાંભળનાર મિત્રમન હતો. તે અત્યારે પોતાના ઓરડામાંજ હતો. પોતાની બહેન તથા વિપિન વચ્ચેના પ્રેમથી તે અજાણ્યો નહોતો. એ વધે તેમાં તેને વાંધો નહોતો. મોજીલાલ કેવો છે તે બહારથી તેણે સાંભળ્યું હતું. બિહારી રાત્રે બંગલામાં આવ્યો, મિત્રોના પહેરવેશ અદલબદલ થયા હતા, એ હકીકત મુંબાઈથી વધીને નૂતનપુર આવી હતી. વિપિન જેવો ઉત્તમ મિત્ર તથા યોગ્ય પાત્ર પોતાની બહેનને મળે એ માટે તે પ્રયાસ કરવા ધારતો હતો.

માજીનાં વચન સાંભળી તે દિલગીર થયો. પહેલાં તો તેણે વિપિનને ચેતાવવા ધાર્યું. પછી અનેક તર્કો ઊભા કર્યા: " એને હું શી રીતે જણાવું ? મારે ને એને મિત્રતા છે, પણ આ વિષય એની આગળ હું કેવી રીતે ખોલી શકું ? એક તરફ મારી બહેન ને બીજી તરફ મારો મિત્ર.

બ્હેનને તો કંઈ કહેવું કે પૂછવું નકામું છે. પ્રેમી સ્ત્રીને હૈયે હોય તે હોઠે આવતુંજ નથી. વિપિન ક્યાં જશે ? એના પિતા ક્યાં છે તેની એને ખબર નથી. પિતાનું દુઃખ એને તાજું થશે અને તેમાં વળી નવું ઉમેરાશે. એને ચેતાવ્યા વગર પણ ચાલે એમ નથી. પિતાજી આજે જમવા બેઠા હતા ત્યારે એમની નજર વિપિન તથા બ્હેન પરજ હતી. એમના મગજ ઉપર હાલ બોજો વિશેષ છે અને અકળાયા તો ગમે તેમ...” આ તર્ક પૂરો થાય તે પહેલાં વિપિન ઓરડામાં દાખલ થયો ને બોલ્યો, “ કેમ ભાઈ, શા વિચારમાં છો ?”

“ તમારાજ.” ઉંડા વિચારમાં પડી ગયલા મિત્રમનથી બોલાઈ ગયું.

“ મારા શા વિચાર કરો છો તે કહો તો ખરા, એટલે તમારો ગુંચવાડો કાઢી નાખું. તમને શું એમ થાય છે કે ગંભીર તરફ હું લક્ષ આપું છું અને તેના પર જેવો પ્રેમ રાખું છું, તેવો તમારા પર નથી રાખતો ?” હસતાંહસતાં તેણે પૂછ્યું.

“ મારા કરતાં મારી બ્હેન પર વિશેષ પ્રેમ રાખો છો અને તે બાબત ચર્ચા થાય છે.” એમ કંઈ તેને કહેવાય ? એટલે મિત્રમન બોલ્યો, “જેમાં તેમાં કુડાં પાડવાનું ગંભીરને સોંપ્યું. તમે આખી રાત તેની સાથે ગપ્પાં મારો અને મારી જોડે પા કલાકજ બેસો, તોપણ મને તો કંઈ ઓછું આવે એમ નથી.”

“ ઠીક ત્યારે, હવે એમ કરીશ કે જેથી તમારા બન્નેનાં મન સચવાય. પણ વારુ, મારો શો વિચાર કરતા હતા ?”

“ તમે ખોટું ન લગાડો અને દિલગીર ન થાઓ તો કહું ?”

“ ખોટું તો નહીં લગાડું, પણ દિલગીર થઈશ કે નહીં, તે તો પહેલેથી શી રીતે કહી શકું ?”

જોડેના ઓરડામાં થયલી વાત મિત્રમને જેમતેમ લોચા વાળી વિપિનને કહી અને વિપિનનો ચહેરો ફીકકો પડી ગયો. થોડી વાર સુધી તો પૃથ્વી સામુંજ તેણે જોયાં કર્યું. હાથેથી જમીન પર કંઈ ચેષ્ટા કરી. જે હકીકતથી તે સારીદુનિયાને અજાણ ધારતો હતો તે શી, રીતે બહાર

આવી તે તે સમજી શક્યો નહીં. મિત્રમનને કદાચ ખોટું લાગ્યું હશે એવી શંકા તેને ઉપજી. પછી શિરિજચંદ્ર આદિ ઘરનાં માણસો પોતાને સારૂ શું ધારતાં હશે, વગેરે વિચારનું વહાણ ચાલવા માંડયું અને કલ્પનાવાયુનું જોર વિશેષ હોવાથી તે ડુબશે એવું મિત્રમનને લાગ્યું.

'ભાઈ'—મિત્રમન બોલવા જતો હતો એટલામાં તો વિપિન બેભાન થઈ ગયો. મિત્રમને ઓરડાને સાંકળ ચડાવી દીધી. ગુજરાતી સંસ્કૃત અંગ્રેજીમિશ્રિત થોડુંઘણું વિપિન લવ્યો. મિત્રમન તથા તેના કુટુમ્બનો થયલો ઉપકાર ગણાવી ગયો. માતા સાંભરી આવતાં બહુજ રડયો, પિતા ક્યાં હશે એ વિચારથી હાથપગ પછાડ્યા; એટલામાં ગંભીર યાદ આવ્યો એટલે ખડખડ હસી પડયો. આમ એક અવસ્થામાં અનેક અવસ્થા ભોગવી થોડી વારે વિપિન ભાનમાં આવ્યો. પાણી પી, મોં સાફ કરી, તે પાછો પોતાની જગાએ બેઠો એટલે મિત્રમને કહ્યું;

"તમે મુઝાશો ના. મને તમારા પર ગુસ્સો નથી લાગ્યો. બહેન સાથે તમારો વિવાહ થાય તેમાં હું રાજી છું. તેમ કરવા હું પ્રયાસ કરીશ. માટે ગભરાશો ના. પણ હાલ તમારે બીજી જગાએ રહેવું જરૂરનું છે. અહીં બીજે ઘેર રહો એ ઠીક ન લાગે, માટે મુંબાઈ કે બીજે કશે જવા મનસુબો કરો."

વિપિનના મનમાં એક શંકા હતી. મિત્રમનની ઇચ્છા જેમ તેનું લગ્ન શિશિર સાથે થાય એમ હતી તેમ શિશિરની હતી ખરી? આ પ્રશ્ન તે પૂછી શક્યો નહીં. મિત્રમનને તેણે કંઈ જવાબ દીધો નહીં. શું કરવું, ક્યાં જવું, એમ કરતોકરતો તે ઊંઘી ગયો. પાંચ સાડાપાંચને સુમારે મિત્રમને તેને જગાડયો.

"વિપિનભાઈ, આજે રવિવાર છે. આશાપુરી આવવું છે કેની?"

"હા ચાલો. ગંભીર આવવાનો છે?"

"ના, આજે તો મોડેથી ઘેર આવવાનો છે."

આશાપુરીનો રસ્તો ગામથી એક ગાઉ દૂર હતો છતાં છેક ઉજ્જડ નહોતો. રવિવારે માણસની ત્યાં આવજા વિશેષ થતી. વિપિન ને મિત્રમન

દર રવિવારે તે તરફ નીકળી પડતા. મિત્રમન આમાં બે લાભ જોતો; એક તો દર્શન થાય અને બીજું એ બહાને જરા કસરત પણ થાય. વિપિન શ્રદ્ધાથી જતો. આજે બન્ને મિત્રો લડયા હોય તેમ એકએકથી છુટા ચાલતા હતા. ગંભીર જોડે હતો નહીં, બાકી તે જ્યારે સાથે હોય ત્યારે અમુક નિયમો સારી રીતે પાળવામાં આવતા. વિપિન તેનાથી અચાનક છુટો પડી મિત્રમન સાથે વાત કરતોકરતો ચાલતો હોય, તો તેના મનમાં ઓછું આવતું. આજે તે નહોતો છતાં વિપિન મિત્રમનથી દૂર ચાલતો હતો.

બન્ને મિત્રો થોડે દૂર પહોંચ્યા અને આકાશમાં એકદમ વાદળ ચડી આવ્યું. પવનના સપાટા વધવા માંડયા. વિજળીના ચમકારા અને કડાકા ચારે દિશા તરફ થવા લાગ્યા. પશુપક્ષી વાતાવરણનો આ ફેરફાર જોઈ પોતાના રહેઠાણમાં ભરાવા લાગ્યાં. વૃક્ષોની ડાળો હાલવા માંડી, કેટલાંકની પડી ગઈ, અને કેટલાંક નાનાં વૃક્ષો પણ જમીનદોસ્ત થઈ ગયાં. રસ્તાએ બહુ બિહામણું સ્વરૂપ ધારણ કરી દીધું. કેટલાંક કોમળ અંતઃકરણનાં, ઘરમાં બેઠાં પણ આ ચમકાટ તથા ગગડાટથી ગભરાતાં હતાં.

વિપિન ધૂનમાં હતો. તેને આજુબાજુની સૃષ્ટિનું જુદું જ દર્શન થયું. તેનાં ચર્મચક્ષુ અવલોકન કરતાં હતાં પણ જ્ઞાનચક્ષુ એનું નિરીક્ષણ કરતાં નહોતાં. વરસાદ ઝરમરઝરમર વરસવા લાગ્યો છતાં પવનનો સપાટો ઓછો થયો નહીં. તેની બન્ને બાજુનાં વૃક્ષો તથા ડાળીઓ, કોઈક તેના વિચારને પુષ્ટિ યા અનુમોદન આપતાં હોય તેમ હા કહેતાં હતાં, કેટલાંક બહુજ જોરથી ના કહેતાં હતાં, કેટલાંક તેનો સત્કાર કરતાં હોય તેમ નમન કરતાં હતાં, કેટલાંક તેમની ઘટારૂપી છત્રી વડે તેના શરીરનું વરસાદથી રક્ષણ કરતાં હતાં, કેટલાંક ખડખડ હસતાં હતાં, જ્યારે કેટલાંક છાનામાંનાં અશ્રુ પાડતાં હતાં.

મિત્રમન પાછળ ચાલતો હતો. તેની નજર વિપિન પર પડતાં તેણે જોયું કે તેની પાસે છત્રી નહોતી. તેથી ઉતાવળે પગલે ચાલી તે વિપિન કને આવી પહોંચ્યો. "ભાઈ, બહુ વિચાર કરશો તો ગાંડા થઈ જવાશે. વરસાદ આવે છે, તો જરાક મારે વાસ્તે ઊભા તો રહેવું હતું."

"બહુ જોરમાં નથી આવતો એટલે ઠીક લાગે છે. મનનો ઉકળાટ જરા શાંત કરે છે." વિપિને શૂન્ય વદને જવાબ આપ્યો.

દહેરું હવે છેક નજીક હતું પણ વિપિન ધૂનમાંજ હતો. એકાએક સર્વનું ધ્યાન દહેરા તરફ ખેંચાયું. દહેરા તરફ કંઈક ચમત્કાર થયો. એ ચમત્કાર એક પળ ભાગ્યે રહ્યો હશે. આવો ચમકાર કોઈએ કદાપિ જોયો નહોતો. ચમકારે બધાને ચમકાવી મૂકયા. કેટલાક જ્યાંના ત્યાં ઊભા રહ્યા, કેટલાંકે પોતાનું માથું નીચું ઘાલી, હાથ તેના પર રાખી, જાણે તેથી બચી શકાતું હોય તેમ કર્યું. કેટલાએક તો આમ કે તેમ, ઉંચે કે નીચે જોઈ શકયા નહીં. રાહદારીમાંનો મોટો ભાગ દહેરામાંથી પાછા ફરનારાઓનો હતો. પાછળથી આવી કોઈ તેમને પકડી લેવાનું હોય, તેમ તેમણે ઉતાવળે પગલે ચાલવા માંડયું. દહેરા આગળ એક ગાડી ઊભી હતી, તેના ઘોડાએ આ ચમત્કારને પરિણામે તોફાન કરી મૂકયું. આથી તેના પટા તૂટી ગયા. ગાડીને પણ સહેજસાજ નુકસાન થયું.

વિપિન તથા મિત્રમનના મન ઉપર આ ચમત્કારની જુદીજ અસર થઈ. લોકો જે દિશા તરફથી દર્શન કર્યા વગર પાછા ફરતા હતા, તેજ દિશા તરફ બન્ને જણા દોડ્યા અને એકદમ દહેરામાં દાખલ થયા. બન્નેની ગભરામણનો પાર નહોતો. દાખલ થતાંજ તેમણે જોયું કે દહેરાને નુકસાન થયું નહોતું, પણ પાસે આવેલી દીપમાળ વીજળી પડવાથી જમીનદોસ્ત થઈ ગઈ હતી. માણસને ઈજા થઈ હોય એવું લાગ્યું નહીં. કડાકાને લીધે દહેરાની નજીકનો ભાગ ધ્રુજી ગયો હતો. તેની દહેરામાં દાખલ થયલા પર અસર થઈ હતી. પુરુષો હિંમત કરી બહાર દોડી ગયા પણ અંદર બે સ્ત્રીઓ રહી ગઈ હતી. એક બહાર ચોગાનમાં બેશુદ્ધ પડી હતી અને બીજી માતાના મંડપમાં પડી હતી. હવે તમે શિશિરને જુઓ, એમ કહી મિત્રમન ચાતુરિકા પાસે રોકાયો. વિપિન શિશિર કને દોડ્યો.

શિશિરનું માથું ખોળામાં મૂકી વિપિને તેને પવન નાખવા માંડ્યો. થોડી વાર તો ટગરટગર તેના સામું જોઈ રહ્યો. પછી શરીરમાં રોમાંચ ખડાં થયાં. "આ પ્રેમમૂર્તિનો ભોક્તા પેલો છકેલ મોજીલાલ? અહા! શી મોં પર નિર્દોષતા છે!"

વખાણુ કરતાં મન ચલિત થયું. એટલામાં માતાની પ્રચંડ મૂર્તિ પર તેની નજર પડી. માતાને આઠ હાથ હતા. તેમાં બરછી ખડ્ગ વગેરે આયુધો હતાં. માતાના પગ તળે બે ક્રૂર રાક્ષસો દબાયલા પડ્યા હતા– પ્રભુપુરુષનો પિશાચપુરુષ પર જય થયો એમ તે બતાવતા હતા. માતાની પ્રતિમા વિકરાળ વાઘનું વાહન કરતી હતી, અર્થાત્ પશુપુરુષનું નિયમન કરતી હતી. એ માતાની પ્રતિમાને વિપિને નમન કર્યું અને ગણગણ્યો: "આ પવિત્ર સ્થાનને હું ભ્રષ્ટ નહીં કરૂં. હું અહીં માતાનાં દર્શન કરવા આવ્યો છું, નહીં કે શિશિરને મળવા કે માણુસની ગેરહાજરીનો લાભ લેવા. આ પ્રતિમામાં કેવો સૂક્ષ્મ બોધ રહ્યો છે? મૂર્તિભંજકોનું કહેવું એમ છે, કે અમે તો અંતરના આત્માને ભજીએ છીએ. આવું બોલવું ઘણું સહેલું છે, પણ મને એમ થાય છે કે એમની દૃષ્ટિ એટલી બધી તત્ત્વદર્શી થઈ હોય, તો મૂર્તિપૂજકો પર એમને તિરસ્કાર રહેજ નહીં. બહુ થાય તો તેમને અણુસમજુ ગણે."

"વાર ઘણી થઈ, શિશિરને હું હવે ઊઠાડું." એમ તેને એટલામાં યાદ આવ્યું. વિપિને તેને હલાવીને બૂમ પાડી. શિશિર કોઈ ભયંકર સ્વપ્નમાંથી જાગી ઊઠી હોય, તેમ બેબાકળી આંખે આમતેમ જોવા લાગી. તે ક્યાં હતી, કોના ખોળામાં હતી, તેનું તેને ભાન નહોતું.

"ભાભી," એમ કહી બૂમ પાડવા જતી હતી અને તેને પોતાની સ્થિતિનું ભાન થયું. તત્ક્ષણ તે સફાળી વિપિનના ખોળામાંથી ઊઠી બેઠી થઈ.

"તમે અહીં ક્યાંથી?"

મિત્રમન જોડે અહીંઆ આવ્યો. દહેરાથી અમે જરા દૂર હતા ને વિજળી પડી. આપણી ગાડી બહાર ખાલી ઊભી હતી, એટલે તમે અંદર હશો એમ ધારી, અમે બન્નેએ દોટ મૂકી. ભાઈ ચાતુરિકા પાસે રોકાયલા છે, કેમકે તે પણ બેશુદ્ધજ છે."

મંડપમાંથી બહાર નીકળતાં બેઉએ સાથે માતાને નમન કર્યું. "હે આશાપુરી! મારી આશા પુરજે" એટલી યાચના દીન વદને વિપિને કરી ચાતુરિકા હજુ બેશુદ્ધજ હતી. વિપિન પાણી લઈ આવ્યો અને તે છાંટી તેને શુદ્ધિમાં આણી. મિત્રમન દર્શન કરી પાછો આવ્યો, અને આવી જોતાં

માલૂમ પડયું કે ગાડી જોડાય એમ નથી. ગામમાં જઈ ગાડી લઈ આવે તો વાર બહુ થાય અને ઘેર સૌ ફિકર કરે, તેથી ચાતુરિકા અને શિશિરને પણ ચાલવાનું આવ્યું. કંઈ પણ અગત્યના કામ વગર ક્રૉફર્ડ માર્કીટથી બોરીબંદર ટ્રામમાં બેસી જનાર મુંબઈવાસીઓમાં રહેલી ચાતુરિકાને એ જરા અઘરું લાગ્યું, પણ બીજો ઉપાય હતો નહીં એટલે ચાલવા કબૂલ થઈ.

ચારે જણાં વાત કરતાંકરતાં ચાલતાં હતાં. ચાતુરિકાની મંદ ગતિને લીધે તે તથા મિત્રમન જરાક પાછળ રહ્યાં અને વિપિન તથા શિશિર આગળ નીકળી ગયાં.

" આજે તમે શા ઉંડા વિચારમાં છો ! શિશિરે પૂછ્યું.

" મારે હવે નૂતનપુર છોડી બીજી કોઈ જગાએ જવું છે, અને તેનો હું વિચાર કરૂં છું."

" ક્યારે જવાના છો ?" અચંબો પામી શિશિર બોલી.

" તે કાંઈ નક્કી નથી."

" ક્યારે નક્કી થશે ? મુંબાઈ જવાના છો ?"

" મુંબાઈ તો હાલ નહીં જાઉં. પિતાજીની કંઈ ભાળ લાગે તે માટે બીજે બધે તપાસ કરીશ."

" જવાનો વિચાર ક્યારથી થયો છે ?"

" આજેજ."

" કેમ એકદમ ?"

" કંઈક કારણ મળી આવ્યું." વિપિન ગંભીર ચહેરે બોલ્યો.

" મને કહેવામાં હરકત છે ?"

" હા. તમે જાણીને ખુશ નહીં થાઓ. હું જાઉં, પછી ભાઈને પૂછજો. એને ઠીક લાગશે તો કહેશે."

" મને સંભારશો ખરા કેની ?" શિશિરે આતુર સ્વરે પૂછ્યું.

" મોંએ બોલવાથી શું ફળ છે ? મારે કંઈ એવાં સગાસમ્બન્ધીએ નથી, કે જેમના સહવાસમાં તમને ભૂલવાનો સહેજ પણ સંભવ રહે. સંભાળવાનું તો તમારે છે."

વિપિનની વાત ખરી હતી. આ જવાબ દેવો તે શિશિરને સુઝયું નહીં, એટલે ક્ષણભર થોભી, સજળ નયને તેણે પૂછયું, "તમે ક્યાં છો, તેનો પત્તો ભાઈને તો લખતા રહેશો કેની ?"

"બેશક. પણ મને ઉત્તર બરાબર મળ્યો નહીં."

"તમેજ કહો છો ને, કે મોંએ બોલવાથી શું ફળ છે? વિપિન–" આગળ મોં બોલવા જતું હતું પણ અટકી પડયું. હૃદયમાંથી કંઈક નીકળેલું ખરૂં, પણ જીભે તે પાછું કાઢયું એટલે શિશિરનો કંઠ રુંધાઈ ગયો.

"હવે સ્વસ્થ થાઓ. આપણે ગામની હદમાં આવી પહોંચ્યા છીએ."

મિત્રમન તથા ચાતુરિકા પણ જરા વારમાં આવી પહોંચ્યાં અને ગાડી કરી ચારે જણાં ત્યાંથી ઘેર ગયાં.

ઘેર ગંભીર આવ્યો હતો ને વિપિન તથા મિત્રમનની રાહ જોતો બેઠો હતો.

"કેમ ગંભીર, આજે આશાપુરી ન આવ્યો ?" મિત્રમને પૂછયું.

"તમારી વાતચિતમાં ખલલ ન પડે માટે."

"તારે તો પાધરૂં બોલવુંજ નહીં."

"આજે પિતાજીની તબીઅત સારી નથી."

"પહેલેથી આ જવાબ દીધો હોત તો ?"

"એના જીવને સંતોષ ન થાત." વિપિને કહ્યું.

"તમે બે નિરાંતે વાત કરો. હું જરા જાઉં છું. ગંભીરે મને તક આપી તો હું એને તક આપું છું !" આટલો વિનોદ કરી મિત્રમન ત્યાંથી ચાલ્યો ગયો.

"કેમ ગંભીર, આજે દેસાઈ સાહેબની તબીઅત વધારે બગડી છે ?"

"ચિન્તા થાય એવી નથી. ખરૂં જોતાં, એમની તબીઅત ઝટ સુધરતી નથી તેનું કારણ એમનો સ્વભાવજ છે. બા બિચારી પૂરૂં ખાતીપીતી પણ નથી ને વૈતરૂં કરતાં મરી જાય છે, છતાં એમને વાંકું પાડતાં વાર નથી લાગતી; અને પછી એવી ધાંટાધાંટ કરી મૂકે છે કે કામ બરાબર કરતું હોય તે પણ ભૂલ કરે. બહેનોને પીએર આવતાં સહેજ મોડું થાય છે તો તેમને પણ 'તમે તો સાસરારૂખાં થઈ ગયાં..' એમ સંભળાવે છે. જાણે

સ્ત્રીઓને સાસરાફ્રમાં થવામાં પાપ લાગતું હોય ! 'તમારો બાપ મરવા પડયો હોય તેમાં તમારે શું ? વખતસર જવું, વખતસર આવવું. પછી અમારૂં જે થવાનું હોય તે થાય.' આવુંઆવું ફાવે તેમ બોલ્યા જાય છે. બા તો કોઈક વાર ચોધાર આંસુએ રડે છે, કારણ કે કસૂર ગમે તેની થાય પણ એને સાંભળવાનું તો ખરૂંજ. મારો તો એ કાંકરોજ કાઢી નાંખે છે. 'જા ભાઈ, તું તારે નોકરીએ વળગ, મારે તારૂં કામ નથી.' એમ મને કહે છે. પોતે નાયબ દિવાન છે, પરંતુ રાણાને પણ કદી વિનતિ ન કરૂં એવો એમનો સિદ્ધાંત છે, તેથી નૂતનપુરમાં મને નોકરી મળે એમ લાગતું નથી. હવે શું કરવું ? કેળવણી ખાતામાં જાઉં ?"

"શું કરવું, એજ જીવનનો મહાન પ્રશ્ન છે. એજ પ્રશ્ન મને પણ વલોવી રહ્યો છે. બી. એ. પાસ થયો, ત્યારથી એનુંજ અહોનિશ ચિન્તન કરી રહ્યો છું, પણ કશો નિકાલ આણી શકાતો નથી."

"આ નવી ખબર છે." ગંભીરે જરા ટકોળ કરી. "હું તો ધારતો હતો, કે તું તારૂં નહીં, પણ કોઈ બીજીજ વ્યક્તિનું અહોનિશ ચિન્તન કરે છે !"

વિપિને ઉંડો નિસાસો મૂકયો. "એ વાત પછી કરીશું. તારી વાત પહેલી. મારો આનન્દશંકર કરીને એક મિત્ર છે. તે શિક્ષક છે. કેળવણી-ખાતાનો તેને સારો અનુભવ છે. તેને મેં પત્ર લખી અભિપ્રાય પૂછાવ્યો છે કે મારે એ ખાતામાં દાખલ થવું કે નહીં. જવાબ આવશે તે હું તને પણ વંચાવીશ. તે વાંચી તું શું કરવું તે નક્કી કરજે."

"અંગ્રેજી મુલકી ખાતામાં જગા મળે તો કેમ ?" ગંભીરે પૂછ્યું.

"મને ત્યાં જીંદગી બરબાદ કરવી પસંદ નથી. પૂર્વે બ્રાહ્મણો ધર્મક્ષેત્રમાં જે કાર્ય કરતા, તે કાર્ય હવે તેમણે કેળવણીના ક્ષેત્રમાં જઈ કરવું જોઈએ. અમેરિકામાં તો, હિન્દમાં ધર્મને અપાય છે, એટલું મહત્ત્વ કેળવણીને અપાય છે. મને એમ થાય છે, કે જ્ઞાન અને વિજ્ઞાનના વિકાસ અને પ્રચારમાં બ્રાહ્મણો મોખરે આવીને નહીં ઊભા રહે તો તેમનું નેતૃત્વ ભાવી હિંદમાં કદી નહીં ટકે."

"ચાલ, હવે હું જાઉં. મોડું થશે તો વળી દેસાઈ ખીજવાશે."

"તારી વાતમાં મારૂં કહેવાનું રહી ગયું. તું પાછળથી જાણશે તો તને વળી ખોટું લાગશે. હવે એકબે દિવસમાં હું નૂતનપુર છોડી જવા ધારૂં છું."

"કેમ કેમ ? ચંદ્રરાવભાઈનો પત્તો લાગ્યો ?"

"ના પત્તો તો નથી. તારા અને ઉન્મતિફોઈને મળી આવીશ. ને પછી વિધાતાએ લખ્યું હશે ત્યાં."

"કેમ આમ બોલે છે ? દિવાનસાહેબના ઘરનું આતિથ્ય હવે મોળું પડી ગયું કે શું ?" ગંભીર તરત વહેમાઈ ગયો.

"ના, છેક એમ તો નથી. પણ મને એકલા જવાની અત્રેથી ના કહેતાં હતાં, તેમ હવે ભાગ્યેજ થશે."

આ શબ્દો વિપિનના મોંમાંથી નીકળ્યા ને તેની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. ગંભીર તેના વચનની ગંભીરતા વર્તી ગયો. ખરૂં જાણવા તેણે હઠ લીધી. વિપિને ઘરમાં થયલી વાતચિતનો સાર કહ્યો.

ગંભીરે વિપિનનું સાંત્વન કર્યું. પછી થોડોક વખત તે નીચું જો રહ્યો. આખરે તેણે કહ્યું: "વિપિન, તું શિશિરને ચહાય છે તે પર હું હમણાંજ મશ્કરી કરવા જતો હતો. મને આ ખબર હોત, તો હું એમ ન કરત. પણ એ તો અકસ્માત્ હતો. મારી ખરી ભૂલ તો એ છે, કે મેં તને વખતસર ચેતાવ્યો નહીં. આ અફવા મારે કાને ક્યારની આવી હતી, પણ હું મારા સ્વભાવ પ્રમાણે મૂગો રહ્યો. તું ડાહ્યો માણસ છે. અહીંથી દૂર જવા તેં નિશ્ચય કર્યો છે એ સારૂં કર્યું."

જવાબમાં, 'દિલમાં જાય ડહાપણ ડુલી, તગદીર આગળ તદબીર લુલી' એ પંક્તિ વિપિન ધેરે અવાજે બોલ્યો. પછી ગંભીર પોતાનાથી થયલી ભૂલનો પશ્ચાત્તાપ કરતો ઘેર ગયો.

વિપિન ઓરડામાં એકલો પડ્યો. પહેલાં તે વિચારતરંગમાં ઉછળવા લાગ્યો. પછી, ક્યાં તો પોતે દુનિયાને લાયક નથી અથવા દુનિયા પોતાને લાયક નથી, એવા નિરાશાવમળમાં ફરવા લાગ્યો. એટલામાં વાળુ કરવાની બૂમ પડી, પણ એને જમવા પર રુચિ નહોતી એટલે તેની ના કહી. પછી કંઈ કરવું એમ ધારી, પથારીમાં જઈને પડ્યો ! પણ ઊંઘ ન આવી, એટલે

પાછો ઊઠયો. રાત્રિની નિગૂઢ શાન્તિમાં એની ભાવોર્મિ કવિતા રૂપે એની સમક્ષ ખડી થઈ, તે એણે ઉતારી લીધી. પછી પથારીમાં સુતો પણ નિદ્રાદેવીએ ખોળે લેવા ના પાડી, એટલે કવિતાદેવીને શરણે જઈ પોતાની લખેલી લીટીઓ ગણગણવા માંડી. આખરે મોડી રાતે આંખ મળી.

સવારે વહેલો ઊઠી, ઉન્મતિફોઈ તથા તારાબહેનને મળવા નીકળી પડયો. ફોઈનું ઘર પહેલું આવતું.

વિપિનને જોઈ ઉન્મતિ અડધી અડધી થઈ ગઈ. "વિપિન, હમણાંજ તને તેડવા માણસને મોકલતી હતી. આજેજ મુંબઇથી કાગળ આવ્યો છે, તેમાં એમ લખ્યું છે કે ચંદ્રભાઈ કાશીમાં હોવો જોઈએ."

"હેં?" એમ બોલી વિપિન બેસી ગયો. નૂતનપુર છોડી કાલેજ કાશી તરફ ઉપડી જવું એમ તત્ક્ષણ તેણે નિશ્ચય કર્યો, ને પૂછયું, "પિતાજી કાશી છે એમ ફુઆજીએ કેવી રીતે જાણ્યું?"

"અકસ્માતજ એ ખબર પડી. જે ચાલીમાં તમે રહેતાં હતાં, ત્યાંનું ભાડું ચડયું હતું તે ચૂકવવા, તારા ફુઆજી ઘરધણીને મળ્યા. તેણે કહ્યું કે ચારપાંચ દિવસ પરજ મારા પર કાશીથી ચંદ્રરાવનો મનીઑર્ડર આવ્યો છે."

"ઠીક. ત્યારે તો હું કાલેજ કાશી જઈશ. બે મહિના થયાં પિતાજીની ભાળ ન આવી એટલે અત્રેથી તેમની શોધમાં નીકળી પડવા મેં વિચાર કર્યો હતો, ને તેથીજ હું તમને મળવા આવ્યો હતો."

"હમણાં કેમ દેખાતો નહોતો? ફોઈની કંઈ તને ફિકર છે? તું તો મોટો થયો ને વળી ભણ્યો."

"બેચાર વાર આવવાનો વિચાર કર્યો પણ—"

"કામમાં રોકાઈ ગયો, ખરૂં કેની?"

"ના. આળસી ગયો."

"છે તો તારા બાપના જેવોજ સત્યવાદી. તે તારા જેવડો હતો કેની," ઉન્મતિ પ્રફુલ્લ વદને બોલી. "ત્યારે એક દિવસ પણ મને મળ્યા વગર રહેતો નહીં. પણ તે દિવસો હવે ગયા. હું સોળ વરસની હતી ત્યારે સો જણ મને બોલાવતાં, પણ પચાસમે વરસે તેમાંનાં પાચ પણ પાછું

ફરી મારી સામું જોતાં નથી. ચંદ્રભાઈજિ મને ભૂલી ગયો છે તો તને શું કહું!" આ બોલતાં ઉન્મતિનું મોં ઉતરી ગયું.

નારીજીવનની આ કારુણીની કદર કરે એટલો અનુભવ, શિશિરનું સતત સ્મરણ કરનાર વિપિનને ક્યાંથી હોય? સંસારનો આ અણઉકલ્યો કોયડો એના કાન સાથે અથડાઈને પાછો ઉન્મતિના હૃદય તરફ વળ્યો, ને એ ઉન્મતિફોઈને પગે લાગી તારાના ઘર તરફ વળ્યો.

બહેનને ઘેર પહોંચ્યો એટલે તેનો બાળક પુત્ર કાલુંકાલું બોલતો વિપિનને વળગી પડ્યો. વિપિને પિતાના સમાચાર તારાને નિવેદન કર્યા.

તારા હરખાઈ ઊઠી, ને ભાઈ સાથે કાશી જવા તૈયાર થઈ ગઈ. એટલામાં વિનોદચંદ્ર ત્યાં આવી પહોંચ્યો. ચંદ્રરાવ કાશીમાં છે એ ખબર જાણી તે ખુશ થયો, પણ એકદમ વિપિને ત્યાં જવાની ઉતાવળ શી છે, એમ સ્વાભાવિક રીતે તેણે પ્રશ્ન કર્યો. આનો ખરો ખુલાસો વિપિનથી અપાય એમ નહોતું, એટલે તારા મારી સાથે આવવાની છે એ વાત કહી વિષય ફેરવ્યો. વિનોદચંદ્રને હાલ કામ ખાસ વધી પડયું હતું, તેથી તારાને એ વિચાર માંડી વાળવો પડયો.

પછી તારા ભાઈ માટે ચાહ કરવા અંદર ગઈ. દરમ્યાન, સાળા-બનેવીએ રાજ્યખટપટની થોડીક વાતચિત કરી. પછી ચાહ પી, વિરિંચિલાલથી ચોંકતા રહેવાની સૂચના કરી, નાનકડા ભાણેજને સહેજ ખીલવી, વિપિન પોતાને મુકામ તરફ ખિન્ન વદને પાછો ફર્યો.

એકદમ કાશી જવાનો નિશ્ચય વિપિને કેમ કર્યો, તે જાણવા શિશિરને આશાપુરીથી આવી ત્યારની ચટપટી થઈ રહી હતી. ઘેર આવી તેણે મિત્રમનની આસપાસ ફરવા માંડયું. આડીતેડી હજાર વાતો કરી, ભાઇ ચીઢવાશે તેની પરવા કર્યા વગર, લાખ સવાલ પૂછી, આખરે તેણે વિપિનના જવાનું ખરૂં કારણ જાણી લીધું. પોતાને લીધે તેને આ વખત આવ્યો એમ સાંભળી, અગાઉ કદી નહીં થયલી એવી લાગણીઓ તેને થઈ આવી. સંસારરાહુના ઓળા શિશિરના મુખચંદ્ર પર પડવા માંડ્યા. અંતે તે પોતાના ઓરડામાં ગઈ, ને બારણું આડું કરી મોટામોટા હિંચકા ખાવા લાગી.

વિપિન એકલવાયા છે, ક્યાં જશે? પિતાજી એને અહીં નોકરી કેમ નહીં અપાવતા હોય? બાને કહું? એના વગર મને કેમ ગમશે? આવાઆવા વિચાર હિંચકા ખાતાંખાતાં તેના મનમાં ડોલવા લાગ્યા. હિંચકા પરથી ઊઠી, હારમોનિયમ પડયું હતું ત્યાં ગઈ. વિપિનેજ એ વગાડતાં તેને શિખવ્યું હતું તેથી ત્યાં ચેન ન પડયું, એટલે ફરી હિંચકા પર જઈને સુતી. પડયાં પડયાં પણ, વિપિને માથેરાનમાં પ્રથમ સાંભળેલો, એને ખાસ ગમતો, ગીતગોવિન્દનો પ્રબન્ધ તેણે ગાવા માંડયો.

'તે તલપે કલપે વિલપે વળી પ્રલપે પીડ વિસારી' એટલે આવીને અટકી. તેને એમ થયું કે આમાં આવો સુન્દર આમાં અર્થ છે તે માથેરાનમાં તો હું સમજેલીજ નહીં. એટલામાં બારણું ઉઘડયું.

"ભાઈ અહીં નથી?" વિપિને દાખલ થઈ સવાલ કર્યો.

"ના, આવોની." વિપિનને શિશિરનાં નયને નયન મળી રહ્યાં.

"ગાતાં કેમ અટકી ગયાં?" વિપિને છેવટે પૂછ્યું.

આનો જવાબ દેવાને બદલે શિશિરે સામો સવાલ કર્યો, "વિપિન, ક્યારે જવાના છો તે નક્કી થયું?"

"કાલેજ. હવે સામાન બંધાવવા માંડું છું."

"મેં તમને દુ:ખી કર્યા. તમે એકદમ જવાનો વિચાર કેમ કર્યો તે મને ભાઈએ હમણાંજ કહ્યું."

"એ વાત જવા દો. ચાલો, હવે હું જઇશ. કોઈ આવી પહોંચે તો ઠીક ન લાગે." દૂધનો દાઝયો કોણ છાશ નથી ફુંકતો?

શિશિરને શું બોલવું તે સુઝયું નહીં. માત્ર આંસુભરી આંખે તે વિપિન સામું જોઈ રહી. વિપિન આવેશ અને સંયમની થોડોક વખત જાણે યુદ્ધભૂમિ બની ગયો. અંતે શિશિરના હાથમાંથી રૂમાલ લઈ, તેણે તેનાં આંસુ લૂંછી નાંખ્યાં. શિશિર હિંચકા પરથી ઊભી થઈ ગઈ અને બોલી: "હવે પાછા ક્યારે મળશો?"

"તે તો પ્રભુ જાણે." આટલું કહી વિપિન ત્યાંથી ચાલતો થયો. શિશિરનો રૂમાલ ભૂલથી તેના હાથમાંજ રહી ગયો હતો. શિશિરને પણ

તે સાંભર્યો નહીં. વિપિનના ગયા બાદ તેણે બારણાને સાંકળ ચડાવ
દીધી અને પછી હૃદય ખાલી કર્યું.

ઓરડામાંથી બહાર નીકળતાં મિત્રમન મળ્યો. "કેમ, આજે પાછ
આશાપુરી આવશો કેની ? ગઈ કાલે તો ઘાટ બધો બગડી ગયો."

"આ ઘરજ મારી આશાપુરી હતું, પરન્તુ ગઈ કાલેજ બધો ઘાટ બગડી ગયો. હવે આજ રાતે જાઉં છું." વિપિને દુઃખમય પ્રસંગ આમ બોલી તાજો કર્યો.

"કેમ, કેમ ? ક્યાં ?" મિત્રમને ગુંચવાઈને પૂછ્યું.

"આશાપુરીમાં વસતા લોકો નિરાશામાં પડે ત્યારે શું કરે ? કાશીપુરી સેવે. આશાપુરી છોડી, હવે કાશીપુરી." વિપિન ફિક્કું હસ્યો.

"તમે આમ બેવડા અર્થવાળાં વાક્યો ન બોલો. મેં કંઈ તમને આજે ને આજે જવા નહોતું સૂચવ્યું." મિત્રમન કરગર્યો.

"હું તેમ ક્યાં કહું છું ? સવારે મને ઉન્મતિફોઈએ કહ્યું કે પિતાજી કાશી છે એટલે તાબડતોબ ત્યાં જવા મેં મનસુબો કર્યો છે."

"ભલે. પણ પિતાજીને કહ્યું ?"

"ના. હું તેમને પ્રણામ કરવા જતોજ હતો."

બેઉ જણ બિરિજચંદ્રની પાસે ગયા. વિપિને કાશી જવાની રજા માંગી. બિરિજચંદ્રે જવાબ દીધા વગર, ખાનું ઉઘાડી સો સોની દશ નોટ કાઢી, આંખમાં ઝળઝળીયાં સાથે વિપિનના હાથમાં મૂકી. વિપિને તે લેત આનાકાની કરી, એટલે બિરિજચંદ્રે કડક થઈ જઈ ટુંકેથીજ પતાવ્યું:

"મારા ને ચંદ્રરાવના સમ્બન્ધમાં તમારે વચ્ચે આવવાની જરૂર નથી. એની પાસે પૈસા નહીં હોય તેથી આ એને આપજો ને મારી તરફથી કહેજો, કે તવંગરી એ અમીરી નથી તેમ ફકીરી એ પણ અમીરી નથી, માટે નાહક ફકીરની પેઠે રહેતો નહીં. જરૂર પડયે બીજા પૈસા મગાવજે. અહીંની બધી ખટપટથી તમે વાકેફ છો. મારાથી હાલ છુટા એમ નથી, બાકી હવે મને પણ કાશીની કામના થઈ ચૂકી છે, ત

એને સમજાવજો." વિપિને ફરીથી હાથ જોડ્યા. સંભાળીને જજો એટલું બોલી બિરિજચંદ્ર પોતાને કામે વળગ્યો.

સામાન બંધાવી વિપિન માજીને પગે લાગવા ગયો. તેના પર દરેકને ભાવ હતો એટલે ઘરનાં સૌ એકઠાં થઈ ગયાં–શિશિર સિવાય. તે તો ત્રીજે માળે બારણાં બંધ કરી, ક્યારની બારી આગળ પડાવ નાંખીને બેઠી હતી. 'આવજો આવજો'ના અવાજ વચ્ચે વિપિન ગાડીમાં બેઠો. સૌ ઓટલે આવ્યાં. જે હૈયે હતું તે ત્યાં હાજર નહોતું, એટલે વિપિનને ઝાઝી મુંઝવણ ન થઈ. માજીને તેણે ફરી પ્રણામ કર્યા. સ્ટેશને સાથે જવા મિત્રમન ને ગંભીર ગાડીમાં બેઠા.

"આપણી શિશિર માટે આના જેવો વર ન્યાતમાં શોધ્યો જડે એમ નથી, પણ હોંસમાં વહેલો વિવાહ કરી દીધો ને હવે તે તોડવા જઈએ તો ન્યાત ડુંપી ખાય." માજીએ મુદ્રિકાને કાનમાં કહ્યું.

"શિશિર ક્યાં ગઈ? ઉપર છે?" ભોળી મુદ્રિકાએ બૂમ પાડી.

"હું પાછળથી આવું છું." શિશિરના આ શબ્દોના ટીણા રણકારે ગાડીમાં બેઠેલા વિપિનના કાન ભરી દીધા ને ગાડીએ ચાલવા માંડ્યું.

બિરિજચંદ્રનું ઘર વિપિનના ગયા પછી થોડાક દિવસ સૂનુંસૂનું થઈ રહ્યું.

---

# પ્રકરણ ૨૫

## જપ્તી

**पृष्टो ब्रूते न सत्यं यः परिणामे सुखावहम् ।**
**मंत्री चेत्प्रियवक्ता स्यात् केवलं स रिपुः स्मृतः ॥**
**सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः ।**
**अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥ ***

**वाल्मीकि**

નૂતનપુરના મધ્ય ભાગમાં આવેલી એક પેઢી આગળ, એક અમલદાર ઊભોઊભો વાત કરે છે. સૂચના મુજબ કરવાની પેઢીના મુનીમે ના કહી તેથી તેથી તેનો પિત્તો ઉછળી ગયો હતો. મુનીમને દાઢમાં લઈ તે ત્યાંથી ચાલતો થયો. જતાંજતાં તેણે પેઢી તરફ એક ભયંકર દૃષ્ટિ નાંખી. 'તને છુંદી નાંખીશ ત્યારેજ જંપીને બેસીશ.' એવો એ દૃષ્ટિપાતમાં અર્થ હતો.

અમલદાર થોડેક ગયો અને ઓચિંતો હરખાઈ ગયો હોય એમ તેની મુખમુદ્રા પરથી દેખાયું. તેનો રોષ એકદમ કેમ ઉતરી ગયો ? તેનો રોષ ઉતર્યો નહોતો, પણ મુનીમને હેરાન કરવાનું સાધન જડી આવ્યું તેથી તે ખુશ થતો હતો. પછી પોતાના ઘરમાં તે દાખલ થયો ને આસપાસ જોઈ કોઈ નથી એમ જાણી બોલ્યો: "હાસ, હવે નિરાંત થઈ. મુનીમે હા કહી હોત, તો આ લાગ આવત નહીં. હવે એક દાવે બે સોકઠી મરાશે. મારી ઉમેદ પાર પાડવાનો વખત આટલો નજીક છે એમ હું ધારતો નહોતો. એક કાંટો રહી જશે, તેનું થઈ રહેશે. પણ તેનાથી મને શું થવાનું હતું ?"

આ બોલનાર મનોજકુમારનો માનીતો વિરિંચિલાલ હતો. રાણાની કાનભંભેરણી કરવામાં એણે બાકી નહોતી રાખી. કાચા કાનનો રાણો કેટલુંક ખરૂં માનતો ને કેટલુંક ખોટું ધારતો. વિરિંચિલાલ તેના ઉપર

---

* પૂછવામાં આવે ત્યારે જે મંત્રી પરિણામે સુખ આણનારૂં સત્ય નથી બોલતો, પણ પ્રિયવકતા બને છે તેને કેવળ શત્રુ સમજવો.

હે રાજા ! હમેશાં પ્રિય બોલનારા તો સુલભ છે. પરન્તુ અપ્રિય પણ પથ્ય કહેનારા ને સાંભળનારા બેઉ દુર્લભ હોય છે.

કેટલે દરજ્જે અસર થાય છે તે જોઈ લેતો. સો કાંકરામાંથી એકજ વાગતો, તો ધારતો કે કોઈ દિવસ પૂરેપૂરા સો થઈ રહેશે. રાણાની તેના પર ઘણી મહેરબાની હતી. રાજ્યકારભાર ઉપર તેનું લક્ષ પહેલાં કરતાં ઓછું રહેતું હતું. જરા મોજીલો થયો હતો. વિરિંચિલાલ તેની સાથે મસલત તો બીજીજ બાબતોની ખાસ કરતો, પણ રાણો રાજ્યના નોકરની કે ખાતાની કંઈ વાત કાઢે યા પૂછે, ત્યારે એ ધીરેધીરે મનમાં ધારેલું બધું કહી દેતો. "એ તો એમજ ચાલે, રજવાડાના તો એવાજ કારભાર." એમ વારંવાર બોલતો. રાણો આવા જવાબથી અમલદારો પર ગુસ્સે થતો.

સુજનસિંહ મહારાજનું ઠરેલપણું રાણામાં હોત, તો તે સામા સવાલ પૂછત કે તમે કેટલા દેશી રજવાડા જોયા છે? તે કેટલે દરજ્જે આપણા કરતાં ચઢીઆતા છે? ત્યાં કેટલીક વાર આખું કહોળું શાક થઈ નથી થતું? વળી આવો જવાબ સુજનસિંહ આપવાની હિંમત કોઈ કરતુંજ નહોતું. કેમકે રાજ્યમાં કોઈ પણ જાતનું અંધેર હોય તેનો દોષ અમલદારો પર મૂકે તે પહેલાં તે પોતાનો દોષ ગણતા, અને પોતાની ભૂલ સુધારવાનો પ્રયત્ન કરતા. ખાતાંની તપાસ જાતેજ રાખતા. બિરિજચંદ્ર બાહોશ, પ્રામાણિક, રાજ્યભક્ત તેમજ પ્રજાભક્ત દિવાન હતો. તેની દેખરેખ દરેક ખાતા પર રહેતી. બધે પૂરતો ન્યાય અપાય છે કે નહીં, કામ ઘસારે તો પડતું નથી, એ બાબતની ખબરો ગમે તે રીતે મેળવવા તે ચૂકતો નહીં. પ્રજાને પોતાના પર વિશ્વાસ છે એ બાબતથી તે બિનવાકેફ નહોતો. પ્રજાનો વિશ્વાસ તથા સંતોષ, એ સિવાય રાજ્યના અદલઇનસાફની તુલના કરવાનું બીજું સાધન શું? છતાં નવો રાણો અમલદારોની ભૂલોજ જોતો. શું સાહિત્યમાં કે શું જીવનમાં, દોષદર્શનથી નહીં પરન્તુ ગુણદર્શનથીજ નિરીક્ષકની શક્તિનું માપ નીકળે છે, એ મહત્ત્વનો સિદ્ધાંત સમજવાની હજુ તેને વાર હતી.

વિરિંચિલાલ બપોરે રાણાની પાસે જતો, ને સાંજે પાછો તેની સાથે ફરવા નીકળતો. બપોરને વખતે અમલદારો પોતપોતાના ખાતાના કામમાં રોકાયલા હોય, એટલે કોઈ પણ એની આડે આવે તેમ નહોતું. એ એમજ સમજતો, કે રાણાની બપોરની થતી મુલાકાતની ખબર અમલદારોને

નહીં હોય, પણ એ ધારણા ખોટી હતી. અંગ્રેજી કહેવત પ્રમાણે તો ફક્ત દિવાલને કાન હોય છે, પણ દરબારી મથકોમાં તો રજે રજને કાન હોય છે. ત્યાંની હવામાંએ જાસુસ ફરતા રહે છે. આજનો બપોર ક્યારે પડે તેની રાહ જોતો વરિંચિલાલ બેઠો છે. દરમ્યાન, દેશી પેઢી સાથે રાજ્યને શી રીતનો સંબંધ હતો તે તપાસવા આપણે રાજ્યની બેંક તરફ વળીએ.

બેંક શહેરના મધ્ય ભાગમાં આવી હતી. વેપારીવર્ગનું એ સ્થળ હતું. કંઈકિંઈ જાતના વેપાર ત્યાં થતા. રેશમી કાપડ વગેરેની ત્યાં મોટી-મોટી દુકાનો આવી રહી હતી. શહેરના કોઈ ભાગમાં કંઈ વસ્તુ ન મળતી હોય, તો તે લેવા લોકોને અહીં આવવું પડતું. ચાંદી ને સોનાના દાગીના પણ અહીં મળતા, ને તૈયાર ન હોય તો મરજી મુજબ બનાવી આપવામાં આવતા. નાણાવટીની પણ ત્યાં ઘણી દુકાનો હતી. રાજ્યનું ચલણ કલદાર કરવાનું તેમનું કામ હતું. એ ધંધામાં કેટલાક લખપતિ પણ થયા હતા. બેંકનું કામ આથી નિરાળું હતું. ચલણના સિક્કા બેંક હસ્તક પડતા. એ સિવાય બેંક ધીરધારનો ધંધો પણ કરતી હતી, પરન્તુ લોકોનાં નાણાં વ્યાજે લેતી નહીં.

નાણાંની ભીડને લીધે વેપારીઓને અનેક વાર વેપારમાં ખોટ જતી, બીજા દેશો સાથે હરિફાઈમાં ઉતરાતું નહીં, તેને લીધે મુજનસિંહ મહારાજે આ બેંક સ્થાપી હતી. રાજ્યનાં બીજાં સારાં મથકોમાં પણ એ ધીરધારનો ધંધો કરતી. એ ઉપરાંત, રાજ્યના હાકેમોને નાણાં મોકલવાની સગવડ પડે, દર વખતે અથડામણ પહોંચે નહીં, તેથી મહારાજે એવી ગોઠવણ રાખી હતી, કે હાકેમો તેમના તાબાના પરગણાની ઉપજનાં નાણાં, રાજ્યના આશ્રયથી નીમાયલી પેઢીમાં ભરે અને હુંડી લઈ રાજ્યની બેંક ઉપર બીડે. એ હુંડી, બેંક નૂતનપુરમાં રહેલી મુખ્ય પેઢીમાંથી કલદાર કરે. વિરિંચિલાલને એ મુખ્ય પેઢીના મુનીમ સાથે તકરાર થઈ હતી. મુનીમ બિરિજચંદ્રની ન્યાતનો હતો. માથાંનો ફરેલ હતો. પેઢી બહુ જૂની હતી. સ્થિતિએ બહુ સારી હતી. હાકેમ તરફથી હુંડી આવતી કે તેનો દેખાડ પેઢીમાં કરવામાં આવતો અને પંદર દિવસ પછી બેંકમાં નાણાં ભરી જવાં એવો તેનો ઉદ્દેશ હતો. પંદર દિવસ પછી નાણાં ન ભરાય, તો 'નકરી સકરી'

એમ કરી તે હુંડી પાછી બીડવામાં આવતી, અને તેના પર દસ ટકાનું વ્યાજ ચડાવવામાં આવતું.

આ બેંકનો ઉપરી હાલ વિનોદચંદ્ર હતો. તેની પહેલાના ઉપરીના વખતથી એમ ચાલતું, કે હુંડીનાં નાણાં પંદર દિવસ પછી ન ભરાય અને રાજ્યને પૂછવામાં આવે, તો એમ જવાબ વાળવામાં આવતો કે હુંડી પાછી મોકલવી નહીં, નાણાં થોડા વખતમાં આવી જશે. આમ કરવાનું કારણ માત્ર એટલુંજ, કે રાણા સુજનસિંહને તેમજ લોકોને પેઢી ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો અને મહારાજા કોઈ પ્રામાણિક માણસની આબરૂને જરા પણ આંચ આવે એવું કરવા ઇચ્છતા નહોતા. નવા રાણાના વખતમાં પણ એ પ્રમાણે રાજ્યને પૂછાવવામાં આવતું અને જૂના રીવાજને આધારે આવોજ જવાબ મળતો. આથી કરીને બેંકમાં ન સ્વીકારાયલી હુંડી થોડીઘણી દર વખતે પડી રહેતી.

વિરિંચિલાલ આ વહીવટથી અજાણ્યો નહોતો. રાજ્યને પૂછાવવામાં આવતું અને તેની તરફથી જવાબ વાળવામાં આવતો, તેની એને ખબર હતી નહીં, કેમકે તે બાબતનું લખાણ દિવાનઑફિસ જોડે ખાનગી રીતે ચલાવવામાં આવતું, ને ત્યાં જવાની એને સત્તા નહોતી. પેઢી તરફથી જાણીજોઈને ઢીલ કરવામાં આવતી નહીં, કેમકે વ્યાજ ચડયા કરતું હોય તે તેમનો પોષાતું નહીં. પણ કેટલીક વાર, પેઢીની બીજી શાખાઓમાંથી નાણાં આવવાની ઢીલ થાય, કે આગગાડી જ્યાં ન હોય ત્યાંથી કોઈ વેળા બીજા કંઈ કારણને લીધે વિલંબ થાય, તો પૈસા ભરતાં વાર થતી.

રાણા મનોજકુમારને બેંકની વ્યવસ્થા તેમજ વહીવટ વિષે બરાબર ખ્યાલ નહોતો. તે ગાદીએ બેઠા પછી આવો દાખલો પ્રથમ બનેલો ત્યારે તેની સહી લેવાયલી. વારે ઘડીએ તેની પોતાની સંમતિ લેવામાં આવતી નહીં. વળી વેપારના વિષય તરફ તેનું ઝાઝું લક્ષ નહોતું. વિરિંચિલાલે રાણાના અજાણપણાનો લાભ લઈ તેને ખબર કરી કે "લગભગ વીસ લાખની હુંડી ન સીકરાયલી પડી છે. પેઢી સારી હાલતમાં નથી. તે જો ચાદર ઓઢીને સુશે, તો બેંકને નુકસાન થશે, અને રાજ્યને વીસ લાખની ઊઠશે. આજે સવારેજ હું પેઢી પર ગયો હતો, અને ત્યાંની રીતભાત

પરથી મેં આવું અનુમાન કર્યું છે. વખતસર ઉપાય લેવાય તોજ રાજ્યની તિજોરી સલામત રહે, નહીં તો પછી નાંખ્યા નહીં પહોંચે."

"ઉપાય શો લઈએ?" રાણાએ ગુંચવાઈને પૂછ્યું.

"પેઢી પર જપ્તી બેસાડવી." વિરિંચિલાલે રંજક મૂકી દીધું.

"દિવાનને બોલાવી પૂછીશું?" રાણાએ પ્રશ્ન કર્યો.

"કેમ, હજુરની સત્તામાં એ વાત નથી? વિનોદચંદ્ર એમના સગા તથા સ્નેહી છે. તેઓજ બેંકના ઉપરી છે, એટલે દિવાનજી જપ્તી બેસાડવા હા કેમ કહેશે? વળી પેઢીનો મુનીમ પણ એમનીજ ન્યાતનો છે. મહારાજ, બધું વાજું આમ એકજ છે. હજુરને હું હમેશાં અરજ કરૂં છું કે અમલદારના પોતાના લાગતાવળગતા ઘણી જગાએ હોય ત્યારે તે અમલદારથી ચેતતા રહેવું." બિરિજચંદ્રના કારભાર પર એણે ટકોર મારી.

બિરિજચંદ્રના પોતાના માણસોમાં મોટા હોદ્દા પર વિનોદચંદ્ર સિવાય કોઇજ નહોતું. અમલદારવર્ગ બધોજ એનો હતો, પણ તેના કારણમાં માત્ર એની ચતુરતા, પ્રામાણિકતા અને ઉદારતાજ હતાં. પેઢીના મુનીમ તરીકેની નોકરી એના ન્યાતીલાના હાથમાં હોય તેમાં એ જોખમદાર નહોતો. છતાં રાણાને થયું કે કદાચ દિવાનજી અને વિનોદચંદ્ર પણ પેઢીના શેઠને મળી ગયા હશે. રાણો ભંભેરાયો. પોતાના પર વિરિંચિલાલ અત્યારે સત્તા અજમાવી રહ્યો હતો તે સમજ્યો નહીં, ને બોલ્યો: "સત્તા! હું મારા રાજ્યમાં મારી મરજી માફક કરૂં, તેમાં મને અટકાવનારૂં કોણ?"

"મહારાજ, એમ કેમ કહો છો? મને નોકરીમાં કદી ન લેવાનું દિવાનજીએ હજુરને નહોતું કહ્યું?"

"બરાબર, હવે હું સમજ્યો. સઘળાં એનાંજ કારસ્તાન છે. જપ્તી નાખવી તો ત્રણે જગા ઉપર."

આ સાંભળી વિરિંચિલાલને ફાળ પડી કે રજપૂત ઓડનું ચોડ વેતરશે. તેથી તેણે ઉથલો માર્યો. "પ્રજામત દિવાનજીની તરફેણમાં છે માટે હાલ એમને મુક્ત રાખો તો?"

"મારી ઇચ્છા, મારો હુકમ, એજ પ્રમાણે પ્રજામત દોરાવો જોઈએ. તમે કિશોરીલાલને બોલાવી મંગાવો."

વિરિંચિલાલને થયું કે બાજી તો ઠીક રચાઈ છે. કિશોરીલાલ આવશે તો તેની આગળ જરા દિવાનની તરફેણમાં બે બોલ બોલીશું. પણ રાણો જીદ્દી છે, એટલે કોઈનું સાંભળે એમ નથી.

તાબડતોબ હજુરહુકમ છુટયો અને કિશોરીલાલ તાકીદે મહેલમાં રૂઆબભેર રાણા આગળ હાજર થયો.

"કેમ કિશોરીલાલ, રાજ્યમાં બધે બંદોબસ્ત કેમ છે? કોઈ પણ જગાએ ભયનું કારણ તો નથી ને?" રાણાએ સલામ સ્વીકારતાં પૂછયું.

"હજુર જેવા અન્નદાતા હોય અને બિરિજચંદ્ર જેવા દિવાન હોય, ત્યાં પછી ભયનું કારણુજ શું?"

"તમારાં માણસો હાલ કેટલાં તૈયાર થઈ શકે તેમ છે?"

"હજુરનો હુકમ હોય તેટલાં." શો હુકમ મળવાનો હતો તેનો બિચારા કિશોરિલાલને સ્વપ્નેયે ખ્યાલ નહોતો એટલે બીજો શો જવાબ દે?

"ત્રણસો માણસ એક પા કલાકમાં તૈયાર જોઈએ."

"માણસો હજુરમાં લાવું કે કશે જવાનો હુકમ છે?"

"ટુકડીના ત્રણ ભાગ કરવા. પોણોસો માણસ હરિદાસની પેઢીની આસપાસ, પોણોસો વિનોદચંદ્રના ઘરની આસપાસ, અને દોઢસો દિવાનજીના બંગલાની આસપાસ વીંટાઈ વળે. દરેક ટુકડીની સરદારી તમારા ખાસ વિશ્વાસુ માણસને આપવી, અને તમારે ત્રણે જગાએ જાપતો કેમ રહે છે તે પર નજર રાખવી. જેની કસૂર માલૂમ પડશે તેને ફાંસીની શિક્ષા થશે."

"હજુર, દિ—"

"હા, હું સમજયો, દિવાનજીની શેહમાં તમે તણાઓ છો."

"કિશોરીલાલ શું કહેવા માગે છે તે સાંભળવા હજુરને મારી નમ્ર અરજ છે." વિફરેલા રાણાને નરમ પાડવા વિરિંચિલાલે છેલ્લો પછાડો માર્યો.

"પછી સાંભળીશ. હાલ વખત નથી. તમે બેઉ હાલ તેના મકાન પર જપ્તી ન નાખવાની તરફેણમાં છે. તમે મારા નોકર છો, માટે મારા હુકમ મુજબ કરવું. જાઓ; હાલ આ વાત ગુપ્ત રાખવાની છે. સાડાપાંચનો

અમલ થયો છે. કચેરીમાંથી લોકો સૌ ઘેર પાછા વળે, તે પહેલાં બધો બંદોબસ્ત થઈ જવો જોઈએ. ટુકડી એક જગાએ મૂકવામાં આવે ત્યારેજ તેમણે શું કરવાનું છે તેની તેમને ખબર થવી જોઈએ."

કિશોરીલાલ હડપચી છાતી પર નાંખીને વિચાર કરતોકરતો ચાલતો થયો. "રાણાની બુદ્ધિ બગડી છે. બિરિજચંદ્રની ખોટ રાજ્યમાં કોણ પૂરી શકશે? એના જેવો અમલદાર રાણાને ક્યાંથી મળશે? જરૂર રાણાને કોઈએ ભંભેરી મૂક્યો છે. વિનોદચંદ્રની ભલમનસાઇથી તો હદ છે. દાવપેચ તો બિલકુલ જાણતાજ નથી. ન્યાયની ખુરસી પર હતા, તો ત્યાં પણ એકજ ઇનિસાફ, એકજ દૃષ્ટિ. બેંકમાં પણ બધા જોડે અમીરાઇથી કામ લે છે; તોછડાઈ તો જાણતાજ નથી. રાણા આવાની કદર કરતા નથી, તો બીજા કોની કરશે? એમને પકડહુકમ બતલાવતાં મારી છાતી કેમ ચાલશે? માણુસોને હુકમ આપતાં જીભ કેમ ઉપડશે? ખરેખર, દાસત્વ અધમ છે. પણ કંઈ નહીં. મારી ઉમર થવા આવી છે. આપણે હવે ઘેર બેસવું તેમાંજ સાર છે."

કિશોરીલાલ સુજનસિંહ રાણાના વખતથી મોટા હોદ્દા પર હતો. તેનો રૂઆબ કંઇ ઓરજ હતો. જરા ઠીંગણો, પણ વિશાળ છાતી ને ભરાઉ શરીરનો હતો. કાળો પોશાક પહેરતો છતાં તેનું હૃદય કાળું નહોતું. નીચ કૃત્ય તેણે કોઈ દિવસ કર્યું નહોતું. લાંચ ખાતો નહીં, રૈયતને કદી પીડતો નહીં. હાથ નીચેના માણુસો વિવેકી અને પ્રામાણિક રહે છે કે નહીં, તે બાબત છાની ચિકિત્સા રાખતો. પોતાના ખાસ માણુસને પણ અક્ષમ્ય અપરાધ થયે નોકરીમાંથી દૂર કરતાં અચકાતો નહીં. આવા પોલિસ અમલદાર વિરલ હોય છે. બાકી સાધારણ રીતે તો રૈયતના રક્ષકોજ તેના ભક્ષક નીવડે છે.

કિશોરીલાલ હુકમનો અમલ કરવા નીકળ્યો પણ તેનું ચિત્ત વ્યગ્ર હતું. કોઈ સલામ કરતું તો તે પૂરેપૂરી ઝીલતો પણ નહીં. આખરે પોલિસલાઇન્સ આગળ તે આવી પહોંચ્યો, અને માણુસોને તૈયાર થવાનો હુકમ આપ્યો. ત્રણુસો માણુસોનો એકદમ શો ખપ પડયો, તે કોઈને સમજાયું નહીં.

એની સરદારી હેઠળ માણસોએ ગામમાં કૂચ કરવા માંડી અને લોકોએ તર્ક બાંધવા માંડ્યા. કોઈ કહે કે મહેલ આગળ આજે પૅરેડ થવાની છે; કોઈ કહે કે ફલાણા ગામમાં ધાડ પડી છે; કોઈ કહે કે મહારાજા શિકાર કરવા જવાના છે; કોઈ કહે કે પોલિસને આજે અમથા ગામમાં ફેરવતા હશે. કેટલાએક કંઈ ધાસ્તી જેવું હશે એમ ધારી પલાયન કરી જતા હતા. રસ્તા પર બેચાર સાથે મળી પોતાનો તર્ક એકબીજાને કહેતા. કેટલાક તો એવું તાકીને જોતા, કે શા કારણસર સિપાઈઓ જાય છે તે જાણે તેઓ સમજી ગયા હોય! કોઈકનું મોં એવું રહેતું કે આમ અમને પૂછ્યા કર્યા વગર આ માણસો ક્યાં નીકળી પડ્યાં છે? ત્યારે કેટલાક મહામહેનતે પોતે કરેલો તર્ક કદાચ ખોટો પણ નીવડે તેથી અકળાઈને બોલતા, કે આ રસ્તા પર અનેક માણસો આવે છે ને જાય છે, તેવા વળી આ જતા હશે; એમાં જોવાનું શું છે?

કિશોરીલાલ પ્રથમ પેઢી તરફજ વળ્યો. પેઢી વાસ્તે એને માન હતું પણ તેની સાથે કંઈ સંબંધ નહોતો. પેઢી આગળ સિપાઈઓ આવ્યા અને કિશોરીલાલે 'ખડે રહો' એમ સંજ્ઞા કરી. બધા એકદમ ઊભા રહ્યા.

જોઈતા માણસો ત્યાં મૂકી, એ વિનોદચંદ્રના ઘર તરફ વળ્યો. તારા બારીએ પુત્રને લઈ ઊભી હતી, તેણે બાળકનું ધ્યાન રસ્તા તરફ દોરવ્યું. વિનોદચંદ્ર પણ શું છે તે જોવા બારીએ આવ્યો. કિશોરીલાલે તેને આઘેથી સલામ કરી. તે પાછી વાળવામાં આવી કે નહીં, તે જોવાની તેની હિંમત ચાલી નહીં. વિનોદચંદ્ર આમ કરવાનું કારણ સમજી શક્યો નહીં. ક્યાં કુચ કરો છો, એમ તે પૂછવા જતો હતો, પણ તેના ઘર આગળજ માણસોને થોભવાનો હુકમ મળ્યો, એટલે તે વિચારમાં પડ્યો. કિશોરીલાલે માણસોને રાણાનો હુકમ કહી દીધો, ને વિનોદચંદ્ર તરફ પાછી નજર કરી. "રાણાનો હુકમ છે, બાકી આ કામ કરતાં મારો જીવ ચાલતો નથી." એમ એની આંખ બોલતી હતી.

કિશોરીલાલ બહાદૂર અમલદાર હતો, છતાં અત્યારે તે કાયર દિસતો હતો. દરરોજનો તેનો રૂઆબ આજે નહોતો. પકડીને જબરદસ્તીથી ઘોડા પર બેસાડ્યો હોય, તેમ ડોસાની માફક તે બેઠો હતો. દિવાનનું મકાન

આવી પહોંચ્યું અને માણસોનો ત્યાં ખડા રહેવાનો તેણે હુકમ કર્યો. બારી તરફ નજર કરી નહીં. તેનો ઘાંટો પણ બેસી ગયો. બંદોબસ્ત રાખવાનો હુકમ આપી, તે પોતાના ઘર તરફ વળ્યો. રસ્તામાં કેટલાક તેને સવાલ પૂછતા, પણ તેનો જવાબ દીધા વગર તે ચાલ્યો જતો હતો. થોડેક દૂર ગયો અને ઘોડો એકદમ ઊભો રાખ્યો. ભયનું નહીં પણ હર્ષનું કંઈ કારણ મળી આવ્યું હોય, એમ તેના મોં ઉપરથી લાગતું હતું. તરતજ તેણે પોતાને હાથે ઇસારત કરી અને સામેથી આવતા અંગરક્ષકો તથા તેની પાછળ આવતી ગાડી ઊભાં. કિશોરીલાલે વાંકા વળી બિરિજચંદ્રને સલામ કરી.

"કિશોરીલાલ, આજે મોં ઉદાસ કેમ છે? આ પોશાકમાં ક્યાં જઈ આવ્યા? રસ્તા પર આટલી બધી ગરબડ કેમ છે?"

"આપ ક્યાં પધાર્યા હતા?"

"જરાક કામસર કેમ્પ તરફ જવું થયું હતું."

કેમ્પ નૂતનપુરમાં રહેતા સરકાર તરફના અંગ્રેજ અમલદારોનું મથક હતું. ત્યાં તેમના માત્ર ત્રણ બંગલા હતા, કારણકે નૂતનપુરના દરબારમાં અંગ્રેજ અમલદાર કોઈ નોકરી પર હતો નહીં.

"તમે ક્યાં જઈ આવ્યા?" દિવાને પૂછ્યું.

કિશોરીલાલે પૃથ્વી પર નજર રાખી, ગજવામાંથી એક કાગળ કાઢયો, ને ધ્રૂજતે હાથે દિવાનના હાથમાં મૂકયો. બિરિજચંદે તે વાંચ્યો અને તેના કપાળ પર કરચલી વળી, ને ભવાં ચડી ગયાં.

"રાણાની નિમકહલાલ નોકરી કરી તેનું આ પરિણામ, આ ફળ?" દાંત પીસીને બોલ્યો. "કોનાં કારસ્તાન છે તે જાણું છું. આ હુકમ તમને અપાયો તે વખતે પેલો દુષ્ટ ત્યાં હતો કે?" ડોકું હલાવી કિશોરીલાલે હા કહી.

"એને ઉંદરની ગત રમતાં આવડી છે તો મને એને રમાડતાં બહુ સારૂં આવડે છે. દુષ્ટને પલ્લે ન પડવું, એ મારા સિદ્ધાંતને લીધે એ આટલો ફાવ્યો. હજી પણ એને છુંદવા માંગું તો શી વાર? પણ હવે તો **देशत्यागोऽपि दुर्जनात्।** રાણાની નોકરીમાં મઝા નથી. રાણો એને

ઓળખશે ત્યારે મને સંભારશે." અંગરક્ષકોને જવાનો હુકમ કરી તેણે કહ્યું, "કિશોરીલાલ, મને પકડવો હોય તો હું તૈયાર છું."

"નોકરી છોડી ચાલ્યો જાઉં, પણ એ કામ મારાથી બની શકે એમ નથી. વળી રાણાનો એવો કંઈ હુકમ નથી."

"ઠીક ત્યારે, તમે તમારે કામે જાઓ." એમ કહી બિરિજચંદે પછી ગાડીવાળાને નાયબદિવાનના ઘર તરફ ગાડી લેવા હુકમ કર્યો. તેનો ઉગ્ર ચહેરો ધીરેધીરે નરમ પડી ગયો. દૂધનો ઉભરો સમાઈ ગયો. "મારૂં તપોબળ હતું ત્યાં લગણ હું ફાવ્યો. હવે વળી બીજો કોઈ આવશે. સંસારનાં ગાડાં એમજ ચાલે છે." આવી ફિલસુફી કરતો હતો ને નાયબ-દિવાનનું ઘર આવી પહોંચ્યું. બિરિજચંદ્ર અંદર દાખલ થયો. કુબેર-પ્રસાદે સામા આવી તેનો સત્કાર કર્યો. "આજે કંઈ મારૂં ઘર પાવન કર્યું?"

બિરિજચંદે સઘળી હકીકત તેને કહી. કુબેરપ્રસાદ મગજનો બહુ કડક હતો, તેમાં તરતનોજ માંદો પડી ઊઠયો હતો એટલે તેનો મિજાજ ચાલ્યો ગયો. "દિવાનજી, જુઓ છો શું? કાઢો હુકમ અને પકડાવો વિરિંચિલાલને. પછી બધું થઈ રહેશે. તમે જાતે છુટા છો તો સઘળું બની શકશે."

"કેમ દેસાઈજી, જમાનાની તમને પણ અસર થઈ કે શું? તમે પણ મોગલાઈ ચલાવવાનીજ વાતો કરો છો!"

"એવા માણસને જે કરીએ તે ઓછું છે. તમારી ઇચ્છા હોય તો હું એને સપડાવું. તમારી ભલમનસાઈનીંજ આ પરિણામ છે."

"અત્યારે આવો ક્રોધ કરવો નકામો છે. રાણાજીની સંમતિથી આ બધું બન્યું છે, તો છુટા કેમ થવું તેનો ઉપાય શાંતિથી લેવો જોઈએ. હું છુટો છું, એવી એમને ખબર મળે તો બહુ ભારે થઈ પડે. અહીં છું એમ જાણે તો તમે પણ જોખમમાં આવી પડો."

"મને એ બાબતનો ડર નથી. તમે રજા આપો તો બળથી યા છળથી એ પરદેશીના રામજ રમાડી દઉં. નૂતનપુરનું નામ ભૂલાવી દઉં."

ક્રોધી પુરુષો ઘણી વાર કેટલા ભાવભર્યા હોય છે તે દેસાઈની બોલવાની ઢબ પરથી દેખાઈ આવતું હતું.

" પણ હમણાં મારે શું કરવું ? રાત કાઢવી ભારે થઈ પડશે. ઘેર બધાં મુઝાતાં હશે. વિનોદચંદ્રની શી સ્થિતિ થઈ હશે ? મારો ન્યાય પારકાને હાથે કરાવવો મને પસંદ નથી. તમે કાલે રાણાને મળો અને ગમે તેમ કરી જપ્તી ઊઠાવવા સમજાવો. જ્યાં લગણ હું નિર્દોષ છું એમ સાબિત ન કરું, રાણાના મોંમાંથીજ એ વેણ ન કઢાવું, ત્યાં લગણ —મરી જઈશ તો ભલે—અહીંથી ખસવાનો નથી. જોઈએ તેવી જામીનગીરી આપજો, કહે તે શરત કબૂલ કરજો. વિરિંચિલાલ રાજ્યમાં છે ત્યાં સુધી આ રાજ્યની નોકરીનું પાણી મૂકી ચૂક્યો છું, એટલે કોઈ વાતની પરવા રાખશો નહીં."

"રાતે આપણે ત્યાંજ રહેશોને ? ઘેર જવું મને ઠીક નથી લાગતું." કુબેરપ્રસાદે સૂચના કરી.

"બરાબર છે. રાતે આપણે નિરાંતે વાત કરીશું. રાણો પૂરો વિફર્યો હશે તોજ એજન્ટને હલાવશું." આમ કહેતોકહેતો બિરિજચંદ્ર દેસાઈ ને માળે ગયો.

હરિદાસ શેઠની પેઢી આગળ માણસો ગોઠવાયાં, ત્યારથીજ ગામમાં અને ખાસ કરીને વેપારીમંડળમાં હાહાકાર થઈ રહ્યો. વિનોદચંદ્રના ઘર આગળ બીજી ટુકડી રોકવામાં આવી અને તેમાં વધારો થયો. હજી કોણ બાકી છે તે કોઈ કલ્પી શકયું નહીં.

હરિદાસ શેઠ વણિક હતા એટલે તેમની ગભરામણનો પાર નહોતો. મહેતાઓ પણ બધા ગભરાઈ ગયા હતા. મુનીમ શેઠને શાંત પાડતો હતો. સવારે બનેલા બનાવનું આ પરિણામ છે, એમ ધારીને તે કોઈક વાર પસ્તાતો, કોઈક વાર એમાં ગભરાવા જેવું શું છે એમ બોલતો, છતાં પેઢીમાં બધે દોડાદોડ થઈ રહી હતી.

આણી તરફ એકમાર્ગી વિનોદચંદ્ર કંઈકંઈ વિચાર કરવા લાગ્યોઃ "આ પ્રમાણે થવાનું કારણ શું ? મારા કામમાં ભૂલ તો નહીં થઈ હોય ? બરૂ જોતાં, જોઈએ તે કરતાં હું વિશેષ સાવધ રહું છું. વળી દિવાનજીનો

પોતાનો હું માણસ છું. તેઓ આ કેમ સાંખી શકે ? કોણ જાણે તેમના પર પણ આપત્તિ નહીં આવી હોય ? કિશોરીલાલ એક ટુકડો લઈને પાછા ફર્યા. એ ક્યાં જવાની છે તે આ સિપાઈઓને ખબર નથી. કામ કરતાં નવનેજાં પાણી ઉતરે, વાંસો બેવડ થાય અને તેનો આ બદલો ! દિવસ કે રાત સામું જોયું નથી, જંપીને કોઈ દિવસ બેઠો નથી, રવિવાર પણ પૂરો પાળ્યો નથી. તેનો આ બદલો !

તારાના બાળક પુત્રને અનેક સિપાઈઓ જોઈ કુતૂહલ થયું હતું. તેણે સવાલોની પરંપરા છોડી. ગભરાઈ ગયલી તારાના જવાબથી સંતોષ ન થયો એટલે તે વિનોદચંદ્ર પાસે આવી પહોંચ્યો અને બોલ્યો, "ભાઈ, 'તીજોરી સલામત હૈ' એમ કહેવા તો બેજ માણસ આવે છે, અને તે તો સવારમાં, પણ અત્યારે આટલા બધા કેમ આવ્યા છે ?"

"એ ત્રિજોરી આપણે ઘેર આવી છે એવું રાણાના મનમાં હશે." મરડાટમાં વિનોદચંદ્ર બોલ્યો.

ત્રિજોરી જોવા પુત્રે ઇચ્છા બતલાવી અને તારા તેને બીજા ઓરડામાં લઈ ગઈ. બીજીબીજી વાતો કરી તેની આ ઇચ્છા ભૂલાવી દીધી ને નોકરને સોંપી પછી પોતે પતિ પાસે આવી. તેનાં ગાત્ર પણ શિથિલ થઈ ગયાં હતાં. તે સ્ત્રી હતી, કોમળ અંતઃકરણની હતી. કોઈ વાર અશ્રુ પાડતી પણ પાછી હિંમત લાવતી અને પતિને ધીરજ આપતી. વિનોદચંદ્ર હિંચકા પર એક હાથ ગજીયા પર લંબાવી, બીજા હાથની કોણી તકીયા પર રાખી, કપાળ પર હાથ મૂકી, આંખ મીંચી બેઠો હતો.

"જરા ચાહ પીશો ?"

"હા, મૂકાવ. એને ક્યાં મૂકી આવી ?

"એના અણસમજુ સવાલોથી તમને દુઃખ થાય, માટે અહીંથી ખસેડી ગઈ. હવે રમવામાં પડયો છે."

"એને અહીં લાવ, અને તું પણ બેસ. તારા પિતાએ બનાવેલું પેલું સમયનું ગીત ગા. કાલે સવારે બધુંએ જણાશે. પેલા પરદેશી માસ્તરનું આ તોફાન હશે."

દિવાન બિરિજચંદ્રના ઘરની આસપાસ ચોકી બેઠી. ચાતુરિકા તો આભીજ બની ગઈ. શિશિરને સંસાર એકલું સ્નેહધામ નથી, કલહક્ષેત્ર પણ છે એ સત્યની પ્રથમ પ્રતીતિ થતી હતી તેથી તેની મુખમુદ્રાએ જુદુંજ સ્વરૂપ ધારણ કર્યું હતું. પતિનું શું થયું હશે એ ભયથી મુદ્રિકાએ તો રોવા માંડયું. મિત્રમન તેને શાંત પાડવા મથતો હતો. મિત્રમનના કહેવાથી શાંત ન પડનાર સાસુના તડાકા સાથે રોતી રહી ગઈ.

"એમ તમે હિંમત હારી જશો તો છોકરાંઓને કોણ શાંત પાડશે ? એટલામાં ગભરાઈ શું ગયાં ? રાજ્યના મામલા કંઈ રમત નથી. માથું મૂકીને કામ કરવું હોય તોજ રાજ્યની નોકરી કરવી. ખોટાખોટા વિચાર કેવા લાવવા ? બિરિજ કંઈ એવો ભોળો નથી કે કોઈ એને સપડાવી શકે. બહાર રહ્યો છે તો બધાને હંફાવશે. અપશકુનીયા ખ્યાલ કેવા લાવવા ? તમારે તો બધાંને હિંમત આપવી જોઈએ. ચાલો, મોં ધોઈ નાંખો અને હું કહું તે સાંભળો."

વડિલની સામું બધાં ગોઠવાયાં. માજીએ બોલવું શરૂ કર્યું. "બિરિજ છુટો હશે તો આપણને છોડાવતાં તેને વાર નહીં લાગે. આપણા કરતાં ખરાબ હાલતમાં હશે તો છુટતાં વાર લાગશે. રાણાને વહેમ ભરાયો છે એટલે આપણા ઘરનો એક પણ ખૂણો તપાસાયા વગરનો રહેવાનો નથી. મિત્રમન તથા ગંભીરનું ઘરમાં કામ પડશે. આપણું પોતાનું ખરા પરસેવાનું મેળવેલું જે કંઈ હશે, તેના પર પણ રાણો વહેમની દૃષ્ટિથી જોશે, માટે નહીં જેવું અહીં રાખી, બાકીનું જરજેવર લઈ, હું અત્રેથી રાત્રે પોબાર ગણી જઈશ."

ગંભીર તો માજીની બાહોશી ને હિંમત જોઈ ચકિતજ થઈ ગયો. "આપણે કંઈ કામ કરવું હોય તો સત્તરસો વિચાર કરીએ, હજાર પાછા બદલીએ અને અંતે ભાઈ જ્યાંના ત્યાં. પહેરો ચૂકાવી એ શી રીતે જવાનાં ?" મિત્રમનને એટલી નવાઈ લાગી નહીં, કેમકે માજીની હોશયારીથી તે અજાણ નહોતો.

"મા, ક્યાં જશો ?" મિત્રમને પૂછ્યું.

"તે કંઈ કહેવાય નહીં. સંભાળવાનું તથા સૌને ધીરજ આપવાનું કામ તારૂં છે. બિચારો ગંભીર આપણે લીધે સપડાયો. એ તને મદદરૂપ થઈ પડશે. શિશિરની બરાબર સંભાળ લેજો. આ પ્રસંગથી એની તબીઅતમાં વધારે બગાડો ના થાય તે જોજો. કોઈ આવ્યું ગયું તો તેને જવાબ દેવામાં મદદની જરૂર પડશે, માટે તું અહીં હોય તેજ ઠીક." બીજી કેટલીએક શિખામણ મિત્રમન તથા ઘરનાંઓને આપી માજી જવાની તૈયારી કરવામાં પડ્યાં.

રાતના બારેકનો અમલ થયો અને મિત્રમન વગેરે બેઠાં હતાં ત્યાં માજી આવી પહોંચ્યાં. મુદ્રિકાની નજર પહેલી તેના પર પડી અને તેનાથી બૂમ પડાઈ ગઈ. મિત્રમને પાછા ફરી જોયું, અને કહ્યું, "એ તો મા છે. તું ગભરાય છે કેમ?" સર્વ મંડળ માજીને જોઈને સ્તબ્ધ થઈ ગયું.

"મા, કોઈ બિચારાને ઘાયલ કર્યો કે શું?"

"ના ના, આપણા દાદર આગળના નીચેના ઓરડામાં એકાદબે પોશાક પડી રહે છે કેની? તેમાંનો આવ્યો તે ચડાવી દીધો. બીજી કોઈ પણ રીતે જવું ફાવે એમ નથી. બધા જાગતા છે. આ પોશાકને લીધે હું પોલિસનોજ માણસ છું એમ ધારી મને રોકાણ કોઈ ભાગ્યેજ કરશે. આણી તરફ 'રોન' ફરવા આવ્યો હશે, એમ ધારશે. વળી આ પોશાકમાં બીજા બે ગુણ છે. એક તો ઠંડી નહીં લાગે, અને બીજું, ગજવાનો ઉપયોગ સારી રીતે થઈ શકશે. ભૂલાવામાં નાંખતાં મને વાર નહીં લાગે. મિત્રમન, તું પાછલા બારણા આગળ આવી પહોંચ. હું જાઉં એટલે ધીરેથી પાછું દઈ દેજે. હું સહીસલામત પહેરો વટાવી ગઈ કે નહીં, તે ઉપરની બારીએથી જોવાનું કામ ગંભીરનું. ચાલો. ઝડપ કરો." બધાંને હોશયાર રહેવાનું કહી, માજી ઝપાટાબંધ નીચે ઉતરી પડ્યાં. બારણું ઉઘડયું, તેઓ બહાર નીકળ્યાં અને પાછું દેવાયું. મા પહેરો વટાવી ગયાં કે કેમ તે જાણવા મિત્રમનને પણ ઇચ્છા હતી, તેથી તે ઝડપથી ઉપર આવ્યો. માજીએ કોઈક સાથે વાત કરી, પહેરો ચૂકાવ્યો અને ગંભીર ચિત્રામણ બની ગયો.

"ચાલ, હવે આવે છે કેની? કોઈ જોશે તો તેને વહેમ આવશે."

"આ હિંમત તારી ચાલે ખરી?" ગંભીરે પૂછ્યું.

"એ તો પ્રસંગ આવે જણાય."

"મૂંગોજ રહે એટલે થયું. આવું કરતા પહેલાં એટલી અડચણો તું કલ્પી લે, કે તારાથી કંઈજ બને નહીં. વિપિન કહેતો તેમ એ 'આપણા ભણતરનાં પરિણામ.' બાકી આવા પ્રસંગો દુનિયામાં કોઈક વાર આવે છે, અને તે વખતે આવા ઉપાયો લેવાની શક્તિ જોઈએ તો ખરી."

બન્ને જણા પાછા ફર્યા અને મુદ્રિકાને સમાચાર કહી દીધા. રાત બહુ વહી જવાથી મને કે કમને બધા સુઈ ગયા.

સવાર પડ્યું અને કુબેરપ્રસાદ રાણાના મહેલ તરફ ગયો. વિરિંચિલાલ એજન્ટને બંગલે વળ્યો.

કુબેરપ્રસાદ દેસાઈ રાણા આગળ પણ પોતાનો સ્વભાવ બતાવતાં ગભરાતા નહીં. રાણાને મળી તરતજ તેમણે કહ્યું, કે "હજુરે બહુ ઉતાવળું પગલું ભર્યું છે. સરદારો આ વાતથી અજાણ છે, તેમની 'કાઉન્સિલ'માં આ વાત મૂકાઈ નથી. પ્રજામાં હાહાકાર બહુ થયો છે, કેમકે ગુનોહ શો થયો છે તેની કોઈને ખબર નથી."

"ગુનોહ પ્રજાને ખબર પડશે ત્યારે પ્રજા શાંત પડશે."

"મને જણાવવામાં હજુરને હરકત છે?"

"હા."

"એના જેવા દિવાન ઘણી થોડી જગાએ હશે. આ રાજ્યમાં તો એનો બોજો કોઈ ઊઠાવી લે, એમ મને લાગતું નથી."

રાણાથી દિવાનનાં વખાણ સાંખી શકાયાં નહીં અને તેથી તેણે તક સાધી કહી દીધું કે, "તમે તમારે મોંએથી નાલાયક ઠર્યા છો. વિરિંચિલાલ એ કામ કરી શકશે."

કુબેરપ્રસાદને મનમાં તો એમ થયું કે ત્યારેજ રાજ્ય ઉધું વળશે, પણ રાણાને એટલુંજ કહ્યું કે "દિવાનપદ બાબત તો જેવી મહારાજની મરજી, પણ હજુરને એટલી મારી વિનતિ છે કે ત્રણે જગાએથી જપ્તી ઊઠાડી નાખવાની જરૂર છે. દિવાનજી તથા વિનોદચંદ્ર કોઈ નાસી જાય

તેને વાસ્તે હું જોખમદાર છું. વળી પેઢી પણ ઘણી જૂની છે. હરિદાસ શેઠ અહીંનાજ વતની છે, એટલે તે નાસીને ક્યાં જશે. ?"

"દિવાનજીને છુટા મૂકવા હું રાજી નથી. તેઓ બહુ ખટપટી છે. તમે તેના જામીન થાઓ છો તો ભલે. તેમને નિર્દોષ ધારીને તમે મારા હુકમનો અનાદર કરવા જેવી વર્તણુક ચલાવો છો. તમારા પણ દહાડા ભરાઈ ચૂક્યા છે."

કુબેરપ્રસાદનું મગજ કાબુમાં ન રહ્યું. "હજુરની ધ્યાનમાં આવે તેમ કરશો. દિવાનજી રાજનીતિમાં કુશળ હતા તોજ પરહદની દરેક તકરારમાં બીજાં રાજ્યોને તેમણે ફાવવા ન દીધાં, ને અંગ્રેજી અમલદારોને પણ પોતાની ચતુરાઈથી આંજી નાખ્યા. બુદ્ધિનો દુરુપયોગ તેમણે કર્યો નથી. જાતે રાજ્યની પૈ પણ બેવફાદારીથી લીધી નથી."

" તે તો બધું હું જાણું છું, તમારે સમજાવવાની જરૂર નથી." રાણો ઉશ્કેરાઈને બોલ્યો.

રાણો ઊઠવા જતો હતો અને અકળાયલો કુબેરપ્રસાદ બોલી ઉઠયો, "હજુરના મનમાં એમ હોય કે દિવાનજી છુટા નથી તો હજુરની ભૂલ છે. તેમને નાસી જવું હોત, તો તેઓ કાલે રાતે તેમ નિરાંતે કરી શકત. તેમના ઘરની આસપાસ જપ્તી નંખાઈ તે વખતે તેઓ ઘરમાં નહોતા."

રાણાનો મિજાજ હાથથી જતો રહ્યો. તેનું મોં લાલચોળ થઈ ગયું, ભવાં ચડી ગયાં. વાંક કોઈનો કઢાય એમ નહોતું. બાજી હાથમાં ન રહી જાણી તેણે નવી ગત ચલાવી.

'દેસાઈજી, મારી સાથે થયલી વાતચિત પરથી તમારે મુઝાવું નહીં. ગઈ કાલની મારી તબીઅત ઠીક નથી. દિવાનજીના તમે જામીન થાઓ છો તો જપ્તી ઊઠાવવામાં વાંધો નથી; પણ વિનોદચંદ્ર તથા પેઢીને એમાંથી હું મુક્ત કરવા માગતો નથી. એમના હિસાબના ચોપડાઓ કબજે કરાવી લો. એમની તપાસ આજની આજ શરૂ થવી જોઈએ. એટલા વાસ્તે મારી સાથે સાત જણાનું કમિશન બેસાડવું પડશે. કમિશનમાં તમે, વિરિંચિલાલ અને બીજા ચાર હું પછી નક્કી થઈશ. બિરિજચંદ્ર ગુનેહગાર ઠરશે તો તેની જગા પર તમારોજ હક્ક છે." પોતાના સ્વાર્થની ખાતર દિવાનની

તરફેણમાં મત આપતાં અટકે માટેજ રાણો દેસાઈને રમાડતો હતો. કુબેરપ્રસાદ રાણાની ઉઘાડી યુક્તિ સમજી ગયો હતો, પણ રાજ્યની નોકરી ઉપરથી તેનું દિલ ઉઠી ગયું હતું એટલે તે બેફિકર હતો.

"હજુરનો ત્યારે શો હુકમ છે?"

રાણાએ જોયું કે આવેશમાં અને આવેશમાં પગલાં તદ્દનજ ખોટાં લેવાયાં હતાં. બેંકના ચોપડા કબજે કરવાની જરૂર હતી. વિરિંચિલાલને એ સુઝયું નહીં, એ તેને બહુ નવાઈ જેવું લાગ્યું.

"કિશોરીલાલ પર હુકમ લખો, કે દિવાનને ત્યાંથી જપ્તી ઊઠાડે અને તે માણસો બેંકની આસપાસ પહેરો રાખે. હું સહી કરી આપું છું."

વિરિંચિલાલને એટલીજ ઇચ્છા હતી, કે કોઈ પણ રીતે દિવાનને કનડવો કે પોતાની મેળે અકળાઈને તે રાજીનામું આપે દિવાને કોઈ પણ જાતનો ઘોટાળો કર્યો હશે, એવું એ ધારતો નહોતો. પરંતુ વહેમી રાણાએ દિવાનના ઘર પર જપ્તી બેસાડવાની અધીરાઈ બતાવી, એટલે વિરુદ્ધ પડવું એને ફાવ્યું નહીં. બેંકના ચોપડા વિષે કહેવા જતો હતો, પરંતુ રાણાએ એને બોલતો અટકાવ્યો એટલે એ મૂંગો રહેલો.

કિશોરીલાલને ચીઠ્ઠી મળી. એક જપ્તી ઉઠી, અને નવી બેઠી. આણી તરફ વિરંચિલાલ એજન્ટ મિ. રાઈટ પાસે પહોંચ્યો. અંગ્રેજી ભાષાથી અજ્ઞાન વર્ગ તેમને રૅટ સાહેબ કહેતો. વિરિંચિલાલે રાઈટને તમામ હકીકત કહી. વિરિંચિલાલને દિવાનપદ અપાવવા તે ઇંતેજાર હતો કારણ કે એ બહાને તેનો રાજ્યમાં પગપેસારો વધે એમ હતું.

બપોરના બે વાગ્યાને શુમારે કમિશન બેઠું. આરોપની તપસીલ વિરિંચિલાલે વાંચી અને બિરિજચંદ્રના મનમાં આનંદ થયો. એ જાણતો હતો કે એ બાબતમાં ગુનેહગાર રાજ્ય સિવાય કોઈજ નથી. પહેલા દહાડાની તપાસ દરમ્યાન એણે વિનોદચંદ્રને ખાનગી રીતે સૂચના પહોંચાડી, કે હુંડી બાબત રાજ્યનો હુકમ શો છે તે વાત કમિશન આગળ તેણે મૂકવી નહીં.

પેઢીના શેઠ હરિદાસ, માથાફરેલ મુનીમ, બીજા મહેતાઓ તેમજ વિનોદચંદ્ર તથા બેંકના નોકરોની તપાસ, દશ દિવસ પહોંચી. હિસાબના

ચોપડાઓ પણ જોવાયા. વિનોદચંદ્રે પૈ પણ હરામ કરી છે એવું કંઇ સાબિત ન થયું. પણ પેઢીની શરમાશરમીને લીધે યા ખાનગી મસલતને લીધે, હુંડી બાબત ઢીલ રાખવામાં આવી એવો વહેમ દૂર કરવાને સહેજ પણ પુરાવો આપવામાં આવ્યો નહોતો.

અગિયારમે દિવસે બિરિજચંદ્રની તપાસ શરૂ થઈ. એ તપાસ પરજ ચૂકાદાનો બધો આધાર રહ્યો હતો. બેંકનું કામ સુદ્ધાં આ પ્રમાણે ચાલ્યાં કર્યું અને તે સંબંધમાં દિવાનઑફિસ તરફથી કંઈ પણ પગલાં લેવાયાં નહીં, તેને માટે બિરિજચંદ્રને જોખમદાર ગણવામાં આવ્યો. તપાસ શરૂ થઈ કે બિરિજચંદ્રને ખુરસી આપવામાં આવી. વળી દિવાન હોવાથી સાક્ષીના પાંજરામાં તેને લઈ જવામાં આવ્યો નહોતો. વિરિંચિલાલના હાથમાં ન્યાયનું ત્રાજવું જોઈ, તેનું મગજ કેદહાડાનું ફરી તો ગયુંજ હતું. જેવો તે ખુરસી પર જઈને બેઠો કે તરતજ તેણે એવી ક્રોધભરી દૃષ્ટિ વિરિંચિલાલ તરફ ફેંકી, કે ત્યાંથી બહાનું કાઢી, ઊઠી, તે પાસેના ઓરડામાં ગયો. સિંહ જેવું પ્રાણી, મનુષ્યની નજર જો તેની નજર કરતાં બળવાન્ હોય તો ડરીને ચાલ્યું જાય, તો વિરિંચિલાલના શા ભાર ?

તેના ગયા પછી દિવાને રાણાની સામે જોયું. 'માણસની કદર' તો સારી કરો છો', એવો એ નજરમાં અર્થ હતો. રાણાનો ગુસ્સો સહેજસાજ નરમ પડ્યો. તેણે એકનિષ્ઠાથી કરેલી નોકરીનો તેને અત્યારે ખ્યાલ આવ્યો. વળી કોઈએ પણ ઉચાપત કર્યું છે, એવું અત્યાર લગીમાં સાબિત નહોતું થયું. બિરિજચંદ્રે રાજ્યના હુકમના.........નંબરના કાગળો મેળવવા તથા કમિશન આગળ તે રજુ કરવા અરજ કરી.

રાણો જે દશે દિવસ પોતેજ ઘણાખરા સવાલો પૂછતો તેણે કુબેરપ્રસાદને કહ્યું, "એ કાગળોની આ બાબતમાં શી જરૂર પડશે તે જરા પૂછી જુઓ."

સવાલ પૂછાયો કે દિવાને સવિસ્તર કહેવા માંડી. વિરિંચિલાલ એ સાંભળવા પાછો આવીને બેઠો હતો. વચ્ચે વચ્ચે રાજ્યને તેમજ પ્રજાને નુકસાન ન થાય તે વાસ્તે પોતે કેવી જાતનાં પગલાં લીધાં હતાં, પરહદની

તકરારમાં કેવી રીતે કામ કર્યું હતું, તેનો ચિતાર બિરિજચંદ્ર આડકતરી રીતે આપતો ગયો, તેનો આ બદલો એમ સૂચવતો ગયો ને વિરિંચિલાલ તો બહુ સારા માણુસ છે એમ ટહુકો મૂકતો ગયો. કુબેરપ્રસાદ સિવાય ત્યાં બેઠેલા સઘળાજ આ અહેવાલ સાંભળી તાજુબ થઈ ગયા.

રાણાએ સર્વ આ હકીકત જાણી કમિશન ઊઠાડી લેવા વિચાર કર્યો. રાજ્યના હુકમો કમિશન આગળ રજુ ન કરાવવા તેણે બિરિજચંદ્રને સમજાવ્યો. કમિશન અધવચથી ઊઠી જાય તો દિવાન નિર્દોષ ઠરી ચૂકે, એટલે વધારે ચોળાચોળ કરવાની જરૂર નહોતી. રાજ્યની ફજેતી થાય એ ઇષ્ટ નહોતું. બિરિજચંદ્રે રાણાની સૂચના કબૂલ કરી નહીં. વિરિંચિલાલ હોય તો રાજ્યની નોકરી તેને કરવી નહોતી. આવેશમાં આવી જઈ તેણે કહ્યું: "અમે ગુનેહગાર છીએ, રાજ્યનું અમે ઉચાપત કરીએ છીએ, એમ સલાહ આપનારને રાજ્યની નોકરીમાંથી ખસેડવામાં આવે, તોજ અમે રૈયતની તેમજ બીજાની આંખમાં બિનગુનેહગાર ઠરીએ. ખોટી સલાહ આપનાર શિક્ષાને પાત્ર છે. હજુરની તેમ કરવા મરજી ન હોય, તો બધા અગત્યના તુમારો કમિશન આગળ રજુ થવા જોઈએ. અમે નિર્દોષ છીએ કે નહીં તેનો કાયદેસર નિર્ણય થાય પછીજ કમિશન ઊઠી શકે."

રાણાની પોતાની કસૂર હતી, એટલે વિરિંચિલાલને દૂર કરવા તેમની મરજી નહોતી. તેમનો વિચાર વિરિંચિલાલને બચાવી લેવાનો હતો. બિરિજચંદ્ર પર તે બહુજ ગુસ્સે થયા પણ લાઈલાજ હતા. કાગળ કમિશન આગળ મૂકાયા. સર્વાનુમતે બધા નિર્દોષ ઠર્યા. પણ બિરિજચંદ્રની હકૂમતનો છેડો આવ્યો, અને વિનોદચંદ્રે પણ તેની જોડે રાજીનામું આપી જવાનો નિશ્ચય કર્યો.

---

# પ્રકરણ ૧૬

## પિતાને પંથે

**अतिपरिचयादवज्ञा इति यद्वाक्यं मृषैव तद्भाति।**
**अतिपरिचितेऽप्यनादौ संसारेऽस्मिन्न जायतेऽवज्ञा॥***

કાશીનું સ્ટેશન આવી પહોંચ્યું અને જાત્રાળુઓએ ઉતરી પોતાનો સામાન કાઢવા માંડ્યો. માણસોની ધમાલ જરા વધારે હતી. કેટલાક એક્કામાં અને કેટલાક હોડીમાં બેસી પોતાના મુકામ તરફ ચાલતા થયા. ચોપડાઓ લઈ ગોરો સ્ટેશનની બહાર ઊભા હતા, ને જાત્રાળુઓને તેમનાં નામઠામ પૂછતા હતા. જાત્રાળુના કુળનું એક પણ નામ ન જડ્યું તો કડવું મોં કરી, ચોપડા બંધ કરી, તમારો ગોર ન હોય તો અમારૂં ફલાણું નામ અને ફલાણું ઠેકાણું, એમ કહી બીજાની પાછળ પડતા હતા. કેટલાએક તો છેવટ લગી કેડો મૂકતાજ નહોતા.

વિપિન પણ આ નવા આવનારમાંનો એક હતો, જોકે જાત્રા વાસ્તેજ એ ખાસ આવ્યો નહોતો. એણે ત્યાં બહુ રમુજ કરી. એક તરફ શિશિર વગેરેનો વિચાર અને બીજી તરફ પિતા ક્યાં રહેતા હશે એ વિચારથી એ અસ્વસ્થ બન્યો હતો. લાંબી મુસાફરીનો થાક એ અસ્વસ્થતામાં ઉમેરો કરતો હતો. એક્કામાં બેઠો હોત તો ગોર લોકો કંટાળો કંઈક ઓછો આપત, પણ ક્યાં જવું તે નક્કી નહોતું એટલે એ પગે ચાલતો હતો. જ્યાં લગણ ગોરનું અથવા તો પોતાની ન્યાતનું નામ આપે નહીં, ત્યાં લગણ ગંગાપુત્રો જતા નહીં. જવાબ ન દે તોતો બૂમરાણ વધી પડે. એ કઈ ન્યાતનો હશે તેનું અનુમાન કરીને ગંગાપુત્રો થોડાંઘણાં નામ વાંચી જાય. તે બોલે તેને તમે સાંભળો કે નહીં, તેના પૂછ્યાનો જવાબ આપો કે નહીં, તેને ગુસ્સો બતાવો, યા ચીઢવાઈને બે વાના કહો, પરંતુ તેમના પર અસર થાય એમ નહોતું. નમ્રતાપૂર્વક બોલવાથી પણ કંઈ વળે તેમ નહોતું.

---

* 'અતિ પરિચયથી અવજ્ઞા આવે છે' એવું જે વાક્ય છે તે ખોટું લાગે છે. આ અનાદિ સંસાર અતિપરિચિત છે છતાં એ તરફ અવજ્ઞા થતી નથી.

મારે ક્યાં જવું તે નક્કી નથી. એમ વિનવી વિપિન થાક્યો. આખરે એના ટીખળી સ્વભાવે ગોર લોકો પર જય મેળવ્યો. જે કોઈ એને પૂછે તેના જવાબમાં એણે ' પટપટારો " એટલુંજ બોલવા માંડ્યું ! આ અર્થ વગરના ઉત્તરથી વિપિન જવાબ દેવા રાજી નથી એમ સમજી, કેટલાક તરતજ ચાલ્યા ગયા. થોડાક ગામનું નામ કહેશો તેમાં તમારૂં શું જશે, એમ બેએક વાર પૂછી, જવાબ ન મળતાં દૂર રહ્યા, અને ચારપાંચ ચીઢવાતા અને બબડતા અંગ્રેજી ભણતરને વગોવતા તેમને પંથે પડ્યા.

વિપિનને પોતાના પિતાની ભાળ કેમ અને ક્યાં લાગશે, તેનો વિચાર કરવા કંઈક ફુરસદ મળી. તેમનો પત્તો ન લાગે ત્યાં સુધી ધર્મશાળામાં ઉતારો રાખવા નિશ્ચય કર્યો. ત્યાં સામાન મૂકી પોતાની ન્યાતના કોણ કોણ ગોર છે તેની ભાળ મેળવી. સારે નસીબે તેની ન્યાતના ગોર લોકની સંખ્યા બહુ નાની હતી. તેમના ઘર તરફ એ નીકળી પડ્યો. બેચાર ગલીઓ વટાવી અને એ એકદમ અટક્યો. " આ તો જ્યાં જાઉં છું ત્યાં ગલીજ ગલી ! આ બધી યાદ કેમ રહેશે અને ધર્મશાળામાં પાછા શી રીતે જવાશે ? અત્યારેજ પાછા ફરવું હોય તો હિંમત ચાલતી નથી. ઘરની બાંધણી પણ લગભગ સરખીજ છે. બેચાર ગલી હોય તો કંઈ નિશાની પણ યાદ રાખું, આં તો ભૂલભૂલામણી જેવોજ ઘાટ છે. છે પણ કેટલી સાંકડી ? રસ્તામાંથી આ શહેરના કોઈ જાણીતાને પૈસા આપવાનું કરી સાથે લઉં." પાએક કલાક ઊભો ત્યારે એક માણસ મળી આવ્યો. તેને સાથે લઈ ગોરના ઘર તરફ વળ્યો.

અંતે મહા મહેનતે ચંદ્રરાવનો પત્તો લાગ્યો. તેનો મુકામ ગોરને ત્યાં નહોતો. તેણે એક જુદુંજ મકાન ભાડે રાખ્યું હતું. ત્યાં વિપિન પેલા માણસ સાથે આવી પહોંચ્યો. પૈસા આપી તેને રવાના કર્યો, અને પોતે ઘરમાં દાખલ થયો. કોઈકના કહેવાથી માલૂમ પડ્યું કે તેના પિતા નીચે છે. મકાનના બે ભાગ હતા. બન્ને ભાગમાં દાખલ થવાનાં બારણાં જુદાં-જુદાં હતાં. ઘરની બાંધણી એવી તરેહની હતી કે તેને બે જુદાં મકાન ગણીએ તો પણ ચાલે. કાશીનાં ઘરો એવાં ગીચોગીચ અને લાંબાંલાંબાં હોય છે કે એક બાજુએથી મકાન જોઈ, બીજી બાજુએ જઈએ, તો

તેજ મકાનની આ બીજી બાજુ છે એમ આપણને લાગે નહીં. વિપિન આમતેમ બધી જગાએ તપાસ કરી, છેવટે વાડામાં દાખલ થયો. ત્યાં એક મઠના જેવી નાની સરખી ઝુંપડી હતી. તાપથી રક્ષણ કરવાને ત્યાં વાળાની બે ટટ્ટી ટાંગવામાં આવી હતી. તેના પિતા એ ઝુંપડીમાં સંધ્યા કરવામાં રોકાયા હતા. તેમની આંખ મીંચેલી હતી. સામે કમંડળ વગેરે પૂજા કરવાનાં સાધનો પડેલાં હતાં. કપાળે ભસ્મત્રિપુંડ કરી, મૃગચર્મ ઉપર પદ્માસન વાળી, ધ્યાનમાં લીન થયેલો ચંદ્રરાવ મહાત્મા જેવો લાગતો હતો તેને મળવા અધીરા બનેલા વિપિનને ત્યાંથી પાછા ફરવું પડયું. માણસે કહ્યું કે પા કલાકમાં તે હવે ઊઠશે. વિપિનને પા કલાક બહુ વસમો લાગ્યો. પિતાજીની તબીઅત તો સુધરી છે, એ વિચારમાં પા કલાક કાઢી નાંખ્યો એટલામાં ચંદ્રરાવ બહાર આવ્યો.

વિપિનને જોઈ તે પ્રથમ ચમકયો પણ પછી તેના મુખ પર પિતાનો આત્મજ તરફનો આધ્યાત્મિક પ્રેમ પ્રગટી ઊઠયો. "તું અહીં કયાંથી ?"

વિપિન જવાબ આપી શકયો નહીં. તેનું હૃદય ભરાઈ આવ્યું. થોડીક વાર પછી તે ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો, "પિતાજી, પત્ર પણ ન લખ્યો ! મારી એવી શી ચૂક થઈ કે મને છેક મનથી ઉતારી નાખ્યો ? તારા પણ અહોનિશ તમારી ફિકર કરે છે. ઉન્મતિફોઈને લીધે હું તમારો પત્તો મેળવી શકયો."

"ભાઈ," ચંદ્રરાવે પોતાની હકીકત કહેવા માંડી. "મુંબાઈની પ્રવૃત્તિથી હું છેક કંટાળી ગયો. શેઠને ત્યાંનું કામ પતાવવામાં મારો દમ નીકળી ગયો. મને નિરાંતની જરૂર હતી. એ નિરાંત મને નૂતનપુરમાં મળી શકત નહીં, કેમકે ત્યાંની ખટપટની ખબરો મુંબાઈમાં થોડીઘણી તારા તથા બિરિજના પત્રમાં આવતી હતી. મારે શું કરવું, કયાં જવું, તે નક્કી નહોતું. એક વાર તો કોઈ જંગલ, ઝાડી કે ગુફામાં રહેવા વિચાર કર્યો. પછી હૃષીકેશ જવા મનસુબો કર્યો, પણ એવે ઠેકાણે જવાથી તમને દુઃખ થશે એમ લાગ્યું. વળી કોઈની કલ્પનામાં પણ આવે નહીં એવી પૈસાની મદદ શેઠના કુટુંબને મળી આવી, એટલે મારી પાસે મુડી થોડીઘણી રહી.

"વિપિન, એ મદદનો મને વિચાર આવે છે અને મને પ્રભુની કળાનું ભાન થાય છે. મારી મુડી જેટલી ખપમાં આવવાની હશે તેટલી આવી, ચારેક હજારની સીલક રહી અને એક માણસ બહારગામ રહેતો હતો તેને શેઠના મૃત્યુની ખબર થઈ. બેત્રણ માસ વીત્યા બાદ તે મને મળ્યો. વાતચિત કરી શેઠના ઘરની હકીકત તેણે જાણી લીધી. દેવું બાકી છે પણ લહેણું પૈનું પણ બાકી નથી, એમ વાતમાં કઢાવી લીધું. પછી શેઠની પુષ્કળ પ્રશંસા કરી અને ગજવામાંથી એક નોટનું પોટલું કાઢી મારી આગળ મૂકયું. મેં તે લેવાની ના કહી એટલે તેણે એક ચોપડી કાઢી મને કહ્યું: "મુનીમજી, તમે હિંદુ શાસ્ત્ર જાણતા હશો અને માનતા હશો, તેમ હું પણ કંઈ જાણું છું. શેઠના મારી પાસે રૂપીઆ લહેણા છે, પછી ભલે તે તમારા ચોપડામાં ન લખાયા હોય. પરંતુ તેથી હું દેવામાંથી મુક્ત નથી થતો. મારે ત્યાં એ રૂપિયા જમા થયા છે, તો હું કે મારા વારસો એ આપવાને બંધાયલા છીએ."

"ભાઈ, અર્જુનને જ્યારે અભિમાન આવી જતું ત્યારે કૃષ્ણ પરમાત્મા તેનામાંથી પોતે આપેલી શક્તિ ખેંચી લેતા. એ ખેંચવાને ઓજારની જરૂર પડતી નહોતી. તેજ પ્રમાણે હું છલકાઈ ન જાઉં, માટેજ પ્રભુએ આ સત્પુરુષને મોકલ્યો. બાકી જમાનો તો એવો છે, કે પારકાનું ખાઈ જાય અને આપણું માગતું હોય તે લેવા જઈએ, તો ક્રોધે ભરાય અથવા તો સામી ગાળ દે. આ કળજુગમાં પણ આવું રત્ન પાકે છે એ નવું જ્ઞાન મને ત્યારે થયું. અચાનક પૈસાની છુટ થઈ, અને મેં કાશીમાં નિવાસ કરવાનો વિચાર રાખ્યો. અહીં આવ્યા પછી રહેઠાણ શોધતાં વિલંબ થયો. થોડોક સમય એકલાં રહી શું ધોરણ પકડવું તેનો હું નિર્ણય કરવાનો હતો."

"મને ખબર કરી હોત તો આજ્ઞા વગર કાશી આવત નહીં."

"તને જણાવવામાં હરકત નહોતી, પરંતુ તેમ કર્યાથી બિરિજ આડો પડત અને મને વળી નૂતનપુર આવવા કહેત. તમને કોઈ પણ રીતે દુ:ખી કરવા મારી ઇચ્છા નહોતી. તું ત્યાં હતો એટલે મને તારી ફિકરચિંતા નહોતી. તારાને પણ તારે લીધે આશ્વાસન મળે એમ હતું. જોઈતો આરામ મને મળ્યો, સંપૂર્ણ વિચાર કરવાની તક મળી, કે મેં

મુંબાઈ ભાડાનું બિલ મોકલી આપ્યું. તમને હું અત્રે છું તેની એ રીતે ખબર મળી. ચાલો, હશે, બનાવા કાળ બની. નૂતનપુરના શા રંગ છે?"

વિપિને વિરિંચિલાલની ખટપટથી ચંદ્રરાવને વાકેફ કર્યો. બિરિજચંદ્ર બહુ ચિંતાતુર રહે છે જાણી ચંદ્રરાવે કહ્યું, "મુંબાઈમાં હું હતો અને મને એના પત્રથી ખબર મળી, ત્યારે બેએક વાર મેં લખ્યું હતું કે હવે એ નોકરી છોડી નિરાંતે ઘેર બેસ. ગામમાં ન ફાવે તો થોડે દૂર જઈ વસવું ને વખતોવખત ત્યાં આવવું. પણ એ 'છાણના કીડાઓ છાણમાંજ મરે.' મુંબાઈના શેઠીઆઓ અને રાજ્યના મોટા હોદ્દેદારો વખત આવે સમજી જાય નહીં. એક લક્ષ્મીના ભૂખ્યા, ત્યારે બીજા અધિકારના. વેપારમાં કે સટ્ટામાં કમાયા પણ સંતોષ માની ન લે ને દશા બદલાઈ કે ઉંધા પડે. અધિકારની સીમાએ પહોંચ્યા. દિવાન થયા, પણ આવો સમય આવ્યે આશ્રા બેસે નહીં. ખુશામતીઆની ખુશામદ અને તહેનાતદારની જોહુકમી વગર તેમને ઘડી ચાલે નહીં. એ સિપાઈસિપરા આપણને ક્યાં મળવાના છે, એવો વિચાર કરે. જાણે એટલા નોકરચાકર ન હોય તો એમના ઘરનો કારભાર અટકી પડતો હોય! શેઠને ઘણી વાર મેં આજીજી પણ કરેલી કે હવે બધું છોડો પરંતુ માન્યું નહીં, અને અંતે આ વખત આવ્યો. બિરિજનું શું થાય છે તે જોવાનું છે. રાણો આમ ભંભેરાયલો છે તો જરૂર એને ખમવું પડશે. વિરિંચિલાલ અનેક કળાઓ વાપરશે અને તેમાંની એકાદથી રાણો ભોળવાયો, તો બિરિજને માથે ભારે સંકટ આવી પડશે. નસીબ કરે તે ખરૂં. જા, ગંગાજીમાં સ્નાન કરી આવ, અને જમવું હોય તો જમી લે. પછી આપણે કાશીવિશ્વેશ્વરના દર્શન કરવા જઈએ."

વિપિન સ્નાન કરી આવ્યો. કાચુંકોરૂં ગાડીમાં ખાવું પડયું હતું તેથી રાતે પિતા જોડેજ તે જમવનો હતો, એટલે પિતાપુત્ર સાથે દર્શન કરવા નીકળી પડ્યા. ઘાટેઘાટે તેઓ ચાલવા લાગ્યા. હિંદના રજવાડાઓનાં નામ એ ઘાટોને આપેલાં જોઈ તે પ્રસન્ન થયો. અહલ્યાબાઈનો ઘાટ ભવ્ય દેખાતો હતો. તેની કારીગરી ઘણા ઉંચા પ્રકારની હતી. એ કારીગરીનું સત્યાનાશ વળી ગયું એમ સાંભળ્યાથી વિપિન દિલગીર થયો. એ ઘાટની નજીક એક બીજો મોટો ઘાટ બેહાલ પડયો હતો.

"આ કયો ઘાટ છે? આવા ગંજાવર પત્થરથી ચણેલા ઘાટની આવી સ્થિતિ શી રીતે થઈ હશે? બધુંજ અવળાસવળી થઈ ગયું છે."

"એને સિંધિયાઘાટ કહે છે. લોકોના કહેવા પરથી એટલું સમજાય છે કે પાણીના જોશથી એ તૂટયો. પછી કદાચ પાયો પણ નબળો હોય."

"ઓહો! સિંધિયાનું પણ અહીં નામ છે ખરૂં કે? અહીં જેમ સાથે બેઠા છે તેમ ભ્રાતૃભાવ હમેશ રાખ્યો હોત, તો હિંદની આ સ્થિતિ થાત ખરી? હાલના કોઈ રાજવંશીએ બંધાવેલા ઘાટ અહીં છે કે નહીં?"

"મારા જાણ્યામાં તો નથી."

"બરાબર! હિંદવાસીઓને લાભ કરી આપવાની એમને શી પરવા? પાશ્ચાત્ય દેશોમાં જઈ ફલાણા હૉલમાં આટલા આપ્યા, ઢીંકણા બાગમાં આટલા ખરચ્યા, કે અમુક પુસ્તકશાળા સ્થાપી પોતાનું નામ અમર કર્યું એટલે બસ. 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો'. ત્યાં દશ હજાર આપતા હશે તેની ગણના પણ નહીં થતી હોય, અને અહીં, પોતાના રાજ્યમાં એટલાજ પૈસામાં જુદેજુદે ગામે પુસ્તકાલયો સ્થાપે' તો રૈયત એમને દેવની માફક પૂજે. આવી જગાઓમાં જાત્રાળુઓને અને મુસાફરોને સગવડ કરી આપવાની પણ એમને કનવાર નથી હોતી."

આમ ગપ્પાં મારતાંમારતાં એક સાંકડો રસ્તો આવ્યો. રસ્તાની બે પાસ ભીખારીઓની હારની હાર બેઠી હતી. તેમાંનો મોટો ભાગ શરીરે અશકત હતો. ચંદ્રરાવને તે તરફ વળતો જોઈ તેઓ ખૂબ ખુશ થઈ ગયા, કેમકે જ્યારે તે આણી તરફ આવતો ત્યારે દરેકને કંઈ પણ આપી જતો. વિપિને કહ્યું, "ગરીબો વાસ્તે અહીં અન્નક્ષેત્રો ઉઘાડે અને લાયકને મદદ આપે તો આપણા રજવાડાઓ ગરીબ ન થઈ જાય."

"ભાઈ, વિલાયતનાં અન્નક્ષેત્રોમાં મદદ કરી હશે જેમની તરફથી લાંબો કાળ થયાં અહીં ચાલુ છે તે બંધ ન કરે એટલે થયું. બાકી હાલમાં તેમના તરફથી નવું તો થવાની આશા નથી."

કાશીવિશ્વેશ્વરનું દહેરૂં આવી પહોંચ્યું, અને બન્ને જણા તેમાં દાખલ થયા. દહેરામાં ભીડ હમેશ રહેતી. ચંદ્રરાવે કહ્યું, "વિપિન, આ દહેરૂં

નવું બંધાયલું છે, દેવ પણ આ નવાજ પધરાવવામાં આવેલા છે." દર્શન કરી બહાર નીકળી એક સાંકડી ગલીમાં થઈને તેઓ બહાર આવ્યા. એ જગા પર પણ મહાદેવનાં ઘણાં લિંગ હતાં.

જૂના દહેરાનું સ્થાન આવ્યું તે ચંદ્રરાવે બતલાવ્યું. તે જગા છેક જીર્ણ અવસ્થામાં હતી. ત્યાં અસલ દહેરૂં હતું તેની સાબિતીમાં પોઠીયોજ માત્ર રહ્યો હતો. તે દહેરાની સામે મસજીદ હતી.

વિપિનથી આ દેખાવ સહન થઈ શકયો નહીં. "આટલીઆટલી ગલીગુંચી વટાવી મુસલમાનો આવી પહોંચ્યા, ત્યાં લગણુ તેમને કોઈ રોકી ના શકયું ? આ ગલીગુંચીઓ એટલી વાંકી ને વિચિત્ર છે કે જરૂર તેઓ ગોથાં ખાઈ જાત. આપણામાંથીજ કોઈ ધર્મદ્રોહી તેમને મળી ગયો હશે અને તેણે આ રસ્તો બતાવી દીધો હશે. બાકી, બધાઓએ સંપ કરી, આ સાંકડા રસ્તાનો લાભ લઈ, તેમને પાછા કાઢવા ધાર્યું હોત, તો અઘરૂં પડત નહીં. પણ એ દહાડો કયાંથી ? આપણે કયે દહાડે એક થઈશું ? કયે દહાડે દેશનો ઉદ્ધાર કરીશું ? " આ બોલતી વેળા વિપિનનું લોહી ઉછાળા મારતું હતું. તેની ચાલ પરથી તે ઉંડા નિસાસા મૂકતો હોય એમ જણાઈ આવતું હતું

ચંદ્રરાવે તેને શાંત પાડવા કહ્યું, "હવે ગઈગુજરી વિસરી જવી જોઈએ. હિન્દુ, મુસલમાન, તેમજ હિંદની બધી કોમ સંપીને રહીશે, ક્ષુદ્ર લાભથી ભોળવાશે નહીં, તોજ આપણે આપણો ઉદ્ધાર કરી શકીશું."

ઘર આવી પહોંચ્યું અને સ્નાનાદિ નિત્યકર્મ કરી, જમીપરવારી, બન્ને જણા અગાસીમાં બેઠા. કાશીનાં ઘરોને છાપરાં જવલ્લેજ હોય છે અને અગાસી લગભગ બધાંનેજ હોય છે.

" અહીં કયાં સુધી રહેવાનો વિચાર છે ? "

" મને તો અહીં બહુજ ગમી ગયું છે. મારૂં બાકીનું જીવન અહીંજ ગાળું, એમ મને ઘણી વાર થાય છે. પ્રસંગ વગર મુંબાઈ કે નૂતનપુર જવાનો વિચાર નથી. તને ગમે ત્યાં લગણુ અહીં રહેજે અને પછી જવું હોય ત્યારે જજે. તેં તારા ભવિષ્યનો શો વિચાર કર્યો ? "

" તમારી શી સલાહ છે ? "

" મેં એ વિષે ખાસ વિચાર નથી કર્યો "

" હું પણ હજી વિચારમાંજ છું. મુંબાઈની ઓરડીનું શું કરવું છે ? ત્યાંનું ભાડું ચડાવી શું કામ છે ? "

" હા, તે તો હવે ઊઠાવી લેવાનીજ જરૂર છે. થોડો વખત હજી અહીં કાઢી પછી જાત્રાનાં સ્થળો જોવાં છે. પછી મુંબાઈ જઈશું. ત્યાંથી ઓરડી ઊઠાવ્યા બાદ મારે બિરિજને મળવું છે. "

ચંદ્રાવનો ઘણોખરો વખત પાઠપૂજામાં જતો. કોઈ વિદ્વાન સાધુ કે સંન્યાસી કાશીમાં આવ્યો હોય, તો તેનાં પ્રવચનો શ્રવણ કરવા સાંજને વખતે જતો, અને કંઈક જાણવા જેવું શિખી લાવતો. તે હમેશ કહેતો કે મારી અડધી ઉપરાંત જીંદગી મુંબાઈની પ્રવૃત્તિમાં ગઈ, ઊંઘમાં તો સૌની થોડીઘણી જાયજ છે, માટે હવે ધર્મધ્યાન જેટલું થાય તેટલું કરી લેવું છે.

વિપિનને કાશીમાં રહેવું પસંદ પડયું, કારણ કે ધર્મદૃષ્ટિએ તે પવિત્ર સ્થળ હતું, નિર્મળ પાણી વહેવડાવતી ગંગાનદી પર આવવાથી તે તીર્થ હતું, તેની રસાળ ભૂમિને પ્રતાપે તે ક્ષેત્ર હતું, અને તેમાં આવી રહેલાં અગણિત દહેરાંઓને લીધે તે યાત્રાનું ધામ હતું. એને ત્યાં ઘણું જોવાનું અને જાણવાનું મળી આવ્યું. પોતે શો માર્ગ લેવો તે પર મનોમન્થન કરવા એને પુષ્કળ વખત મળ્યો. કંઈક નિશ્ચય થયો પણ ખરો. માત્ર ચંદ્રાવના અનુમોદનની અપેક્ષા હતી. મિત્રમનના પત્રો એના પર આવતા. શિશિરની તબીઅત સારી નથી રહેતી એમ તે પરથી જણાતું હતું. આ સમાચારથી એને બહુ દુઃખ થતું. તેને મળવા નૂતનપુર જવા તે અધીરો બન્યો. ત્યાંની રાજ્યખટપટની હકીકત ઘણુંખરૂં આવતી, તે પિતાને નિવેદન કરવા એ ચૂકતો નહીં. આવા વખતમાં પોતાની સલાહનો ઉપયોગ બિરિજને આપી શકાય એ હેતુથી ચંદ્રાવે અંતે કાશી વહેલું છોડવાનો વિચાર કર્યો. બિરિજચંદ્રે પૈસાની મદદ કરી ન હોત, તોપણ તેને આવે સમયે બનતી મદદ કરવી એ મારો ધર્મ છે એમ તે બોલ્યો, પણ એ વિચારના બળથીજ તેણે કાશી છોડયું નહોતું. પુત્ર અને પુત્રી પર તેને

એટલો અનુરાગ હતો કે સંસાર પર તેને વિરાગ આવતો ને ચાલ્યો જતો. વિપિને મિત્રમનને પિતાના આવવાના સમાચાર લખી દીધા.

પિતાપુત્રે મુસાફરી શરૂ કરી દીધી. અચોક્કસ સરનામાને લીધે મિત્રમન તરફથી કાગળો આવતા બંધ થયા, પરંતુ વિપિન જ્યાં જતો ત્યાંથી તેને કંઈક લખતો ખરો. કેટલીક જોવાલાયક જગાઓમાં ફરી, ચંદ્રરાવ અને વિપિન મથુરા આવી પહોંચ્યા. કયાંકયાં હજી ફરવું, કયારે મુંબાઈ જવું, તે અત્રે નક્કી કરવાનું હતું. થોડા વખતમાં વધારે મુસાફરી કર્યાથી બન્નેને થાક લાગ્યો હતો, જો કે આવી જગાઓમાં પડતા આનંદ આગળ એ થાક જણાતો નહોતો. વૃંદાવનની રમણીયતા તો કંઈ ઓરજ હતી. જુદાજુદા પ્રાંતના વતનીઓ, તેમની રીતભાત, વગેરેમાંથી તેમને ઘણું શિખવાનું મળ્યું. આપણાં પ્રાચીન શહેરો ને તેમાં થઈ ગયલા રાજાઓના કીર્તિસ્તંભો જોવાથી વિપિનની આંખ આગળ ભારતવર્ષનું પ્રાચીન ગૌરવ તરી આવતું, અને " આ ચણુચણુચણુ લોહી બળે, દુઃખ તુજ જોતાં. " એ પંક્તિ તેના મોંમાંથી કોઈકોઈ વાર નીકળી પડતી.

આખરે ચંદ્રરાવ એવા નિર્ણય પર આવ્યો કે આગ્રા, જયપૂર તથા અજમેર, ચાર દિવસમાં ઝપાટાબંધ જોઈ નાંખી, અજમેરથી બહારોબહાર મુંબાઈ જવું. વિપિનને આ નિર્ણય બહુ પસંદ પડયો, કેમકે રંગરાવ વિલાયતથી પાછો ફરવાનો છે, એવી ખબર વર્તમાનપત્ર દ્વારા એને મળી હતી. વળી મુંબાઈથી નૂતનપૂર જવાની પિતાની પણ ધારણા હતી. શિશિરની તબીઅત કેવી હશે તે જાણવા તેને ઇચ્છા થઈ. ઇચ્છા થતાં મિત્રમનને પત્ર લખ્યો. છઠ્ઠે દિવસે મુંબાઈમાં જવાબ મળવોજ જોઈએ, એમ ખાસ આગ્રહપૂર્વક સૂચવ્યું. શિશિરની સ્વાભાવિક માંદગી પ્રેમીએ પોતાના વિયોગને લીધે આવી, એમ માની લીધું.

આગ્રા, જયપુર, ને અજમેર જોઈ કાઢી ચંદ્રરાવ તથા વિપિન પાછા મુંબાઈ આવી પહોંચ્યા. મિત્રમનનો પત્ર વખતસર આવ્યો નહીં તેથી વિપિનની ચિંતા વધી. તર્કશાસ્ત્રના પંડિતે તર્ક બાંધવામાં કચાશ ન રાખી. "શિશિરને ગમે તેમ થયું હશે અને તેથી મિત્રમન મને લખતો નહીં હોય. મારાથી એ દુઃખ સહન ન થાય માટે છુપું રાખવા મથતો હશે.

વહેલીમોડી મને ખબર તો પડશેજ, ત્યારે મને અંધારામાં રાખ્યાથી શો ફાયદો? કદાચ બીજાજ કંઈ કારણને લીધે પત્ર નહીં લખ્યો હોય. કદાચ અમથું ભૂલી પણ ગયો હોય." આવા તર્કોમાંને તર્કોમાં રાત પસાર કરી.

બીજે દિવસે સવારે તે વહેલો ઊઠયો અને ચોપાટી પર ફરવા નીકળી પડયો. રસ્તા પર ચાલતાં પણ શિશિરનાજ વિચાર કર્યાં કીધા. મંગળવાર હોવાથી રિટર્ન ટિકિટનો લાભ લઈ, ઘણા લોકો નૂતનપુર જતા આવતા. કોઈ પણ ઓળખીતું સ્ટેશન પર મળી આવશે એવી આશા રાખી, દિવાનના ઘરની વાતથી કોઈ અજાણ્યું નહીં હોય એમ માની લઈ, ચોપાટી પર ન જતાં વિપિને ચર્નીરોડના સ્ટેશન પર જવા ધાર્યું.

વાંચનાર, પોલિસનો પહેરવેશ પહેરી નીકળી પડેલાં ચતુર માજી રાતના ઘરમાંથી શા ઈરાદાથી નીકળી પડયાં? મિત્રમને, ચંદ્રરાવ તથા વિપિન અમુક દિવસે મુંબાઈ જશે અને ત્યાંથી ટુંક સમયમાં નૂતનપુર આવશે, એ ખબર બધાં બેઠાં હતાં ત્યાં આગળ કહી હતી, તે માજીના ધ્યાનબહાર નહોતું. મુંબાઈ ચાલ્યા જવું એવો નિશ્ચય તેણે ઘરમાંથી નીકળ્યા પહેલાંજ કર્યો હતો. પોશાક બાબત શું કરવું તેનોજ માત્ર વિચાર કરવાનો હતો, રાતના વખતનો લાભ લઈ, પહેરવેશ બદલી નાખી, ગાડીમાં ચડી બેસી, મંગળવારની સવારે માજી મુંબાઈ આવી પહોંચ્યાં.

સ્ટેશન આવ્યું છતાં ગાડીનો વેગ જોઈએ તેટલો ધીમો ન પડવાથી, વિપિન સ્ત્રીઓના ડબ્બા આગળ આવી ગયો. તે આગળ જવા જતો હતો એટલામાં બારીએ બેઠેલાં માજીએ તેને બૂમ પાડી.

"તમે અહીં ક્યાંથી? બધાની તબીઅત તો સારી છે કેની?" એકનેજ બધાં ગણનાર વિપિને પૂછયું.

"હા, હા," માજીએ ઉતાવળથી બધાને એક ગણી જવાબ આપ્યો, "વધારે વાત ઘેર ગયા પછી થઈ રહેશે."

વિપિને તેમને જોઈતી મદદ આપી, પણ તેને એમ થયું કે "એવી તે શી ગુપ્ત વાત હશે કે જે મને અહીં ન કહેવાય? એટલું તો જરૂર કે માજી દિલગીર છે, તેની સાથે ખુશ પણ દેખાય છે. પોતે કોઈ ધારેલું કામ પાર પાડયું હોય, એવું એમના મોં પરથી દેખાય છે. હશે. એમણે

ના કહી છે અને પૂછીશ તો વળી બરાડા પાડી મૂકશે. આગગાડીમાં બેઠેલા અભણ લોકો પેઠે માજી પોતાનું આ પોટલું જીવની માફક કેમ સાચવે છે? ગાડીવાળાને મેં આપવા કહ્યું ત્યારે પણ ના કહી. હમણાં ઘેર આવશે એટલે બધુંએ સમજાશે."

માળો આવી પહોંચ્યો અને વિપિન તથા માજી ગાડીમાંથી ઉતરી પડયાં. ચંદ્રરાવ માજીને જોઈ તાજુબ થઈ ગયો.

"કાકી! તમે એકદમ અહીં એકલાં કયાંથી આવી પહોંચ્યાં?"

"ભાઈ, જરાક શ્વાસ તો ખાવા દે! પછી બધું કહું. આ પોટલું જરા સાચવીને મૂકી દે."

"કંઈ ચાહઆ પીશો?"

"ના, ગાડીમાંથી ઉતરી, નાહ્યાધોયા વગર, મારા મોંમાં તો કંઇ જશે નહીં. છેકજ આભટછેટ. એ ગાડીને લીધે મોંઘવારી પણ ગામોગામ વધી ગઈ અને ધર્મને પણ નુકસાન પહોંચ્યું." એ ગાડીનેજ પ્રતાપે પોતે મુંબાઈ ઝપાટાભેર આવી શકયાં હતાં એ માજી ભૂલી ગયાં. તેમના જૂના વિચારને ઉપલાં બે નુકસાન વધારે સાલતાં હતાં, કારણ માજી ગણેલાં હતાં પણ ભણેલાં નહોતાં!

થોડીક વાર પછી માજીએ ચદ્રરાવને બધી હકીકત માંડીને કહી. મિત્ર તથા જમાઈના ઘર પર જપ્તી નંખાઈ, તે જાણી ચંદ્રરાવ દિલગીર થઈ ગયો. વિપિનનું મોં ઉતરી ગયું.

વિનોદચંદ્ર તથા તારાને ધીરજ આપનારૂં વડિલ કોઈ ઘરમાં હતું નહીં. વિપિનને મુંબાઈમાં રાખી ચંદ્રરાવ એકદમ નૂતનપુર જવાનો થયો, પણ તેમ કરતાં કાકીએ તેને અટકાવ્યો. "તારૂં ત્યાં જવું નકામું છે, કેમકે તારાથી કોઈને પણ મળી શકાશે નહીં. વળી ઉતાવળમાં એક વાનું તને કહેવાનું રહી ગયું. જપ્તી નંખાઈ તે વખતે બિરિજ ઘરમાં નહોતો. એ છુટો છે એટલે બધાને પૂરો પડશે."

"ત્યારે ત્યાંની હકીકત ગંભીરને તાર મૂકી પૂછાવું તો કેમ?" વિપિને પૂછયું.

"જ્યારે નંખાઈ ત્યારે ગંભીર આપણે ત્યાંજ હતો !" માજીએ મોં મલકાવ્યું. વિપિનને પણ આ જાણી જરાક હસવું આવ્યું.

"એને કોર્ટમાં કે રાણાની સમ્મુખ લઈ જાય, તો ત્યાં પાધરો જવાબ દે ખરો ?" વિપિને વિનોદમાં પૂછ્યું.

"પ્રસંગપૂરતી હિંમત ઇશ્વિર આપ્યા વિના રહેતો નથી." પોતે નિરાંતે આવી શક્યાં હતાં, એટલે ઇશ્વિરની ખાનગી આદતોથી વાકેફ હોય એવી ઢબે, આવી પ્રકૃતિનું આરોપણ ઇશ્વિરમાં માજીએ નિરાંતે કરી દીધું !

ચંદ્રરાવે ઉન્મતિને ત્યાં તાર મૂકવાનું કહ્યું. તાર મૂકાયો અને જવાબમાં આવ્યું, કે જપ્તી ઊઠી ગઈ છે અને કમિશન બેઠું છે. વિપિને તરત ને તરત મિત્રમનને કમિશનનો દરરોજનો અહેવાલ જણાવવા કાગળ લખ્યો. ચંદ્રરાવે થોડીક લીંટી પોતાના મિત્ર પર લખી. બધા નિર્દોષ ઠર્યા છે, એવો તાર આવી પહોંચ્યો અને સઘળાંનો હર્ષ માયો નહીં. વળી નોકરીનું રાજીનામું આપી બિરિજચંદ્ર મુંબાઈ આવવા ધારે છે એ ખબર પડી એટલે તેને માટે સારો બંગલો શોધવાનું કામ ચંદ્રરાવને માથે આવ્યું. એને ઘણા શેઠીઆઓમાં ઓળખાણ હતું. એના ઉમદા ખવાસને લીધે સૌ કોઈ એને યાદ કરતું અને એનું કામ કરી આપવા તત્પર થતું. બંગલો ભાડે લેવાયો અને બિરિજચંદ્રને તેની ખબર કરવામાં આવી. ચંદ્રરાવે નૂતનપુર જવાનો વિચાર માંડી વાળ્યો કારણ જેને મળવાનું એને ખાસ મન હતું તે મુંબાઈ આવવાનો હતો. વિપિનને આ નિશ્ચય પસંદ પડયો, કેમકે પોતે શો માર્ગ લેવો તેનો હવે નિકાલ કરવાની જરૂર હતી.

---

# પ્રકરણ ૨૭

## મિ. રેંગ

" આપણો ઇતિહાસ પ્રકાશ શો સ્પષ્ટ છે. પશ્ચિમના પાયા માંડનાર વૃદ્ધ મહાવીર ગ્રીસ અને રોમનાં ભારતે પારણાં હીંચોળ્યાં હતાં. પુરાણ મિસર અને બાબિલોનિયાની તે મોટી બ્હેન છે. પ્રાચીનોમાં યે પ્રાચીન, પૃથ્વીની પહેલી પુત્રી, આર્યાવર્તની આર્ય પ્રજા છે......સમસ્ત દુનિયાના ઇતિહાસનું મધ્યબિન્દુ એશિયા છે, ને એશિયાના ઇતિહાસનું કેન્દ્ર ભરતખંડની મહાકથા છે. પૂર્વ અને પશ્ચિમના પલ્લાંની દાંડી ભારત છે...જેવાં તેનાં અદ્વિતીય ગિરિશિખરો છે, પૃથ્વીથી પર ને નભોમંડલની નજીક, ઉન્નત ને યુગયુગથી અખંડ યોગધારી, તેવા છે તેના અદ્વિતીય માનવમુગટો. સૃજન સર્વ સહેતુક છે, ને હિન્દનું સૃજને નિષ્ફળ નથી. "

ન્હાનાલાલ

" ડિયર, આજે રંગરાવ આવવાનો છે. તું બંદર પર તેડવા આવીશ કેની ? "

" ના. મારી તબીઅત આજે ઠીક નથી. માથું બહુ દુઃખે છે. "

" લાવ ડિયર, માથું ચાપું ? "

" ના, ના. કંઈ જરૂર નથી. તમે જવાના છો ? "

" હાસ્તો. ગયા વગર કંઈ ચાલે ? બહારનો ડોળ કરવો હોય તેમાં આપણે પાછા પડીએ એમ નથી. "

" ભાવ જેવો રાખતા આવ્યા છો, તેવો રાખશો કેની ? "

" એમાં વળી શંકા કેવી ? ચાલ, હવે હું જાઉં છું. પેલા ઉલ્લુને ઊઠાડું. એ તો હજી નિરાંતે ઘોરતો હશે. "

આમ વાત જસમીન અને તેના માનીતા બિહારી વચ્ચે ચાલતી હતી. તે રાતના બનાવ પછી બિહારી કાકાથી ખાસ કરી બહુ સાવધ રહેતો. કાકો પણ બિહારીથી બહુ સાવધ રહેતો, કારણ કે લાગ આવ્યે

કાકાનું કાટલું કાઢતાં તે અચકાય એવો નહોતો. દુલેરાયની હાજરી હોય ત્યારે બિહારી બંગલે આવતો નહીં. મોજીલાલને મળવાનાં બીજાં હજાર ઠેકાણાં હતાં. જસમીનને મળવું જરા મુશ્કેલ પડતું, પણ 'મિયાં ને બીબી રાજી તો શું કરે કોટવાલ કે કાજી?' છતાં કાકાની હાજરીમાં જસમીન તરફ નજર સુદ્ધાં નાંખવાની તેની હિંમત ચાલતી નહીં.

આ પ્રમાણે થોડોક વખત ચાલ્યું. પણ પછી હુકુમતરાયના ઘરની નીતિનું નસીબ પરવાર્યું, એટલે દુલેરાયકાકા એક દિવસ ઓચિંતા મરણ પામ્યા. શેઠ સિવાય કોઈએ બે આંસુ પણ પાડયાં નહીં. જસમીન ને બિહારીના જીવને ટાઢક વળી. શેઠ રાતનો બનાવ વિસરી ગયા હતા.

શેઠાણીને તો પડી રહેવું ને ફુલફટાક ફરવું, એ સિવાય બીજું કંઈ સુઝતુંજ નહીં. મોજીલાલભાઈને નિશાબાજી શિખવાની બાકી હતી તેમાં બિહારીએ પ્રવેશ કરાવ્યો, એટલે તે પોતાની મેળે તેમાં પ્રગતિ કર્યે ગયો. ઘણુંખરૂં તે ભાન વગર આળોટયાં કરતો. તેનો ચહેરો ફેરવાઈ ગયો હતો, ચામડી કાળી પડી ગઈ હતી, ને શરીર લેવાઈ ગયું હતું. પ્રફુલ્લ શેઠાણીને તેની તબીઅતની ચિન્તા રહેતી. ડાકટરની સલાહ લેવાઈ. ડાકટરે બિહારીના સમજાવ્યા મુજબ અભ્યાસ છોડી દેવાની ભલામણ કરી. મોજીલાલને તો 'ભાવતું હતું ને વૈદે કહ્યું'. શેઠાણીએ શેઠને એ વાત કહી નિશાળ છોડાવી, એટલે મોજીલાલ પૂરા મોજીલા બન્યા.

કાકાના મરણ પછી બિહારી ઘણુંખરૂં રાતે વિલાસભવનમાંજ સુતો. જસમીન સાથેનો એનો સમ્બન્ધ ઘણો ગાઢ થઈ ગયો હતો. ઉપરની વાતચિત જસમીનના ઓરડામાંજ થઈ હતી. ત્યાંથી નીકળી, મોજીલાલને ઉપાડી, બેઉ બંદર પર ગયા. ન્યાતના ને પરન્યાતના મિત્રો ત્યાં રંગરાવને લેવા આવ્યા હતા.

રૂઢિ અનુસાર હારતોરા પહેરી, મુબારક બાદી લેતો, રંગરાવ બંગલે આવી પહોંચ્યો. ટૉમ, ડિક ને હૅરીનાં નામ સાંભળનારને ગુજરાતી નામો યાદ આવતાં વાર લાગતી હતી. સદ્ભાગ્યે, બધાંનેજ ભૂલી ગયો છું, એવો ખોટો ઠાઠ તેણે બતાવ્યો નહોતો. એવું હડહડતું જૂઠાણું બોલવાની

તેની પ્રકૃતિ નહોતી. પણ મૂળથી માતૃભાષાનો અભ્યાસ કાચો એટલે તે જરાક ઘસારે પડી હતી ખરી.

વિપિન બંદર પર નહોતો જઈ શકયો, તેથી સીધો બંગલેજ આવ્યો. તેને જોઈ રંગરાવે હોંશભેર તેનો હાથ પકડીને ખૂબ હલાવ્યો, પણ બીજી વાત કરી નહીં. બધું મંડળ વિખરાઈ ગયું ત્યાંસુધી વિપિન બેસી રહ્યો. રંગરાવ આખરે વિપિન પાસ આવ્યો. પહેલાં તો એણે હિન્દુસ્તાનની હવા વિષે પોતાના વિચાર દર્શાવ્યા. સ્વાભાવિક રીતે તે એને જરા 'વૉર્મ' (ગરમ) લાગી. રંગરાવ અંગ્રેજી એટલું ગળામાંથી બોલતો હતો અને કેટલાક ઉચ્ચાર એટલા વિચિત્ર કરતો હતો કે વિપિનને બરાબર સમજ પડતી નહોતી. અંગ્રેજી શબ્દોથી ભરેલાં ગુજરાતી વાકયોમાં એણે પોતાની મુસાફરીનો કંઈક અહેવાલ આપ્યો. છેવટે એણે હરખમાં આવી જઈ કહ્યું, "વિપિન, હવે તું મારી સાથે 'આર્ગ્યુમેન્ટ' (દલીલ) કરવામાં નહીં ફાવે."

"સારૂં," વિપિને હસીને જવાબ દીધો, "ત્યારે હું તારો ચેલો થઈશ."

"કંઈ હમણાં એકાદબે મહિના થયાં તારા તરફથી 'લેટર' (પત્ર) નહોતો?"

"હું ઉત્તરહિન્દમાં જાત્રા કરી આવ્યો, એટલે સરનામું રોજ બદલાતું હતું. બસ. હવે હું જાઉં છું."

"હવે પાછો ક્યારે મળીશ?"

"એ કંઈ નક્કી કહેવાય નહીં. વળી તારે થોડાઘણાને વળતી મુલાકાત આપવાની હશે."

"ના ના. હું કોઈને 'રિટર્ન વિઝિટ' (વળતી મુલાકાત) આપવાનો નથી. ભાગ્યે એકાદબેને મળું."

"એમજ કહેની કે મોભ્ભાવાળા કે પૈસાવાળા હશે તેને મળીશ, અને બાકીનાનાં ઘર ભૂલી જઈશ! તું મારે ત્યાં આવશે પછીજ હું તો અહીં આવવાનો." હસતાંહસતાં વિપિને મનની વાત કહી દીધી.

"Don't tease me Bepin. Let me have at least two days' rest! I'll come to you one of these days." (વિપિન, મને ચીઢવે છે શું? બેએક દિવસનો આરામ તો મને લેવા દે! એકાદ દિવસ તારે ત્યાં જરૂર આવીશ.)

"ઠીક, ત્યારે હું રજા લઈશ."

વિપિન ગયો એટલે રંગરાવે જસમીનને કહ્યું, "મૅડમ, (હે સન્નારી,) હવે તું બારિસ્ટરની બરી થઈ. તારે અંગ્રેજી બરાબર શિખવું જોઈએ. એ ચોપડી આવડી તેમાં શું વળ્યું ?"

"કોની પાસે શિખું ? હમણાં તો મારી તબીઅત પણ સારી નથી રહેતી. બાકી બંદર પર ન આવત ?"

"મને 'ટાઈમ' (વખત) નથી, બાકી હુંજ તારો 'ટ્યૂટર' (શિક્ષક) થાઉં. પણ હવે એક માસ્તર રાખવો પડશે."

"મોજીલાલભાઈનો એક મિત્ર આવે છે તેને સારૂં આવડે છે." શું, તે વિષે ચૂપ રહીને જસમીને આગળ ચલાવ્યું. "મને સખત માણસ નહીં ફાવે. હસાવી રમાડી મારી પાસ કામ લે, તેની પાસે બેસવું મને તો ગમે."

"'ઑલ રાઈટ,' (ઠીક) તું તેની જોડે ગોઠવણ કરી લેજે."

જસમીનને હસાવી રમાડીને કામ લે એવો શિક્ષક બિહારી સિવાય બીજો કોણ મળી આવે ? બિહારી પણ આવા 'ધર્મના કામમાં ઢીલ' શા સારૂ કરે ? બીજેજ દિવસથી, તેણે રંગરાવ સાંજે બહાર ફરવા જાય તે વખતે જસમીનને ભણાવવા આવવાનું શરૂ કર્યું. રંગરાવે જસમીનને લઈ ફરવા જવાના વિલાયતી વિચારનો ભોગ આપ્યો, ને વિપિન કે અન્ય મિત્ર સાથે ફરવા જવાનું રાખ્યું. ગુરુશિષ્યા પોતાનું કામ કરતાં હોય તે સમયે અંદર જવાનો મને પોતાનેજ હક્ક નથી, એમ રંગરાવ સમજતો એટલે બીજા કોઈથી તો ત્યાં જવાયજ કેમ ? વળી ગુરુશિષ્યાને આ સિદ્ધાંત રંગરાવેજ નિખાલસપણે સમજાવ્યો હતો એટલે તે અક્ષરશઃ પાળવા તેઓ તત્પર રહેતાં.

આણી તરફ, નૂતનપુરમાં રંગરાવ વિલાયત જઈ આવ્યો તેની ખબર પડી કે તે ન્યાતબહાર મૂકાયો, ને મુંબાઈમાં પણ એ બાબતના કાગળો આવી ચૂક્યા. મુંબાઈની ન્યાત એ માટે મળવાનો વિચાર કરવા લાગી. આ વાત સાંભળી રંગરાવનું માથું ફરી ગયું. "આ વીસમી સદી છે કે પંદરમી ?" વિપિન મળવા આવ્યો તેને મોટે અવાજે આ સવાલ પૂછી,

જવાબની રાહ જોયા વગર, રંગરાવે બોલવા માંડ્યું. "વિપિન, જે યુવકો મને લેવાને બંદર પર આવ્યા હતા, તે બધાને રવિવારે આપણે બંગલે હું બોલાવવાનો છું. તું બંદરે નહોતો આવ્યો, છતાં તું પણ આવજે."

"કેમ, એકદમ એ બધાને બોલાવવાનો ઉમળકો થઈ આવ્યો!"

"તે પછી કહીશ. તું આવીશ ખરો કે નહીં?"

"હા, તારે ત્યાં આવતાં મારે શો વાંધો?"

"ન્યાત ના કહે તો?" રંગરાવે વિપિનની સામું તાકીને પૂછ્યું.

"તે જુદી વાત છે."

"કેમ જુદી વાત છે? મિત્ર ચડે કે ન્યાત?"

"વ્યક્તિ ને સમષ્ટિની એવી રીતે તુલના ન થઈ શકે." વિપિને મર્મ સમજી જઈ સફાઈબંધ જવાબ આપ્યો.

"શેતાન જેવો 'લૉજિશિયન' (તર્કશાસ્ત્રી) કોઈ નથી. તારામાં પણ અત્યારે ન્યાતરૂપી શેતાન ભરાઈ બેઠો છે, તેથીજ તું આ 'સોફિસ્ટ્રી' (વિતંડાવાદ) ચલાવી રહ્યો છે."

વિપિને જોયું કે રંગરાવનો પિત્તો ઉછળ્યો છે એટલે તેને ઠંડો પાડી, આવવાનું વચન આપી, ઘેર ગયો.

રવિવારે બપોરે, વિપિનનો મિત્ર આનન્દશંકર સૌથી પહેલો આવ્યો. પછી ઉપેન્દ્ર ને તેનો મિત્ર ઉષાકાન્ત આવી પહોંચ્યા. સભાકાકીના પુત્રરત્ન રતનલાલ, નૂતનપુર ધૂતી રહી મુંબાઈ ધૂતવા પધાર્યા હતા, તે પણ તમાશો જોવા આવી પહોંચ્યા. વિપિન મિત્રમનને લઈને જરાક મોડેથી આવ્યો. જસમીન બિહારી ને મોજીલાલ, એ ત્રિપુટીને તો હાજર રહ્યા વગર છુટકોજ નહોતો. બેપાંચ બીજા આવ્યા, પછી હવે કોઈ નહીં આવે એમ લાગ્યું, એટલે ખાનગી મસલત ચાલી. સર્વાનુમતે વિપિનને પ્રમુખપદ આપવાનું ઠર્યું.

દરખાસ્ત મૂકાઈ કે વિપિને એ પદનો ઇન્કાર કર્યો. "પ્રમુખપદનું કામજ શું છે?" તેણે કહ્યું.

"નહીં," રંગરાવ બોલ્યો. "'પ્રેસિડન્ટ' (પ્રમુખ) વગર 'મીટિંગ' (સભા) હોઈ શકેજ નહીં. ઈંગ્લંડમાં હોતી નથી. આજે તારે એ પદ 'એકસેપ્ટ' (સ્વીકારવું) કરવુંજ પડશે."

રીતસર અનુમોદન અપાયું ને વિપિને પ્રમુખસ્થાન લીધું. રંગરાવે પછી ઊભા થઈ ભાષણ કરવા માંડયું:

"મિ. પ્રેસિડન્ટ, લેડી, એન્ડ જેન્ટલમેન,—

રતનલાલે અહીં વિક્ષેપ પાડયો. અંગ્રેજી બધા નહીં સમજે, એવું કંઈક એ ગણગણ્યો. રંગરાવ તેને ખખડાવવા જતો હતો એટલામાં જસમીને કહ્યું, કે ગુજરાતીમાંજ બોલોની, મને અંગ્રેજીમાં સમજ નહીં પડે. રંગરાવે કચવાઈને ગુજરાતીમાં બોલવું શરૂ કર્યું:

"તમે સૌએ બંદર પર મને લેવા આવવા 'ટ્રબલ' (તસ્દી) લીધી તે માટે તમારો 'થૅન્કસ' (આભાર) માનું છું. મારાં 'ઇન્વિટેશનને' (આમંત્રણને) માન આપી તમે અહીં પધાર્યા, તે સારૂ પણ તમારો 'ઇન્ડેટેડ' (ઋણી) છું. મારે લાંબું 'લેકચર' (ભાષણ) આપવું હતું પણ હવે ટુંકાણ કરીશ. મને 'મધર-ટંગ' (માતૃભાષા) પર 'કમૅન્ડ' (પ્રભુત્વ) નથી.

"પ્રફુલ્લશેઠાણીની જીભ પર કાબુ રાખવાનો તમને શો હક્ક છે?" બિહારીએ વિનોદ કરવા જતાં અંગ્રેજીનું અજ્ઞાન પ્રદર્શિત કર્યું.

"ઑર્ડર!" વિપિન પ્રમુખ હોવાથી ચીઢવાઈને બોલ્યો. રંગરાવને થયું કે આ માણસ જસમીનને શું શિખવતો હશે, પણ એ વિચાર દૂર ખસેડી એણે આગળ ચલાવ્યું.

"મને આવ્યાને સાત દિવસ પણ થયા નથી. 'કન્ટ્રીનું' (દેશનું) 'વેલફૅર' (ભલું) કેવી રીતે હું કરી શકું, તેનો તો હજી હું વિચાર કરી રહ્યો છું, એટલામાં ન્યાતે પોતાની જાત બતાવી દીધી છે. નૂતનપુરમાં મને 'આઉટકાસ્ટ' (ન્યાતબહાર) કર્યો છે ને અહીં પણ તેનીજ તૈયારી થવા માંડી છે! વિલાયત જવું તેમાં પાપ શાનું? ત્યાં 'સિવિલિઝેશનનો' (સંસ્કૃતિની) 'પ્રોગ્રેસ' (પ્રગતિ) થયો છે, તેને મુકાબલે આપણે 'બાર્બેરિયન્સ' (જંગલી) છીએ. વિલાયત જવાથી માણસનું 'કલ્ચર'

(સંસ્કારિતા) વધે છે. તેમ કરવામાં શા સારૂ 'રિસ્ટ્રિક્શન' (પ્રતિબન્ધ) મૂકવાં જોઈએ ?

"આપણો ધર્મ એક 'હ્યુજ' (જંગી) 'સુપરસ્ટિશન' (વહેમ) છે. આપણે 'રિલિજિયસ' (ધર્મિષ્ઠ) નથી પણ 'ફૅનેટિક' (ધર્માંધ) છીએ. આપણી ન્યાતો નકામી છે. એને 'રૂટ આઉટ' (નિર્મૂલ) કરીશું નહીં, ત્યાં લગણ સુધારો નહીં થાય. મારો 'ઓપિનિયન' (અભિપ્રાય) એવો છે કે એક 'સોસાયટી' (સભા) કાઢવી, ને તેના 'મેમ્બર્સોએ' (સભાસદોએ) ગામે ગામ ફરી બધાં 'બૉન્ડસ' (બન્ધનો) તોડી નાખવા 'પ્રીચિંગ' (ઉપદેશ) કરવું.

"મારે એક 'રિક્વેસ્ટ' (વિનતિ) કરવાની છે, કે આજ સુધી તમે મને રંગરાવના નામથી ઓળખતા હતા, પણ એ નામ મને પસંદ નથી. હું મને 'મિ. રૅંગ' કહેવડાવવા માંગું છું—

પ્રમુખે તથા આનન્દશંકરે આ સાંભળી તાળીઓ પાડી અને બિહારીએ અર્થ સમજ્યા વગર તે ઝીલી લીધી.

"એ નામમાં કેવો સરસ 'રિંગ' (રણકો) આવે છે ? આપણાં કેટલાંક નામોનું અંગ્રેજી સહેલાઇથી થઈ શકે એમ છે. ગોરધનને બદલે મિ. ગૉર્ડન કહીએ તો ? જેકીસનને બદલે મિ. જૅકસન કહીએ તો ? કેવું 'સ્વીટ' (મીઠું) લાગે ?"

"ફુલશંકરને બદલે મિ. ફૂલ કહીએ તો ?" આનન્દશંકરે ટહુકો કર્યો. બધા ખડખડાટ હસી પડયા. રંગરાવ સૌ કેમ હસ્યા તે ન સમજ્યો. એને લાગ્યું કે મેં કંઈક કાચું કાપ્યું, એટલે એણે બેસવાની તૈયારી કીધી.

"છેવટે મારે એટલુંજ કહેવાનું છે, કે ન્યાતને ખબર પડે કે 'સ્પિરિટ ઑફ ધ એઇજ' (યુગાત્મા) બદલાયો છે, તે સારૂ આ 'મીટિંગનો' (સભાનો) 'રિપોર્ટ' (અહેવાલ) 'ન્યુસપેપર'માં (વર્તમાનપત્રોમાં) આપણે છપાવવાની 'એરેઇન્જમેન્ટ' (ગોઠવણ) કરવી જોઇએ.

રંગરાવ આટલું કહીને બેઠો, એટલે સૌએ રીત મુજબ તાળી પાડી. બીજું કોઈ બોલવાને ઊભું થતું નહોતું, એટલે બોલે એવા હતા તે નીચું જોઈ રહ્યા. કદી બોલી ન શકે એવા હતા તે એકબીજાની સામું જોવા લાગ્યા.

આખરે, રતનલાલ જીંદગીમાં કદી ભાષણ નહોતું કર્યું છતાં ઊભો થયો. રંગરાવની પાસે પૈસો કઢાવવાની આગળ પર ફાવટ આવે એ ઇરાદાથી તેણે એનો પક્ષ લીધો. "મિ. રંગ કહે છે તે તદ્દન ખરૂં છે. શાસ્ત્રમાં વિલાયત જવું નહીં એમ ક્યાં લખ્યું છે? ધર્મશાસ્ત્રો લખાયાં ત્યારે વિલાયત હતુંજ નહીં. આ બધું ઘરડાઓનુંજ તોફાન છે. એ ઘરડાઓજ સુધારાના માર્ગમાં કાંટા જેવા છે. તેમને તોડીને ફેંકી દેવા જોઈએ."

આનન્દશંકર જરા ટીખળી હતો. તેણે કહ્યું, "વૃદ્ધોને કાંટા જોડે સરખાવવા એ ભૂલ છે, કેમકે કાંટાના છોડમાં એવો અવગુણ છે કે એક તોડીએ કે ત્યાં આગળજ બીજો નવો ફુટે !"

"કોણ જાણે ક્યારના આપણે આવા જંગલી થઈ ગયા છીએ ? આપણું શિક્ષણજ મૂળથી ખરાબ છે." ઉપેન્દ્ર ગર્જી ઊઠ્યો.

"હાલનું કેની ?" આનન્દશંકરે ધીરેથી પૂછ્યું.

સાંભળ્યું ન સાંભળ્યું કરી ઉપેન્દ્રે આગળ ચલાવ્યું. "તમેજ એમને ઘરડાઓ કહી સંબોધો; એમને તો ગદ્ધાજ કહેવા જોઈએ."

આનન્દશંકર ગણગણ્યો કે ગધેડાનું બીજ હોય ત્યારેજ આવી વાણી ઉચ્ચ જ્ઞાતિના હોવા છતાં નીકળે છે. પછી મોટેથી બોલ્યો, "ઉપેન્દ્રભાઈ, અમે આવુંઆવું સાંભળવા અહીં આવ્યા નથી. અમારા વડિલોનું અપમાન તે અમારૂં અપમાન, એમ અમે સમજીએ છીએ. તમારા પિતાને કોઈ ગાળ દે તે ભલે તમે સાંભળ્યાં કરો; અમે નહીં સાંભળીએ. તે ગદ્ધા ત્યારે... જાઓ, વધારે નથી બોલતો. રંગરાવભાઈ, આમ અપમાન ખમવા કરતાં અમે અમારે ઘેર જઈશું. પ્રમુખ સાહેબ, ઉપેન્દ્ર એના શબ્દો પાછા ન ખેંચી લે ત્યાંસુધી સભાનું કામકાજ ન ચાલે, એવી હું દરખાસ્ત મૂકું છું."

દરખાસ્તને કોઈએ તરત ટેકો ન આપ્યો એટલે વિપિન ગુંચવાયો. અત્યાર સુધી ગુપચુપ બેઠેલા મિત્રમને તેને ટેકો આપ્યો. બિરિજચંદ્ર ગદ્ધાના વર્ગમાં આવે, એ સ્વાભાવિક રીતે તેને રુચે એમ નહોતું.

આનન્દશંકરને ટેકો મળ્યો તે સાંભળી વિપિને કડાકો કીધો. "ઉપેન્દ્ર વાંધાભરેલા શબ્દો પાછા ખેંચી નહીં લે, ત્યાંસુધી કામ આગળ નહીં ચાલે.

શિષ્ટાચારનો ભંગ થતો હોય ત્યાં પ્રમુખ થવાનો શિષ્ટાચાર શા સારૂ જોઈએ ? હું આ સ્થાન ખાલી કરૂં છું."

રંગરાવને વિપિનની દલીલ ખરી લાગી એટલે તેણે ઉપેન્દ્રને સમજાવ્યો ને તેણે શબ્દો પાછા ખેંચી લીધા. મોજીલાલ અડધો જાગતો, અડધો ઝોકતો બેઠો હતો, તેને આમાં રસ ન પડયો એટલે તે સભામાંથી ચાલતો થયો.

ઉષાકાન્તને ઉપેન્દ્રનો ઘણો પક્ષ હતો. તેણે કહ્યું, "ઘરડાઓ એટલે ઘરડમાંજ ચાલનારા. એમને ગાળ દેવાની જરૂર નથી. એમને તો દેશનિકાલ કરવા જોઈએ—"

"માંડલે કે આન્ડામાન ?" આનન્દશંકરે પૂછયું.

"અને તેમ નહીં તો તેમને ગળચી પકડીને ઠોકવા—"

ઉષાકાન્ત આગળ કંઈક કહેવા જતો હતો પણ આ સાંભળી આનન્દશંકરે ઊભા થઈ કટાક્ષમાં બોલવા માંડયું: "ભાઈઓ, ઉપેન્દ્રથી એક ડગલું આગળ ઉષાકાન્ત ગયા છે. એમની સાથે જે સંમત હોય તેમણે સરકારમાં અરજી કરવી કે અમને હથિયારબંધીના કાયદામાંથી થોડોક વખત મુક્ત કરો. અમારે અમારા વડિલો ઉપર શસ્ત્રો ચલાવવાની જરૂર પડી છે. પાંચસાત ખૂન કરીએ તો દરગુજર કરશો ! જેણે અમને પાળી પોષી મોટા કર્યા, ભણાવ્યા ગણાવ્યા ને ઠેકાણે પાડ્યા, તેમને યોગ્ય બદલો આપી, હથિયારો અમે પાછાં સોંપી દઈશું."

રંગરાવ તથા તેના પક્ષકારોને પણ આ સાંભળી હસવું આવ્યું. ને હાથ ખેંચી ઉષાકાન્તને એક જણે બેસાડી દીધો.

પછી વિપિનનો પ્રમુખ તરીકે બોલવાનો વારો આવ્યો. ઉપેન્દ્ર વગેરેની વર્તણુકને લીધે તે એટલો નાખુશ થયો હતો, કે ઉપસંહાર વેળા તેમનો શાબ્દિક સંહાર કરી નાખીશ એમ એણે મનમાં ગાંઠ વાળેલી, પણ બોલવા ઊભો થયો એટલે પ્રમુખપદની જોખમદારીનું તેને ઓચિંતુ ભાન થયું, અને બને તેટલી ઠાવકાઈથી દલીલો કરી, રંગરાવે દર્શાવેલા વિચિત્ર અભિપ્રાયોનું ખંડન કરવું, એટલુંજ ધ્યેય રાખી એણે બોલવા માંડયું:

"ભાઈઓ, આ સ્થાને બેસાડી આપે મને જે માન આપ્યું છે, તે માટે હું આપ સર્વનો હૃદયપૂર્વક આભાર માનું છું. અત્રે મારે ભાષણ કરવું પડશે, એવો મને અહીં આવ્યો તે પહેલાં જરા ખ્યાલ નહોતો, એટલે મેં કશી તૈયારી કરી નથી. મારા બોલવામાં આથી જે ઉણપો આવે તે દરગુજર કરશો, એવી મારી પ્રાર્થના છે.

"મારા પ્રિય મિત્ર રંગરાવ વિલાયત જઈને ત્યાંનું ઉંચું શિક્ષણ લઈ આવ્યા, જુદા વાતાવરણમાં રહી આવ્યા, ને એ અનુભવનો લાભ આપણને આપવા ઉદ્યુક્ત થયા છે, તે બદલ એમને ધન્યવાદ આપતાં આનંદ થાય છે. પરન્તુ એમણે કેટલાક એવા અભિપ્રાયો દર્શાવ્યા છે, કે મારે અહીં જુદો મત રજુ કરવાની કડવી ફરજ બજાવવી પડે એમ છે."

"દાખલા તરીકે, ત્યાંની સંસ્કૃતિની પ્રગતિ જોઈને એઓ આપણને જંગલી કહે છે, એ હું કેમ માનું? હિન્દના ઇતિહાસના કોઈ પણ સાચા અભ્યાસકને ગળે એ વાત ઉતરશે ખરી? એ તો ઇતિહાસસિદ્ધ હકીકત છે, કે ભરતખંડ એ સૌથી પ્રાચીન દેશ છે, ને આર્યસંસ્કૃતિ એ સૌથી પુરાણી સંસ્કૃતિ છે. આપણે જગતની શ્રેષ્ઠ પ્રજા ગણાતા હતા ત્યારે ઈંગ્લાંડ અસ્તિત્વમાં પણ નહોતું આવ્યું. હવે હિંદીઓને જંગલી કહેવા એને પશ્ચિમનો મોહ ગણવો કે માતૃભૂમિનો દ્રોહ ગણવો, એ આપ જાતેજ નક્કી કરી લેશો.

"આપણા ધર્મ વિશે બોલતાં, એમણે અસંસ્કારી યુવકો પેઠે જે ચૂકાદો આપી દીધો છે, તે સાંભળી મને અત્યંત દુઃખ થયું છે. ધર્મિષ્ઠતા ને ધર્માંધતાનો સૂક્ષ્મ વિવેક કરવો કેટલો દોહલો છે, તે બારિસ્ટરો નહીં સમજે તો કોણ સમજશે? **धर्मो रक्षति रक्षितः** અર્થાત્ આપણે ધર્મનું રક્ષણ કરીશું તો ધર્મ આપણું રક્ષણ કરશે, એ મહાન્ સૂત્ર સંસ્કૃતમાં લખાયલું હોવાથી, અંગ્રેજીથી મુગ્ધ થયલા નવયુવકો પર કદાચ એ અસર નહીં કરે, માટે કર્નલ ટોડનાં વચનોનો હું અત્યારે ઉપયોગ કરીશ. એના 'રાજસ્થાન'માં, હિન્દુધર્મે આપણી પ્રજાનું કેવી રીતે રક્ષણ કર્યું છે, તે પર એક મહત્ત્વનો ફકરો મેં આજેજ વાંચ્યો છે, તેનો સાર કહું છું. એ પશ્ચિમનો લેખક કહે છેઃ

"માનવજાતિના ઇતિહાસમાં રાજસ્થાનનો ઇતિહાસ અદ્વિતીય છે. ધર્માંધ અને ઝનુની દુશ્મનો, કે જેઓ બીજાના ધર્મનું ખંડન કરવામાંજ પોતાનો ધર્મ સમાયલો છે એમ સમજતા, તેમની તરફથી અનેક જાતનો જુલમ ખમી, દુઃખો અને સંકટોને ધૈર્ય કે વીરત્વની કસોટી ગણી, તેની પ્રજા જમીનદોસ્ત થવા છતાં પુનઃ ઉત્સાહથી ઊભી રહી શકી છે. રોમનોના આવ્યા પછી બ્રિટનો તેમનામાં ભળી ગયા, અને તેમના ધર્મગુરુઓની સત્તા પડી ભાંગી. પછી ક્રમેક્રમે તેઓ સૅક્સનમાં, તેઓ વળી ડેઇનમાં, અને આખરે આ બધામાંથી નિકળી આવેલી જાતો નૉરમનોમાં મળી ગઈ. એકજ લડાઈને પરિણામે, રાજ્ય એકનું ગયું અને બીજાનું થયું; એટલુંજ નહીં, પણ વિજેતાઓનો ધર્મ અને તેમના રીતરીવાજો પણ પરાજિત પ્રજાએ ગ્રહણ કરી લીધા. આ સાથે રજપૂતોનો ઇતિહાસ સરખાવીએ, તો મુક્તકંઠે પ્રશંસા કરવી પડશે, કે તેઓ પોતાના ધર્મમાંથી તલમાત્ર પણ ચ્યુત થયા નથી." આપણા ધર્મે આપણી પ્રજાનું અસ્તિત્વ ટકાવી રાખ્યું હોય, તો પછી અગણિત વહેમોથી તે ભલે ભરેલો હોય છતાં મારે મન તે શિરસાવંદ્ય છે.

"પરદેશગમનનો પ્રતિબન્ધ ન કાઢવો એ દુરાચાર હશે, પરન્તુ એ પ્રશ્ન પરત્વે ન્યાતની ટીકા કરનારાઓએ આચાર ને અનાચારનો ભેદ કદી ભૂલવો જોઈએ નહીં. મનુષ્ય સમાજપરાયણ છે ને આચાર વગર સમાજ ચાલી શકતો નથી, તેથી **आचारः प्रथमो धर्मः** અર્થાત્ આચાર એ પ્રથમ ધર્મ છે, એમ કહેવામાં આવ્યું છે. દુરાચાર દૂર કરવાની ધગશમાં આચાર માત્રને તિલાંજલિ આપવાને યુવકો તૈયાર થઈ જાય છે, એ તેમના અજ્ઞાનનુંજ પરિણામ છે. એમ કરવાથી તો અનાચાર પ્રવર્તે અને તેમ થાય તો સમાજજીવન અશક્ય થઈ જાય. પરદેશગમનનો પ્રતિબન્ધ નવી પરિસ્થિતિને પ્રતિકૂળ હશે, તો એ સહેલાઇથી દૂર કરી શકાશે. વડિલોને ઠોકવાની કે તેમને દેશનિકાલ કરવાની જરૂર નથી. કાયદાના સખતમાં સખત પ્રતિબન્ધો ધારાસભામાં વ્યવસ્થિત વિરોધ કરી કાઢી શકાય છે, તો ન્યાતના પ્રતિબન્ધો કેમ કાઢી ન શકાય? રાજ્યના જેટલી કંઈ ન્યાતની હવે સત્તા નથી.

"ન્યાતનું નિર્મૂલન કરવું જોઈએ, એમ કહેવામાં આવ્યું તે પર હવે હું ટુંકામાંજ કહીશ. અમુક લગ્ન નિષ્ફળ જાય, તે પરથી લગ્નસંસ્થા તોડી નાખીએ એમ આપણને થતું નથી. કોઈ નિર્દોષ માણસ કેદમાં જાય, તે પરથી રાજ્યસંસ્થાજ તોડી નાંખીએ એમ આપણને થતું નથી. પણ ન્યાત પરત્વે કોણ જાણે કેમ સુધારકો જુદીજ રીતે વિચાર કરે છે. અમુક રીવાજ જંગલી છે, અમુક રૂઢિ હાનિકારક છે, અમુક બન્ધનો જમાનાને અનુકૂળ નથી ને છતાં ન્યાતમાં તે ટકી રહ્યાં છે, એવું લાગે એટલે ન્યાતોનું નિર્મૂલન કરો એવા નિર્ણય પર સૌ આવી જાય છે. આનું કારણ મને એમ લાગે છે, કે જ્ઞાતિસંસ્થા એ બેચાર વ્યક્તિઓએ કાઢેલું મંડળ નથી પણ હિન્દુ સંસ્કૃતિની એક વિશિષ્ટ સંસ્થા છે, ને હજારો વરસ થયાં હિન્દુઓના આચાર વિચાર ને દૈનિક જીવન સાથે ઓતપ્રોત થઈ ગઈ છે, એ સત્ય હજુ સર્વસાધારણ બન્યું નથી. ન્યાતો નાશ પામી છે ને પામશે, પણ જ્ઞાતિસંસ્થા નાશ પામે એમ હાલ દેખાતું નથી, એ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. ન્યાત જવી જોઈએ કે નહીં, એ પ્રશ્નની ચર્ચા કરવા કરતાં ન્યાત જાય એમ છે ખરૂં, એ પ્રશ્નની ચર્ચા વિશેષ ફલવતી થાય એમ છે. પારશીઓએ પોતાની જ્ઞાતિને સામાજિક સ્વરાજ્ય ગણી ગરીબાઈનો મહાન પ્રશ્ન ઉકેલ્યો છે, એ તરફ હું આપનું લક્ષ ખેંચું છું.

"હવે એકજં બાબત કહી હું વિરમીશ. ધર્મ, રાજ્ય, જ્ઞાતિ, કુટુમ્બ ને લગ્ન, એ વિષયોનો અનુભવ લગભગ સૌને હોય છે, ને તેને લીધે ઉપલક નજરે એ વિષયો એટલા સાદા લાગે છે, કે દરેક માણસ એ પર બોલવાનો અધિકાર મેળવવાની પરવા કર્યા વગર, પોતાના અભિપ્રાયો જાહેરમાં મૂકવા વિના સંકોચે તૈયાર થઈ જાય છે. મારો નમ્ર મત એમ છે, કે ઇતિહાસ અને તત્ત્વશાસ્ત્ર તથા નીતિશાસ્ત્ર ને સમાજશાસ્ત્રના તલસ્પર્શી અભ્યાસ વિના મોટામોટા સામાજિક સિદ્ધાંતો બાંધવા મંડી પડવું એ મોટી મૂર્ખાઈ છે. એવા 'સિદ્ધાંતો' બીજા ગ્રહણ કરે એમ આશા રાખવી, એ એક પ્રકારની ધૃષ્ટતા છે. આપણી અંગત ગુંચવણો કે કૌટુમ્બિક અડચણોથી મુક્ત થવું હોય, તો તેનાજ યોગ્ય ઉપાય લેવાને બદલે, આખા સમાજ સામે બંડ ઊઠાવવાની 'બડીબડી બાતાં' કરી, સ્વાર્થ સરે એટલે લાંબા થઈને સુઈ જવાથી, કદી

આપણું શ્રેય નહીં થાય. આપણી સાંસારિક અધોગતિ એટલી સર્વવ્યાપી છે, કે સ્થળેસ્થળે નેક દિલના સમાજસેવકો ઉત્પન્ન થશે તોજ પ્રજા ઉન્નતિને પંથે વળશે.

"છેવટે, ભાઈ રંગરાવે આપણને બોલાવી વિચારની આપલે કરવાનો પ્રસંગ આપ્યો, તે માટે સૌની વતી એમનો આભાર માનું છું."

વિપિનનું ભાષણ પૂરૂં થયું, કે બધાએ એકે અવાજે તાળીથી તેને વધાવી લીધો. સૌના પર તેની સારી અસર થઈ હતી. બિહારી ડોબાની માફક બેસી રહ્યો હતો કેમકે કેટલોક ભાગ સમજ્યો નહોતો. રતનલાલ અડધું સમજ્યો હતો, તેણે પૂરૂં સમજ્યો છું એમ બતાવવા પ્રશ્ન કર્યો: "અહીં રહી લોકો ફાવે તેવી અનીતિ કરે છે તેને ન્યાત કેમ પૂછતી નથી? વિલાયત જઈ આવે તેણે શી અનીતિ કરી?"

"કાયદો હમેશાં ગુનેહગારનેજ શિક્ષા કરે છે. ન્યાતનું પણ એવુંજ છે. અનીતિની શિક્ષા કરનાર તો ઇશ્વર છે." વિપિને ખુલાસો કર્યો.

"ગુનોહ એ પણ અનીતિજ કેની?" ઉપેન્દ્રે પૂછ્યું.

"સર્વ પ્રકારની અનીતિને ગુનાહની કોટિમાં મૂકી ન શકાય. દાખલા તરીકે, કૃતઘ્નતા એ અનીતિ છે પણ ગુનોહ નથી."

"ગમે તેમ હોય," રતનલાલે કહ્યું, "પણ ન્યાત નિર્દોષને નાહક સતાવે તેનો ઉપાય થવોજ જોઈએ."

રંગરાવ સાચા દિલનો માણસ હતો. વિપિનની દલીલો તેને ઘણી વજુદવાળી લાગી હતી. જવાબસવાલ પાછા શરૂ થયા તે એને રુચ્યું નહીં, એટલે એ ઊભો થઈ ગયો, ને થયલા કામકાજથી ખુશી બતાવી રતનલાલને કહ્યું, "ઉપાય માત્ર એકજ છે. ન્યાત મળે ત્યાં આપણે સૌએ જવું, અને તેટલી આપણી 'મેજૉરિટી' (બહુમતી) મેળવવી, ને 'રિફૉર્મ્સ' (સુધારા) ધીરેધીરે દાખલ કરવા."

એટલામાં આગળથી રાખેલી તજવીજ પ્રમાણે સાધારણ ખાવાનું ને ચાહ આવ્યાં. આ જોઈ કેટલાકે ચાલવા માંડયું.

વિપિને તેમને અટકાવ્યા. " ભાઈઓ, જેમને ખાવું હશે તેમને તમે છો તેની અડચણ નથી, ને જબરદસ્તીથી કોઈ કોઈને ખવડાવી શકે એમ નથી; માટે બેસો."

બધા પાછા પોતાને સ્થાને બેઠા. રંગરાવ, ઉપેન્દ્ર ને ઉષાકાન્ત સિવાય કોઈએ કંઈ લીધું નહીં. બિહારીનો તો સવાલજ નહોતો કેમકે તે બીજી જ્ઞાતિનો હતો.

રંગરાવ રતનલાલની સામું જોઈ રહ્યો. ઉપેન્દ્ર ને ઉષાકાન્ત તે ખાતો નહોતો તેથી તેના પર ગુસ્સે થયા. આનન્દશંકર તેને ને તેની મા સભાકાકી બેઉને બરાબર ઓળખતો હતો. બેને લડાવી આઘે બેસવાની માની ટેવ દીકરામાં આબાદ ઉતરી હતી તે એ જાણતો હતો, તેથી તેને બનાવવા માંડ્યો. " કેમ રતનલાલ ખાતો નથી? મોંનોજ પક્ષ લેતો હતો કે?"

" ના, ના, મને અત્યારે રુચિજ નથી." રતનલાલે બહાનું કાઢ્યું.

" એક ઘુંટડોજ ચાહી પી, એટલે થયું. બધી પીવાનું કોણ કહે છે?"

" ઉષાકાન્ત!" ઉપેન્દ્ર બોલ્યો, " જુએ છે શું? એને પકડી જબરદસ્તીથી મોંમાં રેડી દે!"

" ડાહીડાહી વાતો કરતાંજ આવડી." ઉષાકાન્તે ટ ણો માર્યો.

રતનલાલ એકનો બે થયો નહીં. તેની ન્યાતમાં પ્રતિષ્ઠા નહોતી, એટલે ન્યાત મળે ત્યારે પ્રતિષ્ઠિત પુરુષો પર શબ્દપ્રહાર કરવામાં તેને ઘણો આનન્દ આવતો. પોતે વિલાયતી સાથે ચાહ પીએ તો ન્યાતમાં ધુજારો ન ચલાવી શકે, તેથી બહાનું કાઢી તે છટકી ગયો. ચાહ પીવાઈ રહી અને મંડળ વિખરાયું. રંગરાવ ને વિપિન બે જણાજ ઓરડામાં રહ્યા.

" રંગરાવ, રતનલાલને ઓળખ્યો? ' ચઢ જા બેટા શૂલિ પર.' એમ કરનારા કરતાં અમે સારા કેની? અમારા જેવા આવે પ્રસંગે અલગ રહે, કંઈ ખાયપીએ નહીં, તેથી તમને ખોટું લાગે છે. ખોટું તો આવા માણસો પર લાગવું જોઈએ. તમે જેમ તમારા વિચારના માલિક તેમ અમે અમારા."

"ખરી વાત છે. ગુજરાતીમાં અંગ્રેજી જેવુંજ બોલી શકાય છે તે મેં તારૂં ભાષણ સાંભળ્યું ત્યારેજ જાણ્યું. હવે હું 'પ્યૂર' (શુદ્ધ) ગુજરાતી બોલીશ. હું ગુજરાતી બોલું છું, ત્યારે અંગ્રેજી શબ્દોજ જીભ પર આવી જાય છે. તારી દલીલ મને ખરી લાગી છે પણ હવે શું કરૂં? બોલ્યો તે તો બોલ્યો.

"કંઈ હરકત નહીં. અનુભવથી મત બદલાય એ તો સારૂં. ગધેડાનું પૂછડું પકડયું તે છોડવુંજ નહીં, એ કંઈ ડાહ્યા માણસનું લક્ષણ નથી. મહાન નર્મદનો જુસ્સો તારા કરતાં હજાર ગણો વધારે હતો, છતાં અભિપ્રાય ફર્યા એટલે તેણે 'ધર્મવિચાર' લખી તેનો જાહેરમાં એકરાર કર્યો."

"નર્મદ ખરો 'હીરો' (વીરપુરુષ) હતે એટલુંજ હું જાણું છું, એ ચોપડી મને આપજે. હું જરૂર વાંચી જઈશ."

"એક સૂચના કરૂં? બીજું બધું તો ઠીક, પણ તેં તારૂં નવું નામ પાડયું છે તે મને બિલકુલ પસંદ નથી. મારે તો મોંએજ ચડતું નથી. દુનિયા તને હસશે. હિન્દુપણાનો છાંટો તારે તારામાં રાખવો નથી? તે નામમાં મીઠાશ છે અને આમાં કડવાશ શી આવી ગઈ? મને તો ગોરધનનું ગોવર્ધન ને જેકીસનનું જયકૃષ્ણ કરવામાં વધારે સંસ્કારિતા લાગે છે."

રંગરાવે પોતાનું અસલ નામ કાયમ રાખ્યું. જસમીનને લઈ તે ચોપાટી પર જવાનો હતો પણ તેને બિહારી ભણાવવા બેઠો હતો. રંગરાવ બિહારી પર વહેમાયો હતો. તેણે પહેલી વાર તેમની ચિકિત્સા કરી ને કંઈ પણ બોલ્યા વગર તે એકલો ચોપાટી ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૨૮

---

## વિરિંચિલાલના કારભાર

**खलः करोति दुर्वृत्तं नूनं फलति साधुषु।**
**दशाननोऽहरत्सीतां बन्धनं च महोदधेः॥***

બિરિજચંદ્ર ને વિનોદચંદ્ર રાણાની નોકરીનું રાજીનામું આપી ચાલતા થયા. મનસ્વી રાણાએ દિવાનની જગા પંદરેક દિવસ પછી વિરિંચિલાલને આપી.

દેસાઈ કુબેરપ્રસાદને રાજ્યની નોકરી છોડવાની આ આડકતરી સૂચના હતી, કારણ એ નાયબદિવાન હ. ાથી દિવાન થવાનો હક્ક એનો હતો. દેસાઈ સ્વભાવે તીખા હતા. બહારનો બીજો માણસ એ હોદ્દા પર આવ્યો હોત, તો એને ઓછું માઠું લાગત. કિશોરીલાલ પર એની મહેરબાની હતી. એ બેએ એકએકને મોઢે પોતપોતાની અકળામણ કાઢી.

“રાણાની નોકરીમાં પ્રામાણિક ને નિમકહલાલ માણસનું હવે કામ નથી. આપણા કરતાં નીચો હોદ્દો ધરાવનાર ઘણી વાર વગને લીધે આપણા ઉપર ચડી જાય છે એ વાતથી હું અજાણ્યો નથી. નોકરીમાં દાખલ થતાં પહેલાં આ સૂત્ર ધ્યાનમાં રાખવું.”

કિશોરીલાલે કહ્યું, “મેં પણ એ સૂત્ર ધ્યાનમાં રાખ્યું છે, પણ હવે આ મનસ્વી રાણાની નોકરી કરવી ને તે પણ વિરિંચિલાલના જેવા કપટી માણસની સરદારી હેઠળ, એ બહુ જોખમભરેલું છે. મારે હવે પેન્શન પર જવું છે.”

“આપણામાં કહેતી છે,” દેસાઈએ જવાબ દીધો, “કે સાચને આંચ નથી, પણ જુઠાને શરમ નહીં તેનું શું? બિરિજચંદ્રજી નોકરી છોડી ચાલ્યા ગયા. એ નિર્દોષ ઠર્યા તેમાં વિરિંચિલાલને કાંઈ નુકસાન પહોંચ્યું નથી. પોતે જુઠો ઠર્યો તેની એને નથી લાજ કે શરમ. એ તો હતો તેનો

---

* ખળ દુરાચરણ કરે છે ને સાધુ પુરુષને તેનું ફળ ભોગવવું પડે છે. રાવણ સીતાને હરી ગયો તેમાં સમુદ્રને બન્ધન ભોગવવું પડયું.

તે. તેમાં વળી સરદારી મળી એટલે પૂછવુંજ શું? તમારો નિશ્ચય મને પસંદ પડ્યો છે.”

રાજ્યના બીજા જૂના નોકરો પણ મનમાં કયારના સમજી ગયા હતા કે હવે બોલવામાં માલ નથી. તેઓ માંહોમાંહે કહેતા કે રામરાજ્ય ગયું; હવે જ્યારે પાછું આવશે ત્યારે. ન્યાયની દાંડી વિરિંચિલાલ જેવા વાનરના હાથમાં આવી છે. એક બાજુનું પલ્લું નમશે એટલે એક બાચકો ભરી ખાશે. પછી બીજી બાજુનું નમશે એટલે તેમાંથી હોઈઆં કરશે. આપણે તો જે થશે તે જોયાં કરીશું. રાણાનું રાજ ઉંધું ન વળે તેને વાસ્તે બનશે તેટલું ખેંચશું ને એકનિષ્ઠાથી કામ કરશું. 'પાપનો ઘડો એની મેળે ફુટશે.'

વિરિંચિલાલને દિવાનપદ મળ્યું કે કુબેરપ્રસાદે રાજીનામું આપ્યું. કિશોરીલાલ પેન્શન લઈ ઘેર બેઠો. જે જગાઓ ખાલી પડી તે વિરિંચિલાલે યુક્તિપૂર્વક પૂરી દીધી. એની મરજીને આધીન થાય એવા માણસોને એકદમ નીચી પાયરી પરથી ઉપર મૂકી દીધા.

બેંકનો અખત્યાર પોતાના હાથમાં લઇ લેવાની પછી તેણે પેરવી કરી. રાણાને તેણે સમજાવી દીધું કે દિવાન કોઈની શેહમાં તણાય નહીં, કોઈની શરમ રાખે નહીં. બેંકનું કામ દિવાનના હાથમાં હોય, તો પક્ષાપક્ષી ચાલે નહીં ને નાણાં લેવામાં નકામી ઢીલ થાય નહીં. રાણો હવે વિરિંચિલાલને **त्वमेव शरणं मम देवदेव** કહેતો, એટલે બેંકની દેખરેખ તેણે વિરિંચિલાલના હાથમાં મૂકી. વખતોવખત તે ત્યાં જતો, ને મનધાર્યું કરતો. બેંક સંબંધમાં કોઈને કામ હોય તો અમુક વખત લગણ તે બેંકમાં રહેતો. ખાસ જરૂરનું કામ હોય તો દિવાન ઑફિસમાં પણ મળતો. કામ ઘણી વાર વધી જતું એટલે ઘર આગળ મળવા હુકમ થતો. એક પગાર લેવા છતાં પોતાને બેવડું કામ પડે છે, ઘેર કેટલું કામ લઈ જવું પડે છે, એવુંએવું રાણાને કહેવા ચૂકતો નહીં. ઘેર માણસો આવે તેને કેમ ધક્કા ખવડાવવા તે બાબત તેને સારી આવડત હતી. ઑફિસમાં બધા દેખતાં તેમ કરવું તેને ફાવતું નહીં. તેની મરજી માફક ન આપે તેને વ્યાજનો દર બહુ ભારી કહેતો અથવા સો ફેરા ખવડાવતો. કદાચ તે માણસ રાણા પાસે જઈ પહોંચ, તો રાણાને ડરાવતો કે બેંકને નુકસાન થાય તો

મારે માથે નહીં. બેંકને પૈસે પોતે પણ કોઈ વાર વેપાર કરતો. જેમજેમ આડકતરી રીતે પૈસો વધારે આવતો ગયો, તેમતેમ વેપાર કરવામાં વધારે હરકત આવતી. કેટલીક વાર બીજાની પાસે બેંકને પૈસે વેપાર કરાવતો.

રાણાની બેંક લોકોને મદદ કરવાને હતી તેનો આવો ઉપયોગ થતો! ખેડુતવર્ગ બહુ કંગાલ સ્થિતિમાં આવી ગયો હતો. તેને ધીરનાર કોઈ રહ્યું નહીં. તેઓને દિવાન જેવા મોટા હોદ્દેદારને મળવું બહુ ભારે પડતું. તેઓ ખાતર પૂરી શકતા નહીં, ઢોર પાળી શકતા નહીં. તેમાં વળી વિરિંચિલાલે જંગલખાતામાં નવી પદ્ધતિ દાખલ કરી તેથી તેમની મુંઝવણ વધી. બીક ન હોવાને લીધે ચારો પણ તેમને બહુ મોંઘો પડતો. આવું ને આવું વધારે વાર ચાલશે તો ખેડુતવર્ગ કેવી બુરી દશામાં આવશે, તેની કલ્પના કરવી મુશ્કેલ હતી.

મહેસુલ ખાતાનો કારભાર જેમ બને તેમ અવ્યવસ્થિત થાય તો સારૂં, એવી વિરિંચિલાલની નેમ હતી. વીંઘોટીની પદ્ધતિ બિરિજચંદ્રે દાખલ કરી હતી એટલે તે ફાવી શકતો નહીં. ભાગબટાઈની રીતિ દાખલ કરવા તેણે ભારે પ્રયાસ કર્યો. લોકોનો લાભ એ રીતિથી સારો સચવાય, એ નિર્વિવાદ વાત તેણે આગળ કરી. પરંતુ રૈયત તેને ઓળખી ગઈ હતી. તે જાણતી હતી, કે ભાગબટાઈ રીતિ ચલાવનાર અમલદાર સારો ના હોય, તો ખેડુતના ભોગજ સમજવા. બિરિજચંદ્રે એજ કારણસર સુજનસિંહજીના અનુમોદનથી વીંઘોટી દાખલ કરી હતી. લોકો એટલા બધા સામા થઈ ગયા કે પોતાનો જીવ પણ કદાચ જોખમમાં આવી પડે એવી વિરિંચિલાલને બીતિ લાગી. અંતે તેણે એ વિચાર માંડી વાળ્યો. પ્રજાની ઇચ્છા છે તો ફેરફાર કરશું નહીં, એ મતલબનો લાંબો હુકમ પ્રજાજન ભોળવાઈ જાય એવી ભાષામાં લખી મનમાં બોલ્યોઃ “ખાવાના હજારો રસ્તા છે. બિરિજચંદ્રને ના આવડયું, તેણે ના ખાધું, તેમાં ફાયદો શો થયો? વગર કારણે ઘેર બેઠો. એક દિવસ ઘેર તો બેસવુંજ છે ત્યારે શું કરવા મળતો લાભ મૂકીએ?”

બિચારા વિરિંચિલાલને ભાન નહોતું કે આવી રીતે ખાતાં આવડયું તેમાં કાંઈ પુરુષાર્થ નથી. એ ખાધું પચે ત્યારે. એનો અપચો થયો તો લોહીનું પાણી થઈ જશે, ખરી મહેનતનું મળેલું પણ એમાં તણાઈ જશે.

કદાચ પચ્યું, તોપણ પ્રભુ તેમાં રાજી નથી. કોઈ જાણતું નહીં હોય તોપણ તે સર્વજ્ઞ કશાથી અજાણ નથી. વિરિંચિલાલને આવા વિચાર ક્યાંથી આવે? સત્તાના મદથી તે બેફિકર થયો હતો. પૈસા રળવામાંજ જીવન સાર્થક થયું સમજતો હતો. હાથી બહુ મસ્તાન થાય ત્યારે પોતાની સુંઢ વડે પોતાનાજ ઉપર ધૂળ નાંખે, તેમ પોતાનાં બુરાં કૃત્ય રૂપી ધૂળ તે પોતાનાજ જીવન પર નાખતો હતો.

મુખ્ય અધિકારી નબળો હોય ત્યાં બધે પોલમપોલ ચાલે. જકાત ખાતામાં પણ બધે અંધાધુની ચાલવા માંડી. દશ માઈલ જતાં વીસ જગાએ જકાત આપવી પડતી! સૌ પોતપોતાના ખરાખોટા હક્ક ગમે તે રીતે લેવાને બહાને ગરીબ પર જુલમ ગુજારતા.

આટલેથીજ જુલમની સમાપ્તિ નહોતી. ન્યાય ખાતું, જે કોઈ પણ પ્રકારની રૂશવતથી તદ્દન મુક્ત હોવું જોઈએ, તેમાં પણ બગાડો કરવા વિરિંચિલાલ ચૂક્યો નહીં. પહેલપહેલાં તો એનું જરા પણ ચાલ્યું નહીં, કેમકે ન્યાયાધીશને વગર ગુન્હે બરતરફ કરી ન શકાય, એ મહાન્ સિદ્ધાંત નૂતનપુરમાં અસલથી ચાલતો હતો. ન્યાયખાતાના અધિકારીઓને દિવાનની દરકાર નહોતી. સુજનસિંહજીના વખતના તેઓ દાખલ થયા હતા. પરંતુ તેમની જગા ખાલી પડતી ત્યાં પોતાનાં માણસો એણે ગોઠવી દીધાં.

પરહદની તકરારોમાં એ રાજ્યની ત્રિજોરીમાંથી અઢળક ખાતો ને પરરાજ્ય તરફથી લાંચ લઈ નતનપુરનું હિત સાચવવામાં બેદરકાર રહેતો. હરેક રીતે પ્રયાસ કર્યો, એજન્ટને ખવડાવ્યું, છતાં કાંઈ વળ્યું નહીં, એમ એ રાણાને સમજાવી દેતો.

'હાથીએ હાથી લડે તેમાં ઝાડનો ક્ષય થાય.' બિરિજચંદ્ર ને વિરિંચિલાલની મારામારીમાં નૂતનપુર નૂર વિનાનું બન્યું. રૈયત પર કરનો વિશેષ બોજો, ખેડુત વર્ગ ગરીબ, ન્યાય ખાતામાં ન મળે દાદ, રાજ્યકારભારમાં પ્રજાનો કોઈ રીતે ન મળે હાથ, એટલે પછી એને પૂછનાર કોણ? રૈયતનું સાંભળે કોણ? આખરે રયતે કંટાળી એજન્ટને નનામી અરજીઓ મોકલવા માંડી. તે પણ ત્યાં પહોંચતા પહેલાંજ નાશ પામી, ને ઉલટા મુખીઓને આશથી કે ત્રાસથી દબાવી દેવામાં આવ્યા. કદાચ ગમે તે રીતે કોઈક

અરજી ત્યાં પહોંચી ગઈ, તો તે બાબત કોઈ આંગળી ન કરે માટે એજન્ટના 'નેટિવ એસિસ્ટન્ટ'ને એણે પોતાનો કરી લીધો હતો. બિરિજચંદ્રના તથા તેની પહેલાંના પ્રધાનોના વખતમાં, ઘણાખરા એજન્ટોનો દરબાર સાથેનો સંબંધ પ્રશંસાપાત્ર હતો. તેમનો કારભાર પ્રામાણિક હતો. રાઇટસાહેબ પણ બિરિજચંદ્રના વખતમાં જુદા હતા. વિરિંચિલાલના તેઓ મળતીઆ થયા ત્યાર પછી જુદા હતા. તેમની પાસે પણ હવે દાદ મળતી નહીં. આથી વિરિંચિલાલના કામમાં કોઈ આડે આવે એમ રહ્યું નહીં. લોકો ત્રાસથી કંટાળી ગયા હતા પણ લાચારજ હતા.

આ અંધેરથી સારા અધિકારીઓ પૂરેપૂરા વાકેફ હતા છતાં તેઓ કંઈ કરી શકતા નહોતા. કુંવર વીરકુમાર વિરિંચિલાલના કારભારપર બહુજ લક્ષ આપતો. રાણાને બેએક વાર તેણે અણસારો કરી જોયો, પણ 'પત્થર પર પાણી' એમ લાગ્યાથી તેણે એ વાત કરવી મૂકી દીધી હતી. પરંતુ જેજે અંધેર ચાલતું જેજે ઉચાપત થતું, તેની તે છુપા જાસુસદ્વારા નોંધ રાખતો. કોઈ વાર જાતે પણ કચરીમાં જતો. "ક્યાં બિરિજચંદ્રના વખતની નૂતનપુરની કચેરી, ને ક્યાં આ પરદેશી માસ્તરના વખતની!" એમ તે કચેરીનો મામલો જોઈ ત્યાંજ બોલી પડતો.

કુંવરને પ્રજા વાસ્તે અજબ પ્રેમ હતો. એક વાર તે બહુજ અકળાયો ત્યારે વિજયસિંહ નામના રાજ્યના મુખ્ય સરદારને ઘેર પહોંચી ગયો, ને વિરિંચિલાલને ઠાર કરવાનીજ વાત કરી! "આવા માણસને દૂર કરીએ તેમાં પાપ શેનું? અમારો તો એ ધર્મજ છે કે પ્રજાનું રક્ષણ કરવું. ગોબ્રાહ્મણપ્રતિપાળ કહેવડાવ્યે શું વળ્યું? વિરિંચિલાલ જેવા દુષ્ટને તો જે કરીએ તે ઓછું."

વિજયસિંહ કુંવરનો જુસ્સો જોઈ ખુશ થયો, પણ તેને ઠંડો પાડી બોલ્યે, "'ગોળે મરતો હોય તો વિષે શા વાસ્તે મારવો?' એને હજી રુચે તે કરવા દો. એનો વખત ભરાશે એટલે આપોઆપ ખસવું પડશે."

બિરિજચંદ્રજીનું પણ એમજ લખવું છે. હું બનતો પ્રયત્ન કરી જુલમ થતો અટકાવું છું. મારાં માણસો જઈ પહોંચે છે, એટલે એનાં

માણસોનું કંઈ ચાલતું નથી. મારી એના પર કરડી નજર છે તે એ ક્યારનો સમજી ગયો છે."

"એ પણ તમને વહેમની નજરથી જોતો હશે." વિજયસિંહે ચેતવણી આપી. "તમારી જીંદગી જોખમમાં ન આવે તેને વાસ્તે સાવધ રહેવું, એટલે બસ. એને સારાસારનો વિચાર નથી. સ્વાર્થમાં એ છેક ડુબી ગયલો છે."

કુંવર જૂના અધિકારીઓને મળીને બાતમીઓ મેળવતો. રાણાના સરદારોની કાઉન્સિલના સભાસદોને પણ વારંવાર મળતો રહેતો. તેમનું લોહી ક્યારનું ઉછળી રહ્યું હતું પણ તેઓ લાઇલાજ હતા. પૂછવામાં આવે તે પરજ મત આપવાનો કાઉન્સિલને અધિકાર હતો. રાજકુટુંબને લગતા સવાલોજ ઘણુંખરૂં તેમાં મૂકવામાં આવતા. સુજનસિંહ દિવાનની નીમણુક એ કાઉન્સિલની સલાહ લઈ કરતા. મનોજકુમારે વિરિંચિલાલની નીમણુક વખતે તેમને પૂછ્યું નહોતું તેથી તેઓ બહુ અકળાયા હતા. તેમનો ગુસ્સો રાણા પર હતો તેના કરતાં વિરિંચિલાલ પર વિશેષ હતો, કેમકે તેમના વર્ષાસનમાંથી પણ તે લાગ આવ્યે ત્યારે કંઈક પડાવતો.

કુંવર પર તેમની ખાસ મહેરબાની હતી. કેટલીક વાર કુંવરની પેઠે તેઓ પણ અકળાઈ જતા, ને તલવાર પર હાથ મૂકતા. જુસ્સો નરમ પડી જતો ત્યારે તેઓ બિરિજચંદ્રને સંભારતા. "શાબાશ છે બિરિજને કે જેને લીધે પોતાને નુકસાન થયું તેનેજ આપણે છુંદી નાંખવા માગીએ છીએ, છતાં એ આપણને વારે છે. રાજા તથા પ્રજા પર એને હજુ તેવોજ પ્રેમ છે. પોતાનું બગડે છતાં પણ રાજ્યનું સારૂં ઇચ્છનારા, દૂર હોવા છતાં પણ તેને માટે પોતાનાથી બને તેટલો પ્રયાસ કરનારાઓના જેવા પુરુષો હિંદમાં અવતરશે તોજ આપણે કંઇક કરી શકીશું." એમ તેઓ કહેતા.

બિરિજચંદ્ર મુંબાઈમાં હતો છતાં તેને નિરાંત નહોતી. રાજ્યની ઉંચી પદવી ભોગવી કંઈ પણ કારણસર ઘેર બેઠા હોય તેને નિરાંત હોતી નથી. રાજ્યની ઝંખના તેમને આવ્યાં કરે છે. રાજસત્તા વગર બિરિજચંદ્રને ચહેન પડતું નહોતું. તેમાં વળી કુંવર તથા સરદારોમાંના ઘણાખરા જોડે તેને પત્રવ્યવહાર હતો, એટલે નૂતનપૂરની હકીકતથી તે પૂરેપૂરો વાકેફ

રહેતો. કોઈ કોઈ અધિકારી પણ તેને પત્ર લખતા. કેટલીક વાર તેને ઉડીને નૂતનપુર જવાનો વિચાર થઈ આવતો.

"હું ત્યાં હોઉં તો વિરિંચિલાલને પાંસરો કરૂં. એની જોડે કળે કામ લેવાનું છે, બળે નહીં. એ કળાની ગતાગમ કુંવરને કે સરદારોને બરાબર હોઈ શકે નહીં. રજપૂતોને ઘોડો મારી મૂકવા કહ્યો એટલે તે ક્યાં જશે, શું થશે, તેનો ખ્યાલજ નહીં. એમને ખબર નથી કે એમ ગમે તે રીતે એનું કાટલું કાઢવા જશે અને ભોગે ને વાત બહાર આવી તો પરિણામ શું આવશે. રાષ્ટ પણ એની તરફેણમાં છે, એટલે વાતનું વતેસર થતાં વાર શી? રાષ્ટમાં પણ અજબ ફેરફાર થઈ ગયો છે! હું એનાં હમેશ વખાણ કરતો. વાંક એનો નથી, મનુષ્યપ્રકૃતિની બલિહારીજ એવી છે. પોલું દેખે ત્યાં સૌ પેસે. કદાચ તેઓ ધારે છે તેમ કરવામાં ફાવ્યા તો? સરકાર તરફથી સવાલો પૂછાશે તેના જવાબ આપતાં દમ નીકળી જશે. ભોપાળું બહાર બહાર પડ્યું તો તો થઈજ ચૂક્યું. કુંવરનો પણ એમાં ભાગ છે એમ જણાયું તો તેને ગાદી નહીં મળે. એટલું સારૂં છે કે જે જે બેત રચાય છે તે કુંવર અને સરદારો મને બરાબર લખે છે. છતાં મને એમનો બરોબર ભરોસો નથી. આખરે લોહી પ્રતાપ ને શિવાજીનું, એટલે ગમે તેમ કરી પણ બેસે. ટુંક સમયમાં આટલો બધો ગોટાળો થશે એમ હું ધારતો નહોતો. એજ વિરિંચિલાલ પોતાની બુદ્ધિનો સદુપયોગ કરે તો પહેલા નંબરનો માણુસ નીવડે. પણ એની બુદ્ધિ કુમાર્ગે ગઈ છે." આવાઆવા તરંગો મુંબાઈ રૂપી પાંજરામાં પૂરાયલા બિરિજચંદ્રના મનમાં ધુંટાયા કરતા હતા.

વિરિંચિલાલ કુંવરની એના તરફ કેવી નજર છે તેનાથી અજાણ્યો નહોતો. કુંવરના માણસો એના કામમાં આડે આવતાં ત્યારે એ બહુજ અકળાતો, પણ આખરે કુવર સામે કંઈ કરી શકતો નહીં. પ્રેમી પોતાના પ્રેમપાત્રનું ચિંતન ર્ક્યાં કરે તેમ કુંવર તથા વિરિંચિલાલ, એકએકના કટ્ટા દુશ્મન હોવા છતાં, એક બીજાનું દરરોજ ચિંતન કરતા! કદી મળવાનો પ્રસંગ આવે, તો વિરિંચિલાલ ગમે તે બહાને તેમાંથી

મુક્ત થવાનો પ્રયાસ કરતો, પણ વિરિંચિલાલથી દૂર રહેવાનું વીરકુમારને કંઈ કારણ નહોતું. તેને ગમે તેમ કરી મળવા, તેને કડવાં વેણ સંભળાવવા, તે પ્રસંગ શોધતો. વિરિંચિલાલ ઘણુંખરૂં તો છટકી જતો.

"અંતે એક દિવસ બન્નેનો રાજમહેલમાં મેળાપ થઈ ગયો. રાણો ઊંઘમાં હતો. વિરિંચિલાલને આવતો જોઈ કુંવર સામો ગયો ને બોલ્યો.

"માસ્તર! તમે દિવાન થયા પણ મારી તો ખબર પૂછતાજ નથી. મને એથી બહુ માઠું લાગે છે. બિરિજચંદ્રજી તો હમેશ મને મળતા અને તમે મારાથી આઘા કેમ નાસો છો?"

વિરિંચિલાલને હવે નાસવાની બારી નહોતી. જવાબ આપ્યા વગર ચાલે એમ નહોતું. "તેમને તે પસંદ હશે," તે આખરે બોલ્યો. "પણ મને રાજકુટુંબમાં ભળવું, કે તેની ખટપટમાં ઉતરવું, એ પસંદ નથી. વળી કામનો બોજો વિશેષ એટલે ફુરસદ પણ નથી મળતી."

"થોડા દહાડા હવાફેર જાઓ તો કેમ?"

"રાણાજી છુટા કરે ત્યારે કેની?"

"હું રાણાજીને તમારે વાસ્તે વિનાત કરૂં?"

"ના ના, આપને તસ્દી શું કરવા જોઈએ? રાણાજી તમારો બોલ ઉથાપે તો ખાલી મારે લીધે તમારૂં દિલ દુઃખાય."

"મારા દિલની દરકાર તમને ઘણી છે તે હું કયાં નથી જાણતો?"

"બિરિજચંદ્રજીએ પણ બેએક વાર રજા માગેલી પણ રાણાજીએ ના કહેલી, એટલે મને માગવી ગમતીજ નથી."

"તેને તમારા જેટલો કામનો બોજો હતો નહીં તો." કુંવર મરડાટમાં બોલ્યો. "હમેશાં પડયાપાથર્યા રહેતા. તમારી તો દરેક ખાતા પર નજર. જ્યાં જ્યાં અંધેર ચાલતું હોય ત્યાંત્યાં બંદોબસ્ત કરવો એમ તમે તમારી ફરજ સમજો. બેંકનું કામ પણ તમારે માથે. ઑફિસમાં કામ પહોંચે, ને ઘેર પણ એનું એ, પછી ફુરસદ શેની હોય?"

"કુંવર, મારી મશ્કરી કરવા ધારો છો કે શું? મારી જોડે કોઈ અણઘટતી છુટ લે તે મને પસંદ નથી—પછી તે ગમે તે હોય."

"એમ ?" કુવરે ભયંકર સ્મિત કરી કહ્યું. "એ તો મેં આજેજ જાણ્યું. રાઇટ સાહેબ તમારી સાથે અણુઘટતી છુટ લે છે, તે તો તમને બહુ પસંદ હોય એમ લાગે છે."

વિરિંચિલાલ ખીજવાયો. "રાઇટ સાહેબ પ્રામાણિક માણુસ છે. ઇર્ષ્યાને લીધે લોકો એમને માટે ગમે તેમ કહેતા હશે."

"અને હું ક્યાં એમને અપ્રામાણિક કહું છું ? એમનું નામજ જુઓને ! પણ ઇર્ષ્યા થવાનું કારણ શું ? એ બિચારા કેમ્પમાં રહે તેના પર લોકોએ ઇર્ષ્યા શા સારૂ કરવી જોઇએ ? કારણ વગર કંઈ કાર્ય હોય નહીં."

"કુંવર, તમે મારૂં અપમાન કરો છો. મારે તાકીદના કામ વાસ્તે રાણાજીને મળવું છે."

"ઊભા તો રહો, શું કામ છે તે મને નહીં કહો ? મારે પણ જાણવું જોઈએ. તેમાં વળી તમારા જેવા બાહોશ માણુસના પાસેથી તો મને ઘણું શિખવાનું મળશે."

વિરિંચિલાલને થયું કે આજે કોણ જાણે કોનું મોં જોયું હશે ? ઘેરથી નીકળતાં અપશુકન તો નહીં થયા હોય ? "કુંવર, આપનો હુકમ છે તો હું બેસું છું. પણ મને મહેરબાની કરીને સવાલજવાબ ન પૂછશો, કેમકે મારે રાણાજી સાથે વાત કરવાની છે તે ઘણી અગત્યની છે અને તેથી મારૂં લક્ષ તે વિષય પરજ રહેવું જોઇએ."

"કંઈ ગુંચવાડાભરેલું હોય તો જરા મને કહો તો ખરા."

કુંવરે પણ હદ કરી. વિરિંચિલાલનો કેડો પકડયો તે છોડવોજ નહીં એમ એણે નિશ્ચય કર્યો હતો. જેમજેમ તે વધારે ગુંચવાતો તેમતેમ કુવર મનમાં મલકાતો. વિરિંચિલાલનો ગભરાટ પણ કંઈ જેવો તેવો નહોતો. તેનું મોં ફિક્કું પડી ગયું હતું. કુંવરના શબ્દોમાં જે અર્થ સમાયો હોય તેના કરતાં તે વધારે કલ્પી લેતો હતો, કેમકે તેનું હૃદય શુદ્ધ નહોતું, દૂષિત હતું. રાણાની પાસે તેને કંઈ ખાસ કામ નહોતું, પણ કુંવરને શી રીતે પોતાના માર્ગમાંથી દૂર કરવો તેનો તે વિચાર કરતો હતો. થોડી વાર બેસી તે પાછો ઊભો થઈ ગયો. રાણાજી ઊઠયા તેમની સાથે કંઈક વાતચિત કરી તે કેમ્પમાં ગયો.

વિરિંચિલાલે રાણા સાથે વાતચિત કીધી તે કંઈ અગત્યની નહોતી, તે કુંવરે પોતાના જાસુસ દ્વારા જાણી લીધું. ઠેકાણા વગરનું તે બોલતો હતો, કેમકે તે કંઈક ગુંચવણમાં હતો. વિરિંચિલાલ બહારોબહાર કેમ્પમાં ગયો તેની પણ એને ખબર પડી. કુંવરે ધાર્યું કે મેં માસ્તરને અકળાવ્યો તેનું આ પરિણામ છે. તેથી તરતજ તે વિજયસિંહ પાસે પહોંચ્યો, ને દિલનો ઉભરો કાઢવા લાગ્યો.

" રાણાજી તદ્દન બેદરકાર થઈ ગયા છે. કોઈ કંઈ કહે છે તે એમના ધ્યાનમાં ઉતરતું નથી. આ પરદેશી માસ્તર પર એ રીઝ્યા થઈ ગયા છે. રાણાજીને હું વાત કરૂં ને મારા બોલનું માન રાખે નહીં, તો મારે રાજપાટ છોડવાનો વખત આવશે. "

વિજયસિંહે તેને ધીરજ આપી. " કુંવર આકળા ન થાઓ. આવા વિચારો કર્યે પ્રજાને ફાયદો નથી, કેમકે વિરિંચિલાલને તમારા સિવાય કોઈ હંફાવી શકે એમ નથી. તમારી ગેરહાજરીમાં એ શું કરી શકે તે કલ્પવું નકામું છે. તમે વીર છો તો ધીર બનો. "

" આજે એ ખૂબ છંછેડાયો છે ને રાઇટને મળવા ગયો છે. " કુંવર બોલ્યો. " જોઉં તો ખરો એ બન્ને જણા શી ગત રમે છે તે ! "

આવીઆવી અનેક વાતો કરી કુંવર મહેલ તરફ પાછો ફર્યો.

---

# પ્રકરણ ૨૯

## નિરાશા

**गुणाश्रयं कीर्तियुतं च कान्तम्**
**पतिं विधेयं सधनं रतिज्ञम् ।**
**विहाय शीघ्रं वनिता व्रजन्ति**
**नरान्तरं शीलगुणादिहीनम् ॥***

રંગરાવને મુંબાઈ આવ્યાને એકએક મહિના થઈ ગયા હતા. એણે ધાર્યું હતું તેટલી ઝડપથી મુંબાઈમાં ન્યાત મળી નહીં. એક તો ત્યાં ન્યાતીલાઓનું રહેવાનું બહુ પાસે નહીં. બીજું, મુંબાઈમાં રહેનારને ઘરની ને બહારની માથાફોડ વધારે. કાંઈ લગનસંરા કે એવો વખત હોત, તો એ સવાલ વહેલો ઉપડત. વળી જ્યાં લગણ ખાસ કોઈ માણસ આગળ પડી ન્યાત મેળવે નહીં, ત્યાં લગણ કંઈ બને એમ નહોતું. આવી ઢીલથી કેટલીક વાર બહુ ગેરફાયદો થાય છે. પોતાને મળેલી છુટનો કેટલાક દુરુપયોગ કરે છે. રંગરાવની બાબતમાં એમ ન થયું. વિપિનની દલીલોથી રંગરાવના મનમાં એટલું તો તેજ દિવસે ઉતરી ગયું હતું, કે ન્યાત એવી સંસ્થા, છે કે પોતાનો પ્રાયશ્ચિત્ત કરવાનો ઇરાદો ન હોય, તો સમજીને બીજાઓથી દૂર રહેવું એમાંજ લાભ વધારે છે.

ઉપેન્દ્ર અને ઉષાકાન્તે ચાહ પીધી એ વાત જો ચર્ચાઈ હોત, તો ન્યાતમાં કદાચ જુદોજ રંગ ઝામત. ઘેર આવી તેમણે જાતેજ પોતે ધાડ મારી આવ્યા હતા તે વાત વડિલોને જાહેર કરી, પણ ઝાઝી હોહા ન કરતાં, તેમના જૂના વિચારના વડિલોએ તેમની પાસે સંસર્ગને ઘટે તેવું પ્રાયશ્ચિત્ત ઘરમેળે કરાવી દીધું હતું. ફરીથી વિલાયતીને બારણે પગ મૂકશો અથવા તો તેની સાથે આવા કોઈ પણ કાર્યમાં ભાગ લેશો, તો અમારા

---

* ગુણવાન, કીર્તિમાન, કાન્તિમાન, ધનવાન, વશવર્તી અને રસિક પતિને છોડીને, સ્ત્રીઓ શીલ આદિ ગુણોથી વિહીન એવા બીજા પુરુષની પાસે ચાલી જાય છે.

ઉમરા પર ચડવા નહીં દઈએ, એવી ધમકી સુદ્ધાં સાથેસાથે તેમણે આપી દીધી હતી. જે યુવાનોની મદદની રંગરાવને આશા હતી તે એને ત્યાં આમ આવતાજ બંધ થયા, એટલે રંગરાવને એકલા પોતાના પગ પર જોર રાખવાનું હતું.

રંગરાવના પિતાની તબીઅત હવે પહેલાં જેવી રહી નહોતી. ઘડપણનાં ચિહ્નો તેના શરીર પર દેખાતાં હતાં. એણે હજી વકીલાત કરવા માંડી નહોતી. ઘરનો બોજો પણ હાલ એને માથે પડયો હતો, મોજીલાલ કોઈ પણ જાતની એને મદદ કરતો નહીં. તેની તબીઅત હવે સુધરી હતી ને તે પાછો ચમનમાં પડયો હતો. ગુમાસ્તો ઘરમાં એકજ હતો, કેમકે મિલની પડતી આવી ત્યારથી શેઠની પૈસાની હાલત મંદ પડી હતી. ગાડીઘોડો પણ ઘરમાં હવે એકજ કરી નાખવામાં આવ્યો હતો. ઘરથી કંટાળી તે સાંજે દરરોજ ચોપાટી પર જતો, વિપિનને મળતો, અને ઘરને લગતી અનેક બાબતોમાં તેની સલાહ લેતો.

રાતના સાત સાડાસાતનો સુમાર થયો. ચોપાટી તરફથી ગાડીઓ પાછી ફરતી હતી. પગે ફરવા નીકળી પડેલામાંનો મોટો ભાગ લાકડી હલાવતોહલાવતો, ભાઈબંધો જોડે વાત કે ધાંગામસ્તી કરતોકરતો, ઘર તરફ વળતો હતો. રંગરાવ પણ વિપિનની સાથે પાછો ફરતો હતો. ગિરગામ ટ્રામટરમિનસ આગળ તેઓ છુટા પડ્યા અને રંગરાવે કહ્યું, “જોજે આળસી ન જતો. હું તારી ને મિત્રમનની રાહ જોઈશ. ઈંગ્લાંડથી આવ્યા પછી હું બિલકુલ એ તરફ ગયો નથી.”

રંગરાવ બંગલા તરફ વળ્યો. પહેલાં કરતાં એનો તોર જરા ઉતરી ગયો હતો. પગનું જોર પણ કમી થયું હતું. જસમીનને લઈ, વિપિન તથા મિત્રમન સાથે નાટક જોવા જવાનો વિચાર કરતોકરતો તે ધીરેધીરે દાદર પર ચડતો હતો. દાદરના પગથીઆં પર પહોંચ્યો ને તે ચમક્યો. વહેમાઈ જઈ કાનને એકજ દિશામાં રાખી તે થોભ્યો.

“ડિયર જસમીન, તું બહુ હઠીલી છે. તું ધારે છે તેવું એ કામ અઘરૂં નથી. મોટાનાં ઘરનાંને નાસી છુટવાની સત્તરસો બારી. પોલિસને સમજાવતાં વાર શી? શેઠ હવે ઝાઝો વખત કાઢવાના નથી, એમ ડાક્ટરના

બોલવા પરથી સમજાય છે. આડખીલી માત્ર એકજ છે. મોજીલાલ તો મારો દાસ છે એમજ તારે સમજવું. એને જેમ નચાવવો હશે તેમ હું નચાવી શકીશ. મોજીલાલને દલ્લો કંઈ ખોટો લાગવાનો છે? ને બધો દલ્લો એના હાથમાં આવ્યો, પછી બધી વ્યવસ્થા મારેજ કરવાની છે કેની? ને ડિયર, હું ને તું તો એકજ કેની?"

રંગરાવે બારણે ઊભાંઊભાં દાંત કચકચ્યા. "હાસ્તો, હું ને તું એકજ. આ તો મોટો વેદાંતી થઈ ગયો! ચોર, હમણાં તને વેદાંતનો સાર સમજાવું છું."

જસમીન કોઈક વાર નીચું જોતી, કોઈક વાર દાદર તરફ જોતી, કોઈક વાર રસ્તા પર કોઈનાં પગલાં સંભળાય છે કે કેમ, તે માટે કાન ધરતી, ગુરુનો બોધ સાંભળતી હતી. હિંમત ન હોવાથી ધ્રુજતે સ્વરે તેણે પૂછ્યું, "મોજીલાલભાઈનો અભિપ્રાય તમે લીધો છે?"

"તું તો મૂર્ખ છે. આટલું કહ્યા છતાં સમજતી નથી? તેને તો મેં ક્યારનો ભણાવી મૂક્યો છે. તું ચતુર છે, માટે તને આ કામ સોંપવા ધાર્યું છે, બાકી એ તો ક્યારનો તૈયાર થઈ ગયો છે. એ શા વાસ્તે ના કહે? એ પણ પોતાનો લાભ કંઈક સમજતો હશે કે નહીં?"

"શાબાશ, કેવી ગત ચલાવે છે? એક વાર મૂર્ખની ઉપમા આપે છે ને બીજી વાર ચતુર કહી ચડાવે છે!" રંગરાવ બબડ્યો.

"હું વિચાર કરીને કાલે જવાબ દઈશ."

"જરૂર?"

"જરૂર. ચાલો, હવે એમને આવવાનો વખત થયો." જસમીન ખુરસી પરથી ઊઠી, બારણું ઉઘાડવા આવી.

કાલ પર વાત ગઈ તે ગુરુને પસંદ નહોતું, તેથી પોતે વિમાસણમાં પડ્યા હતા. રંગરાવ પણ વિચાર કરતોકરતો ઊભો હતો. "કાલ શું થાય છે તે જાણવાની રાહ જોવી, કે હમણાંજ પ્રગટ થાઉં? એ આખરે સ્ત્રી છે, રાક્ષસી બની છે. સૌતનાજ એનો નિશ્ચય થઈ ગયો, તો શેતાનનું કામ કરતાં પણ ડરશે નહીં. અબળા છે ત્યાંલગી ઠીક છે, પણ સબળા બની તો મરદ

કરતાં પણ હલકું કામ કરવાની. કાલ પર વાત લંબાવવામાં ફાયદો નથી. એના ગુરુને ખબર નથી, કે એની એ સ્ત્રી મારો જીવ લીધા પછી વિફરી, તો એનો પોતાનો લેવા ચૂકશે નહીં. પહેલી વાર ડરે છે તેટલું બીજી વાર નહીં ડરે." વધારે વિચાર કરવાનો વખત નહોતો, કેમકે જસમીને સાંકળ ઉઘાડી હતી, ને બિહારી ખુરસી પરથી ઊઠ્યો હતો.

"વારૂ, આજે તો જાઉં છું. બીજો કંઈ વિચાર કરવાનો છેજ નહીં, છતાં તારી ઇચ્છા છે તો એક દિવસ વાત લંબાવું છું." આમ બોલતોબોલતો જસમીન કને આવી પ્રેમમુદ્રા કરવા જતો હતો, જસમીન તેમ કરવા તત્પરતા બતાવતી હતી, ને ઓરડાનું બારણું ઘણાજ વેગથી ઉઘડી ગયું. જસમીન તેને અઢેલીને ઊભી હતી, તે આ અચાનક ને પૂર જોશમાં આવેલા ધક્કાથી જમીન પર ઉછળી પડી.

રંગરાવે બિહારીને ગરદનમાંથી પકડ્યો. "કમજાત, તેંજ મારા ઘરનું સત્યાનાશ વાળ્યું. જોજે હવે તારી શી દશા કરૂં છું તે." એમ બોલી રંગરાવે રામોશીને બૂમ પાડી. રામોશી ઉપર આવી પહોંચ્યો ને તેણે એક રૂસી લાવવાનો હુકમ આપ્યો. દોરડું આવ્યું. રામોશીને વિદાય કરી બિહારીને હાથ કચકચાવીને બાંધ્યો. બંગલાના ઉપરના ભાગમાં આ ગરબડ થઈ રહી હતી, તેની નીચેના ભાગમાં કોઈને ખબર નહોતી.

રંગરાવ પછી જસમીન તરફ વળ્યો. "દુષ્ટ, હવે રડે છે શું? આ બંધાયો તેથી રડવું આવતું હશે કેમ? લાવ, હવે તને પણ બાંધું. આ તારૂં ભણતર, આ તારો બહારનો દિમાગ, તે સાથે આવું કાળું ભીતર ક્યાંથી નીકળ્યું! તને પણ ખોખરી કરૂં છું." આમ બોલી તેણે જસમીનને એક લાત લગાવી દીધી. જસમીને મોટી ચીચીઆરી પાડી.

"મરી ગઈજ સમજજે જો હવે બૂમ પાડી તો. ડરાવતી હશે? તું લાતનેજ લાયક છે, છતાં મને એમ થાય છે કે જંગલી માફક મારો હાથ તારા પર કેમ ઉપડ્યો. ત્યારે તું મારો જીવ લેવા સુદ્ધાં તૈયાર થઈ ગઈ!

એટલામાં દાદર પર કોઈનાં પગલાં સાંભળાયાં. રંગરાવ જમતો હશે એમ ધારી રસોડામાં ખબર કાઢી, ત્યાં તે ન હોવાથી વિપિન તથા મિત્રમન તેના ઓરડા તરફ આવતા હતા.

રંગરાવનો ઓરડો દાદર નજીક એવી રીતે આવ્યો હતો કે દાદર પરથી કોઈ બોલે તો તેના ઓરડામાં સાંભળી શકાય. વિપિને દાદર આગળથીજ હાંક મારી. "કેમ ભાઈ, અમને દોડાવી મૂક્યા ને તું તો હજી તૈયાર પણ નથી થયો. નાટકનો વિચાર માંડી વાળ્યો કે શું? કે ભાભીએ માંડી વળાવ્યો?"

"અહીંજ નાટક થાય છે તે જોવા ઉપર આવો." રંગરાવે ભયંકર અવાજે કહ્યું. વિપિન ને મિત્રમન ઓરડામાં દાખલ થયા ને એકદમ સ્તબ્ધ થઈ ગયા. છુટો ચોટલો અને અવ્યવસ્થિત લુગડાં સાથે જસમીન જમીન પર પડીપડી રોતી હતી, બિહારીને એક બાજુએ બાંધવામાં આવ્યો હતો, અને રંગરાવ બન્ને તરફ આંખમાંથી અંગારા વરસાવતો હતો.

"ભાઈ, માફ કરજે. મારાથી રોજની માફક મશ્કરી થઈ ગઈ."

"તને જો માફ ના કરૂં તો આમને શું કરૂં? ફાંસીથી પણ વધારે શિક્ષા કરૂં? હવે એવાએવા ક્ષુલ્લક તેમજ મહત્ત્વની બાબતમાં સરખી રીતે વપરાતા શબ્દો મારી આગળ વાપરશોજ ના." આ બોલતાં પોતે પહેરેલી અંગ્રેજી 'હૅટ' તેણે ફૅંકી દીધી. "વિપિન, તારા જેવા મિત્રના કહેવાથી હું બદલાયો નહીં, તેટલો આ બેવફા! પાપિણી, તથા તેના આ ગુરુનાં કાળાં કર્મોથી બદલાઈશ. મેં તારૂં કહ્યું માન્યું હોત તો આ વખત ન આવત. મેંજ એને ફૂટાવી મૂકી. મેંજ આ કમજાતને શિખવવાને રાખ્યો. એણે જે આ શિક્ષણ આપ્યું તે. મારા ઘરનું લૂણ ખાઈ, મનેજ બેજાન કરાવવા એ તૈયાર થયો છે. પણ ભૂલ્યો, એને શું કહેવું? વધારે ગુનેહગાર તો આ છે." એમ કહી પાછી જસમીનને એક લાત લગાવી દીધી.

વિપિન વચમાં પડવા જતો હતો. "વિપિન, ગરબડ કરવી હોય તો ચાલતો થા. હજી હું બહુ સારો છું કે આટલેથીજ આનો છુટકો કરૂં છું. બાકી આનું તો નાકજ કાપી નાખવું જોઈએ. મારી સાથે આટલાં વર્ષ કાઢયાં, મેં એના અનેક કોડ પૂરા કર્યા, એને ફૂલની માફક રાખી, તેજ મને સ્વધામ પહોંચાડવા તૈયાર થઈ? ને એ બોધ આપનાર આ એનો ગુરુ!" આમ બોલતાં રંગરાવે બિહારીને એક તમાચો લગાવી દીધો.

"વિપિન, જા પોલિસના બેચાર માણસ બોલાવી લાવ. આમને તેમના સ્વાધીનમાં મૂકવાં છે. જોઉં તો ખરો, કે જસમીન શી જુબાની આપે છે! બોલ બેહયા, કોર્ટમાં એમ કહીશ કેની, કે મારા ધણીને ઝેર આપવા મને આ સમજાવતો હતો, ને મેં એ બાબત પર વિચાર કરવા એક દિવસ માગી લીધો હતો?"

અધુરામાં પૂરૂં મોજીલાલ ઉપર આવી પહોંચ્યો. શો ખળભળાટ છે તે જોવા રંગરાવના ઓરડામાં દાખલ થયો, કે "આવ દુષ્ટ, તું રહી જતો હતો." એમ કહી રંગરાવે તેને ગરદનમાંથી પકડી નીચે અફાળ્યો.

આજે રંગરાવમાં અજબ જોમ આવ્યું હતું. મોજીલાલમાં એની સામા થવાનો દમજ નહોતો. "કેમ, આ તમારી ત્રિપુટીએ શા શા પેચ રચ્યા છે? તું મારો ભાઈ છે, એમ કહેતાં મારી તો જીભજ નથી ઉપડતી. તમને બન્નેને ખબર છે, કે આ ચંડાળ છેલ્લી વારે તમારા બન્નેના હાથ ઘસાવશે? મારા જેવા ભોળાનો પ્રાણ લઈ તું શું સુખી થાત? આ તારો મિત્ર? આ તારો સલાહકાર? અરે મોજીઆ, તેં તો ઘરની આબરૂના કાંકરા કરી નાંખ્યા. પિતાજી વાસ્તે પણ તમે બુરી આશાઓ રાખો છો. હું ઇંગ્લાંડથી આવ્યો તે પહેલાં પિતાજીને કંઈ થયું હોત, તો તું મને જરૂર રડાવત. આવા બંગલાવાસી કરતાં તો ઝુંપડીમાં રહેનારાં સારાં. કોઈ કારણથી બધું તનેજ વારસામાં મળી ગયું હોત, તો હક્કદારનો હક્ક ચુકવી આપવાની અમીરાઈ તો તારામાં શેનીજ હોય?"

મોજીલાલ બેઠો થઈ કંઈક બોલવા જતો હતો.

"ખબડદાર, જો કંઈ પણ બોલ્યોચાલ્યો તો. કેમ વિપિન પોલિસને બોલાવી લાવે છે કે નહીં?"

"ભાઈ, મારૂં કહ્યું સાંભળ તો ખરો."

"ચાલ, તું નહીં જાય તો હું રામોશીને વરદી આપીશ."

"ઊભે।રહે, હું જાઉં છું."

વિપિન નીચે જઈ શેઠશેઠાણીને તેડી લાવ્યો. શેઠની તબીઅત સારી નહોતી. તેમને ચાલતાં બહુ શ્રમ પડયો. ઘરમાં કંઈ બહુજ અહિત થયું

છે એમ સાંભળી, જેમતેમ કરતા એક બાજુએથી શેઠાણી અને બીજી બાજુએથી વિપિનને ટેકવી રંગરાવના ઓરડામાં તે આવી પહોંચ્યા. પ્રફુલ્લ શેઠાણીને જોઈ મોજીલાલના પગમાં જોર આવ્યું.

"બા, આ......"

"અલ્યા મોજી, તને બોલવાની ના કહી'તી કેની ?" એમ બોલી રંગરાવે તેને જોરથી હડસેલો માર્યો.

"કેમ રંગરાવ, કંઈ બહુ ફાટયો છે ?" શેઠાણીએ ખીજવાઇ ને પૂછ્યું.

"તે તો હમણા બધું સમજાશે. વિપિન, શેઠને તસ્દી આપવા તને કોણે કહ્યું હતું ?"

"તું મારૂં કહ્યું સાંભળે પણ નહીં ત્યારે શું કરૂં ? જરા વિચાર તો કર ! પોલિસને કંઈ બોલાવાય ? વળે કંઈ નહીં, ને નાહક ઉલટી આપણીજ ફજેતી થાય."

"ફજેતીમાં બાકી શું રહ્યું છે ? મોટાભાઈ, તમારો બધો પૈસો ખાઈ જવાની દાનત રાખનાર આ તમારો લાલચુ પુત્ર, તે કામ કેમ પૂરૂં પાડવું તેની બાજી રચનાર આ કુતરો, ને તેમ કરવામાં સાધનભૂત થનાર આ કુલટા. તમારી માંદગી જોઈ તમારી પણ મરવાની રાહ જોઈ બેઠા છે, અને મારૂં તો કાલેજ ગઈતું કરવું હતું."

પ્રફુલ્લશેઠાણીએ કાનમાં આંગળીઓ ખોસી દીધી.

રંગરાવ પછી જસમીન તરફ ફર્યો. "કેમ, હજી પણ કંઈ સાન આવે છે કે નહીં ? બોલ, આ બદમાશ મને ઝેર આપવા તને શિખવતો હતો કે નહીં ? મોજીલાલની પણ તેમાં સંમતિ છે કે નહીં ? ખરૂં ન બોલી, તો જરૂર જાણજે કે તમને બધાને પોલિસને હવાલે કર્યા વગર રહેવાનો નથી. કોર્ટમાં મારૂં માનશે તેના કરતાં તમારૂં ઓછું માનશે. ફજેતીનો હવે મને ડર નથી."

જસમીન આખરે સ્ત્રી હતી. રંગરાવ અચાનક આવી પહોંચ્યો તેથીજ અડધી થઈ ગઈ હતી. પત્થરની જમીન પર પડવાથી તેનું શરીર પણ ઠીક કુટાયું હતું. કોર્ટમાં વાત જાય તો ફજેતીમાં બાકી રહેજ નહીં.

વળી બિહારી કદાચ એના માથા પર બધું ઢોળી દે એવો તેને ડર હતો. આવો પ્રપંચી માણસ છેવટે તમને પણ રડાવશે, એવું રંગરાવે તેને તથા મોજીલાલને ભાન કરાવ્યું હતું. રંગરાવે પૂરા પાડેલા કોડ, ઇગ્લાંડથી આવતા તેના પ્રેમપત્રો, એ બધું તેને સાંભરી આવ્યું ને તે રડી પડી. "મને માફ કરો, મેં એના કહ્યા મુજબ કરવાની હા નહોતી પાડી."

રંગરાવ માત્ર વહેમ આવવાથી આમ કરતો હશે, એવો શક આથી દૂર થયો. પ્રફુલ્લશેઠાણી તો જમીન તરફ જોઈ રહ્યાં. મિત્રમન બહુ વિસ્મય પામ્યો, કેમકે તેને આ ઘરના અંધેરનો અંગત અનુભવ આજે પહેલીજ વાર થતો હતો. હકુમતરાય ખુરસી પર બેઠા હતા, તેણે ખૂણામાં પડેલી લાકડી લઈ, ધ્રુજતે હાથે મોજીલાલને બેત્રણ લગાવી દીધી. તેની તબીઅત સારી ન હોવાથી તે ઝાઝી વાગી નહીં. "કેમ મોજી, ટોપી તે દિવસ ભૂલી ગયલો, ને રાતના ચોરની માફક આ ઓરડા આગળ આવેલો, તે આજ માણસ કેની ?"

"હા મોટાભાઈ, પણ એ તો ભૂલમાં આવ્યો હતો."

"ઘરમાં એને તેં કોની રજાથી પાછો દાખલ કર્યો ?"

"ટોપીની શી વાત છે ?" રંગરાવે પૂછ્યું.

"જાણવામાં કંઈ માલ નથી." પ્રફુલ્લશેઠાણી બોલ્યાં.

"ભલે તમારા મનથી તેમાં માલ નહીં હોય, મારે તો સાંભળવી છે, કેમકે તે આ ચાંડાળને લગતી છે."

હકુમતરાયે હાંફતાંહાંફતાં બિહારીના પરાક્રમની વાત ટુંકામાં ગણાવવા માંડી. છેવટ બરાબર કહી શકે તે પહેલાં તેને પોતાનો મોટો ભાઈ દુલેરાય સાંભરી આવ્યો, ને બે હાથ ઉંચા કરી તે બોલ્યો, "અરે ભાઈ, તું જતો રહ્યો. તું હમેશ મને કહેતો કે ઘરમાં છેક અંધેર ચાલે છે, પણ મેં તે બાબત લક્ષ આપ્યું નહીં. રંગરાવ, ભૂલ મેં કરી ને તેનું ફળ તારે ભોગવવું પડે છે. આ મોજીને પણ એના ઘરની આબરૂની દરકાર જરા નથી, ને આ એના કુળદીપકનો બચાવ કરવામાં."

"જરા આસપાસ જુઓ તો ખરા ! આમ બધાનાં દેખતાં શું ગમે તેમ બોલો છો ?" પ્રફુલ્લશેઠાણીએ વૈરીની ગત કરી.

"શરમાવા જેવાં કૃત્ય કરતાં શરમ ન આવી, ને હવે લોકો વાત કરે, કે મિત્રમનભાઈ જાતોજાત બધો વેશ જુએ, તેમાં શરમાવાનું શું ?" શેઠ આજે પાછા વિફર્યા હતા.

રંગરાવ પણ ચતુર કાકાનુંજ ધ્યાન ધરતો હતો. એ કાકાએ મને ઘણી વાર ચેતાવ્યો હતો પણ મારે ગળે વાત ઉતરી નહીં, એમ તેને અત્યારે થઈ આવ્યું. "મોટાભાઈ, ત્યારે આનું શું કરવું છે ?"

"મરવા દે હવે એને." વૃદ્ધજન બીજું શું કહે ?

"કમજાત, આ પિતાના કહેવાથી તને આજે છુટો કરૂં છું, પણ યાદ રાખજે, કે હવે કોઈ પણ વાર, દિવસે કે રાતે, આ ઘરમાં તેં ટાટીઓ મૂક્યો, તો તારો પગજ કાપી નાખીશ. ઘરપ્રવેશના ગુનાહ બદલ તને કોર્ટમાં ઘસડી જઇશ. મોજીલાલને કોઈ વાર તને મળતો જોયો તો તારા ભોગજ સમજવા. મોજી, તું સાંભળે છે કે ? તું એને મળ્યો, તો તને ઘરમાં ઉભો રહેવા નહીં દઉં. મોટાભાઇની કે મારી રજા વગર ઘરમાંથી જરા પણ બહાર નીકળવાનું નથી."

રંગરાવ બિહારીનો હાથ છોડવા ગયો. "ચાંડાળ, અભડાવવું શું તે હું સમજતો નહોતો, પણ આજે તારો સ્પર્શ કરૂં છું ને એમ થાય છે કે મારે સ્નાન કરવું પડશે. તારૂં કાળું મે અમને કોઇને બતાવીશ નહીં." આમ બોલી પાછી બિહારીને થોડી પ્રસાદી આપી. બિહારી ગયો ને શેઠ શયનગૃહમાં જવાને ઊઠયા.

મિત્રોને બેસવાનું કહી, પિતાને રંગરાવ મૂકી આવ્યો, ને હું જમવાનો નથી એમ શેઠાણીને જણાવી દીધું.

"વહુને જમવું છે કે નહીં ?" શેઠાણીએ પૂછ્યું.

"ધૂળ ફાકે ત્યારે. જા મોજી તું પણ સૂઈ જા."

રંગરાવને મૂળથીજ અનીતિને વાસ્તે અજબ તિરસ્કાર હતો. આવો લહેરી અને ઉડાઉ હોવા છતાં, ઇંગ્લાંડમાં પણ તેણે કુસંગ કર્યો નહોતો. નાનપણથીજ તેની પ્રકૃતિ આવી રીતની ઘડાઈ હતી, ને વિપિનની મૈત્રીએ એને પુષ્ટિ આપી હતી.

"કેમ ભાઈ હવે અમને રજા છે ? સવાદસ થઈ ગયા."

"હા, ખુશીથી જાઓ."

વિપિન ને મિત્રમન જવા તૈયાર થયા કે જસમીન રોઈ પડી. દયામણું મોં કરી તે કંઈ કહેવા જતી હતી પણ હિંમત ચાલી નહીં.

"રંગરાવ, એક વચન માગું છું."

"આની બાબતમાં કંઇ હશે."

"તે તો પછી જણાશે, પણ મને વચન આપ."

"વારૂ."

"હવે આ વાત ચોળવામાં માલ નથી. જે થયું તે જોઈએ તે કરતાં વધારે છે. 'તેજીને ટકોરો' બસ છે· ગધેડાને તો હજાર ડીફ્રાં મારો તોપણુ જ્ઞાન ન આવે. તારા જેવા સમજુને બીજું શું કહું? હવે અમે રજા લઈશું."

બંગલાનો દરવાજો વટાવ્યા પછી મિત્રમને પૂછ્યું "બિહારી કોણ છે?"

"કોણુ છે તે બરાબર ખબર નથી. કેવો છે તે તો આપણે જોયો."

" આવા પ્રપંચ જોઈને તો ખરેખર વૈરાગી થવાનુંજ મન થાય. આ ભાઈ, આ સ્ત્રી! એજ જસમીન જ્યારે એની જોડે ફરવા આવતી, ત્યારે કેવા ચાળા કરતી? જાણે એક પળ એને વીલો ન મૂકતી હોય, તેમ કોઈ વેળા એ એના ખભા પર આશ્વાસન લેતી, કે ગળા પર હાથ નાંખી બેસતી. એજ જસમીન રંગરાવને મારી નાખવા કોટું કરનારની મદદગાર!"

વિપિન તેને સાંભળતો હતો છતાં જવાબ સહેજ પણુ દેતો નહોતો. તેને શિશિરના વિચાર આવતા હતાઃ "એનાં લગ્ન મોજીલાલ જોડે હજી પણુ થવાનાં છે એમ સાંભળું, તો ગમે તેમ કરીને તે અટકાવીશ. મિત્રમનની સહાય લઈશ, પિતાજીની મદદ લઈશ. મારી જોડે થાય કે ન થાય, પણુ આ પાત્ર સાથે તો હવે...એટલામાં મિત્રમનની ટીકાનો જવાબ નથી આપ્યો એમ સાંભર્યાથી વિપિન બોલ્યોઃ "ભાઈ, બધી સ્ત્રીઓ નઠારી નથી હોતી, પણુ આવી કોઈનો અનુભવ થયા પછીજ સંસ્કૃતમાં શ્લોક રચાયો હશે કે

**[illegible]न्ति सार्धमन्येन पश्यन्त्यन्यं सविभ्रमम्।**
**हृदये चिन्तयन्त्यन्यं प्रियः को नाम योषिता[illegible] ॥***

---

* એકની સાથે તડાકા મારે, બીજાની સામે નયન નચાવે, ને હૃદયમાં ત્રીજાનુંજ ચિન્તન કરે! સ્ત્રીઓને કોણુ પ્રિય હોય છે?

"તમે પણ મારે ત્યાંજ ચાલોની ?"

"કેમ, તમે કહેશો તેનો ભરોસો નહીં પડે ? કે ચાતુરિકાને માઠું લાગશે એવી ધાસ્તી છે ?"

"તે તો ક્યારની સુઈ ગઈ હશે ?"

"પણ ઊંઘ નહીં આવી હોય તો ?"

ઘેર પહોંચ્યા ને જોયું, તો બધાં જાગતાં હતાં અને બિઝિક રમતાં હતાં. બાજી કોચ પર અમથાં પડ્યાં હતાં. શિશિરની સામે તેનો પિતા હતો. બીજી તરફ સાસુવહુ હતાં.

શિશિરની તબીઅત અહીં આવ્યા પછી સુધરી હતી. હાથમાં 'કલાપીનો કેકારવ' લઈ ઘરમાં તે આખો દિવસ દોડતી હતી. તેની બાજી જીત પર હોવાથી અત્યારે તે જરા તાનમાં હતી, તેથી ખુરસી પરથી ઊઠી સામી લેવા આવી ને પૂછ્યું: "કેમ ભાઈ, પાછા ફર્યા ? ટિકિટ ન મળી કે નાટક બંધ રહ્યું ? તમે આટલીઆટલી દોડધામ કરી ને બરાબર ખાધુંપીધું પણ નહીં, તેની પણ કોઇ એ દરકાર ન કરી ? હા, હા, કોઈની જોડે લડી પડ્યા હશો તેથી ઊઠાડી મૂક્યા હશે ! આવો, હવે જરા બાને દાવ બતાવો." પછી ધીરેથી ચાતુરિકા તરફ માર્મિક નયનો કરી, ભાઈને કાનમાં કહ્યું; "એક પંથ ને દો કાજ."

"કેમ ટીખળી," બિરિજચંદ્ર બોલ્યો, "હવે એને બેસવા દઈશ કે નહીં ? આવો વિપિનભાઈ, બેસો."

ચાતુરિકા ખુરસી પરથી ઊઠી, અને વિપિનને ખુરસી આપી પોતે બીજી લઈ આવી. શિશિરની ખુરસી પર મિત્રમન ગોઠવાયો.

"તમે રમી લો, પછી બધી વાત કરીશું." મિત્રમને ગંભીર ચહેરાને હસતો બનાવવાનો સફળ પ્રયત્ન કરતાં કહ્યું. "અમારી વાત એવી છે કે બન્ને વિષય પર તમારાથી લક્ષ અપાશે નહીં."

બાજી રમાઈ રહી, જીતનાર જીત્યું. દરમ્યાન મિત્રમનને, શિશિર તથા ચાતુરિકા ત્યાં હાજર હોવાથી, કેવી રીતે વાત ગોઠવવી, તેનો વિચાર કરવા પૂરતો વખત મળ્યો. નસીબને કરવે એટલું સારૂં હતું, કે રંગરાવ નાટકમાં આવવાનો હતો તેની તેણે કોઈને ખબર નહોતી કરી. વિપિનના એક જૂના

સ્નેહી જોડે અમારે નાટક જોવા જવાનું હતું, એમ શરૂઆત કરી તેણે સવિસ્તર હકીકત કહી.

ભોળાં મુદ્રિકા અને ચાતુરિકાએ પૂછ્યું, " ભાઈ સાવકા હતા કે સગા ? "

" સગા, સાત પાણીએ ધોયલા. "

બન્નેની અજાયબી માઈ નહીં. બિરિજચંદ્રને અને એની માતાને કંઈ બહુ નવાઈ જેવું લાગ્યું નહીં, કેમકે એવા સંસારના ખેલ તેમણે ઘણી વાર જોયા હતા. શિશિરને પરણાવવા અધીરાં બનેલાં, તથા પોતે મરે તે પહેલાં પુત્રીનાં લગ્ન થઈ જાય એવી ઇચ્છા રાખનારાં માજીએ પૂછ્યું: " એ નાનો ભાઈ પરણેલો છે કે કુંવારો ? બિચારી તેની વહુની શી દશા થશે ? "

" શિશિરની દશા તે તેની દશા. ", એમ મિત્રમનથી બોલાઈ જતું હતું પણ અટક્યો. " વિપિનભાઈના કહેવા પ્રમાણે તો તે પરણ્યો નથી, પણ એક રત્ન જોડે તેનો વિવાહ થયો છે ખરો. "

" શિવ, શિવ, ત્યારે તેના તો ભોગજ મળ્યા તો. ન્યાતમાં બીજો સારો કોઈ નહીં મળતો હોય ? " માજીએ પ્રશ્ન કર્યો.

" ના ના, એના કરતાં ઘણોજ સારો, ને કન્યાને લાયક તેમજ ગમતો વર તો છે, પણ એના વડિલોનો વિવાહ તોડવા વિચાર નથી. "

આ વાક્ય બોલાયું, ને " એવું તે કોણ મૂર્ખ હશે ? " એમ કેટલાંક મનમાં બોલ્યાં, માજી મોટેથી બોલ્યાં, તે કંઈક સંભળાયું, કંઈક હવામાં ઉડી ગયું અને શિશિર ખુરસી સાથે ફડાક કરતી જમીન પર પડી. મૂર્છામાં તે કલાપીની નીચેની લીટીઓ લવવા લાગી:

" મૃત્યુને વશ આ કલા થઈ ગઈ! હું એ બની મૃત્યુની !
આ સંસાર અસાર છે ! અહહહા ! એ શીખ આજે મળી !
વ્હાલાં હાય અરે અરે ! જગતમાં વ્હાલાં ઉરો ચીરતાં !
ભૂલોનીજ પરમ્પરા જગત આ, એવું દિસે છે ! પિતા ! "

# પ્રકરણ ૩૦

## પાછા નૂતનપુરમાં

"ભુલે વિવેકી જન કો વિવેક,
ચઢે કુમાર્ગે તજીને સુટેક;
જુએ ન સુણે, ગઈ સર્વ શુદ્ધિ,
વિનાશકાળે વિપરીત બુદ્ધિ."

રણછોડભાઈ

વિરિંચિલાલ કેમ્પમાં ગયો, પણ દુર્ભાગ્યે સાહેબ બંગલે નહોતા. એનું ચિત્ત સ્વસ્થ નહોતું. હજાર તર્કો કરતો હતો, ને હજાર ફેરવતો હતો. કોઈક વાર એ દાંત પીસતો હતો, હા! એમ ઠીક પડશે, એવું થાય ત્યારે મલકાતો હતો, ને વળી પાછો તેમાં કાંઈ વાંધો માલૂમ પડ્યાથી અકળાતો હતો. અંતઃપુરમાં પ્રિયતમાની વાટ જોઈ બેઠેલા પ્રેમી કરતાં રાઇટસાહેબને મળવા તે વધારે આતુર હતો! 'પોલિટિકલ'ની ગાડીનો અવાજ સંભળાયો ને ઓટલા પરથી કુદી દરવાજા આગળ તેમને મળવા એ ધસી ગયો. કંઈક ખાનગી વાત કરવી છે એમ કહી તેમને એ બાગમાં લઈ ગયો. બન્ને ખૂબ પાસેપાસે બેઠા ને વિરિંચિલાલે મનનો ઉભરો બહાર કાઢયો. પોતાની પેરવી કેવી રીતની છે તે એણે સમજાવી દીધી.

રાઇટને તે પસંદ પડી નહીં. થોડીક વાર તે મૂગો બેઠો. વિરિંચિલાલ એકાદબે વાર નવી સૂચના આપવા જતો હતો, પણ તેને સાહેબે અટકાવ્યો. દશેક મિનિટ વિચાર કરી રાઇટ એકદમ ઊભો થઈ ગયો. તેણે વિરિંચિલાલને હાથ આપ્યો, જરાક કૂદયો, બે હાથ સાથે બીડી દીધા, પછી છુટા કરી જાંગ પર અફાળ્યા, અને વિચિત્ર અવાજ કાઢી બોલ્યો: "Mr. Virinchilal, I have hit the mark. I am very glad, I'm very glad, I'm very glad. (વિરિંચિલાલ, મને આબાદ ઇલાજ જડી આવ્યો. મને ઘણોજ આનંદ થાય છે.) એ ખુશાલી પ્રદર્શિત કરવા જાણે ચિરુટ પીવાની જરૂર હોય, તેમ ગજવામાંથી પહેલી

તે કાઢીને સળગાવી. ચિરુટ મોંમાં રાખી, એક બાજુએથી ધુમાડાના ગોટેગોટ ઉડાવી, વિરિંચિલાલને તેણે પોતાની યુક્તિ સમજાવી.

વિરિંચિલાલ તો ખુશખુશ થઈ ગયો. “ખરેખર! આ લોકની વિદ્યાને કોઈ પહોંચે નહીં મેં કેટલાં ફાંફાં માર્યા, હું કેટલો અકળાયો, પણ મને કશી યુક્તિ ન સુઝી, ને આણે દશ મિનિટમાં કેવો ફક્કડ ઇલાજ શોધી કાઢયો! રાણાને કહેવાનું કે કુંવરના લાભને માટે—એની ચતુરાઈ વધે, એની બુદ્ધિ ખીલે, અનુભવ સારો મળે, વગેરે માટે—એમને વિલાયત મોકલવા જોઈએ. આ તો એક કાંકરે બે પક્ષી મરશે. આપણો માર્ગ મોકળો થશે મને વહેમથી હવે કોઈ જોશે નહીં, ને ત્યાં ગયો ને ગમે તેવા શોખ લાગ્યા તો નિરાંત. અહીં એના શોખ પૂરા પાડશું કે આપણો તાબેદાર થઈ રહેશે” રાઇટ સાથે પૂરી ગોઠવણ કરી વિરિંચિલાલ પાછો આવ્યો.

બીજે દિવસે વિરિંચિલાલ રાણા કને ગયો ને કુંવરના લાભની કંઈકંઈ વાતો કરી, કુંવરને રાજપુત્રને છાજે એવા પ્રકારનું શિક્ષણ લેવા, ઈંગ્લાંડ મોકલવાની સૂચના મૂકી. રાઇટસાહેબની પણ એમાં સંમતિ છે એમ એણે જણાવ્યું, એટલે રાણાને ગળે એ વાત ઉતરતાં વાર ન લાગી. વિરિંચિલાલ ગયો ને રાણાએ રાણીને એ વાત કહી. રાણીને એ પસંદ પડી નહીં. પોતાના એકના એક પુત્રને ગમે ત્યાં મોકલવા સ્વાભાવિક રીતે તે રાજી નહોતી. તેણે કરગરીને ના પાડી, પણ રાણો તે બિચારીનું સાંભળે એમ નહોતું.

કુંવરને રાણીએ બધી હકીકત કહી અને તે છંછેડાયો.

“બન્ને જણે મસલત કરી ગત તો ઠીક ચલાવી છે! એમને ખબર નથી કે સામો વીરકુમાર છે. હું પણ રજપુત બચ્ચો ખરો ક્યારે, કે એમનેજ ફાંસામાં લાવું. પિતાજીને ઠગી શક્યા પણ મને છેતરવો ભારી પડશે.”

“રાણાજી કદાચ હઠ લેશે તો?” રાણીએ પૂછ્યું.

“મને રાજપાટ છોડવા હુકમ કરશે તો ખેર, એમનો આ હુકમ માથે નહીં ચડાવું. સુજનબાપુના પુસ્તક તરફ પિતાજી બિલકુલ ધ્યાન આપવાની તસ્દી લેતા નથી. એમાં રાજ્યની નાનીમોટી દરેક બાબત પર તેમણે અભિપ્રાય આપ્યા છે. વિરિંચિલાલને નોકરીમાં રાખતી વખતે, બિરિજ-

ચંદ્રજીએ એ પુસ્તકમાં લખેલા સિદ્ધાંતનું સ્મરણ કરાવેલું, પણ પિતાજીએ તે શિખ લક્ષમાં લીધી નહીં, તેનું આ પરિણામ છે."

રાણીએ કહ્યું, "ભાઈ, હું બધું જાણું છું. આટલો તારો પણ સહેજ-સાજ ડર હશે તો તે પણ એમને ગમતો નથી. હવે જ્યાંત્યાંથી તને દૂર કરવાની આ પેરવી છે. તારા લાભાલાભની એમને કેટલી દરકાર છે તેની મને બધી ખબર છે.

"સુજનબાપુ તો બુદ્ધિના પ્રતાપે ભવિષ્ય ભાખી ગયા છે, પણ હું તો જોઈએ તેટલા દાખલા પ્રત્યક્ષ જોઉં છું." કુંવર રાણીને સાંભળ્યા વગર બોલ્યો જતો હતો. "એમનો એકેએક શબ્દ આ બાબતમાં ખરો પડ્યો છે. આવા માણસો જોડે કામ પાડવામાં મારે હિંદનાજ અનુભવની જરૂર છે, અહીંનીજ રાજ્યકુનેહ જાણવાની અગત્ય છે." કુંવર ધ્રુજી ઉઠ્યો.

રાણી બોલી, "બેટા, આકળો ન થા. હું કહું તે સાંભળ તો ખરો. રાણાજીને ચોકખા ના પાડવામાં તારો અર્થ સંધાશે નહીં. માટે એવો જવાબ દેજે કે એઓ પોતેજ વિચારમાં પડે."

એટલામાં કુંવરને રાણાનું તેડું આવ્યું. ઠંડા રહેવાનું માતાને વચન આપી કુંવર રાણા પાસે ગયો.

"કુંવર, શા વિચારમાં છો ?"

"રાજપુત્રને પ્રજાનાજ વિચાર."

"કેમ પ્રજા સુખી છે કે નહ ?"

"વિરિંચિલાલ જેવા બુદ્ધિશાળી ને નિમકહલાલ દિવાન હોય ત્યાં પૂછવાનુંજ ક્યાં રહ્યું ?"

"ખરેખર, એન તે હું કેટલા ગુણ ગાઉં ? કુંવર, આજે એમણે મને એક સારી સૂચના કરી છે. સંસ્કૃતિને શિખરે પહોંચેલા દેશોની રાજ્ય-પદ્ધતિ જાણવા, તથા ત્યાંની પ્રજાની સાંસારિક સ્થિતિ ને સાંસ્કારિક પ્રગતિ જોવા ને સમજવા, તમને ઇંગ્લાંડ જેવા મહાન દેશમાં મોકલવા મારો વિચાર છે."

"પિતાજી, આપણી પ્રજાનેજ જોવી ને સમજવી એ વધુ જરૂરનું છે."

"વિરિંચિલાલ જેવા વિચક્ષણ દિવાનના હાથ તળે શિખવું એ અઘરૂં નહીં પડે."

"એઓ મારી સાથે હોય, તો ઇંગ્લાંડમાં પણ મારું કામ સહેલુંથઈ પડે. વળી મને મોકલવા આપ નક્કી કરો, તે પહેલાં સરદારોની કાઉન્સિલમાં એ વાત મૂકવાની જરૂર છે. તેમની કાઉન્સિલ આપે બોલાવી નથી, તેથી તેઓ ઘણા ગુસ્સે છે. એ સરદારો આપણા રાજ્યન અંગ છે. તેમની મરજી રાખવામાંજ આપણું હિત સમાયલું છે. આટલી મારી વિનતિ છે, પછી છેવટે તો આપ જેમ કહો તેમ કરવા હું બંધાયલો છું."

સરદારોનું નામ સાંભળી, સ્વપ્નમાં માણસ એકદમ ચમકી ઊઠે તેવું રાણાને થયું. પહેલાંની માફક તેઓ રાણાને વારંવાર મળતા નહીં, રાજ્ય તરફથી દરબાર ભરાતો, ત્યારે પણ કંઈ સબળ બહાનું કાઢી થોડાઘણા ગેરહાજર રહેતા, મુખ્ય સરદાર વિજયસિંહ તો નૂતનપુરથી થોડા ગાઉ દૂરજ રહેતો—એ બધું ક્ષણમાં રાણાની આંખ આગળથી પસાર થઈ ગયું.

સરદારોને આમંત્રણ કરવા તેણે કુંવરને સૂચના કરી. પરિપત્ર કાઢી કુંવર પૂર દમામભેર વિજયસિંહના ભવન તરફ ગયો. કુંવર આવ્યાની રણશીંગડાને લીધે ખબર પડ્યાથી તે દરવાજા લગણ સામો આવ્યો ને બોલ્યો, "કુંવર, આજ તો અમારાં ભાગ્ય ઉઘડી ગયાં."

વિજયસિંહ વયે વૃદ્ધ હતો. રાણાના વંશમાં કોઈ હક્કદાર ન હોય, તો તેનો તથા તેના વંશજોનો ગાદી પર પ્રથમ હક્ક હતો. તેના દરેક અવયવમાં રજપુતનું લોહી ફરતું હતું. શૂરવીર પણ તેવોજ હતો. નાનપણમાં રાણા સુજનસિંહની દેખરેખ તળે વિજયસિંહ અને મનોજકુમાર ઉછર્યા હતા, જોકે મનોજકુમાર કરતાં તે પાંચેક વર્ષે મોટો હતો. નવા રાણાની બેદરકારીને લીધે રાજમહેલમાં તેનું આવવું ક્વચિતજ થતું. વીરકુમાર તેની ઘણુંખરું સલાહ લે એમાં નવાઈ જેવું કશું નહોતું.

કાઉન્સિલ મળવાની છે તેને સંબોધીને 'ભાગ્ય ઉઘડી ગયાં' એમ વિજયસિંહ બોલ્યો, તે સમજી જઈ કુંવરે પૂછ્યું, "તમે આવશો કેની?"

"અમારી ફરજ છે એટલે આવશું. બાકી આટલા દિવસો થયાં રાણાએ અમને સંભાર્યા નથી, તેથી ઓછું બહુ આવે છે."

"આજે પણ મારી વિનતીો લીધેજ આ પરિણામ આવ્યું છે.

વિરિંચિલાલ આવ્યો ત્યારથી એમના સ્વભાવમાં છેકજ ફેરફાર થઈ ગયો છે. કોણ જાણે એ પરદેશીમાં એવો શો જાદુ છે ?"

"કશો જાદુ નથી. આપણા ગુજરાતીઓનો સ્વભાવ છે કે 'ઘરકા જોગી જોગટા ઔર બહારસે આયા વો સિદ્ધ.' શા કારણસર કાલે અમારે ભેગાં થવાનું છે ?"

"વિરિંચિલાલે મને ઇંગ્લાંડ મોકલવા રાણાને સમજાવ્યું છે."

"ને તમે શું જવા રાજી છો ?" વિજયસિંહ ઉશ્કેરાયો.

"રાજી ? મારૂં હૃદય તમે નહીં પારખો તો બીજું કોણ પારખશે ? સુજનબાપુ આવીને પારખે ત્યારે."

"રાણાજીએ આ શું માંડયું છે ? સુજનસિંહજી જે જે માર્ગ બતાવી ગયા છે તેથી વિપરીત દિશાજ પસંદ કરવા માંડી છે. બીજા કુંવરોનાં દૃષ્ટાંત એમને કાને આવતાં નહીં હોય ? ત્યાં જઈ, હતો તેથી સુધરીને આવ્યો એવો સોમાંથી એક. તમારી ઉમર પણ પૂરી પાકી થઈ નથી. જોઉં તો ખરો, કાલે શું થાય છે તે. દરમ્યાન તમે તાર મૂકી વિપિનવિહારીને બોલાવો. એ કાયદો ભણે છે. વખતે આપણને એનો ખપ પડશે."

બીજે દિવસે કાઉન્સિલ મળી. સોળે સભાસદો ભેગા થયા. સૌ સૌને સ્થાને બેઠા. પછી રાણા મનોજકુમાર કુંવર સાથે કાઉન્સિલના મંડપમાં જૂની રીત મુજબ દાખલ થયા.

રાણાએ કુંવરને ઇંગ્લાંડ મોકલવાની વાત છેડી અને વિજયસિંહ ઊભો થઈ ગયો. તેનું મોં આજે લાલચોળ હતું, તેની આંખમાંથી અગ્નિ વરસતો હતો. રાણા તથા સરદારો તરફ નજર કરીને તે બોલ્યો.

"ઇંગ્લાંડ જવાની કુંવરની પોતાની મરજી નથી તો એમને મોકલવાનું કારણ શું ? રાષ્ટ કહે એ કંઈ કારણ છે ? પરદેશીની આંખે આપણે શા સારૂ ચાલવું? પૂજ્યપાદ સુજનસિંહજીએ આ પરત્વે જે ઉદ્દગાર એમના અમૂલ્ય પુસ્તકમાં કાઢયા છે, તે સાથે અમે સૌ સંમત છીએ. આ પુરાણી ગાદીના વારસે રાજશિક્ષણ લેવા નવા નવા દેશોમાં શા સારૂં જવું જોઈએ ?

"વિરિંચિલાલને દિવાનપદ આપવામાં આવ્યું ત્યારથી રાજ્યની, તેમજ પ્રજાની શી દશા થઈ છે તેના પર બિલકુલ લક્ષ અપાયું નથી. એને

દિવાનપદ અપાયું તે વખતે અમારી સમતિ લેવામાં નથી આવી. તે તો જાણે ઠીક. આજ કેટલો વખત થયાં કોઈ પણ અગત્યની બાબતમાં અમારી સલાહ લેવાતી. રાજ્યનો બંદોબસ્ત સારો ચાલતો હોય, તો અમારે બોલવા જેવું કંઈ છે નહીં. રાજ્યનું જોખમ રાણાને શિર છે.

"રાજ્યમાં જેજે અંધેર ચાલ્યું, તેના આજ લગણ અમે આંખ આડા કાન કર્યા છે. દરેક ખાતું લાંચીઉં થઈ ગયું છે. હલકામાં હલકો નોકર, ફાવે છે તેમ, આબરૂદાર માણસોને સતાવતાં ડરતો નથી. તેની ફરિયાદ થાય છે તો કોઈ સાંભળતું નથી. વગર વાંકે કેટલાકને વગર ભાડાની કોટડીમાં મોકલવામાં આવે છે. પાછળથી તે બિનગુનેહગાર માલૂમ પડે છે તો તેને શિક્ષા કરનારને શા વાસ્તે શિક્ષા નથી થતી ?

"બેંકનો હિસાબ તો છેકજ ગોટાળાથી ભરપૂર છે. રાણાજીએ જાતે તેમાં ધ્યાન રાખવાની જરૂર છે. વિરિંચિલાલના જુલમી કારભાર અને બેંકના હિસાબ બાબત પંચ નીમવા રાણાજીની ઇચ્છા હોય તો મદદ કરવા અમે તૈયાર છીએ. એવી તપાસ કરવાની રાણાજીની ઇચ્છા ન હોય, તો અમે પરહદમાં જઈ વસીશું, ને મુજનબાપુનું પ્રભાતે નામ લઈશું. અમારી જાગીરનો ભોક્તા વિરિંચિલાલ થાઓ કે રાઇટ થાઓ, તેની અમને પરવા નથી."

વિજયસિંહ આમ બોલી રાણાના પગ આગળ તલવાર મૂકવા જતો હતો. રાણો દિઙ્મૂઢ બની ગયો હતો, છતાં મને કે કમને તેમ કરતાં તેને અટકાવ્યો. બધા સરદારોનો મત વિરિંચિલાલ બાબત તપાસ કરવાનો તથા કુંવરને ઇંગ્લાંડ ન મોકલવાનો છે, એ જોઈ રાણાને પોતાનો મત હાલ તુરત ફેરવવો પડ્યો. વિરિંચિલાલની વફાદારી વિષે તેને શંકા નહોતી. રાણાએ તેની તપાસ કરવા સરદારોની મદદ માંગી. વિજયસિંહે સરદારો તરફથી એ કામ કરવાને જોઈતી સત્તા રાણા પાસે માગી લીધી. રાણો એ સત્તા આપી મંડપમાંથી બહાર નીકળ્યો.

કુંવરને સાથે લઈ, પૂરતાં સાધન તૈયાર કરી, વિજયસિંહ થોડાંક માણસો સાથે દિવાનના ઘર તરફ વળ્યો. બેંક આગળ થોડાં માણસ તેણે બેસાડી દીધાં. વિરિંચિલાલના ઘરની આસપાસ પહેરો મૂકી દીધો. ઘરમાંથી

ચલ્લું પણ બહાર ના નીકળે તે પર ખાસ નજર રાખવાની હતી, તેથી કુંવર નીચેજ રહ્યો, વિજયસિંહ ઉપર ગયો. એજન્સી જોડે તકરારમાં ન ઉતરાય તો સારૂં, એવી વિજયસિંહની ધારણા હતી. પ્રસંગ આવ્યે તેમ કરવાને પણ તે તૈયાર હતો, છતાં તેણે સાવધ રહીને કામ શરૂ કર્યું.

વિજયસિંહને લેવા વિરિંચિલાલ સામે આવ્યો.

“કેમ, આજે તમારે પણ નાણાંની જરૂર પડી કે શું?” નીચે પહેરો બેઠો હતો તેની ખબર ન હોવાથી વિરિંચિલાલે પૂછ્યું. “તમે તો અમારા મુરબ્બી છો એટલે તમને કંઈ ના કહેવાશે? જરૂર હોય તો એકાંતમાં વાતચિત કરીએ.”

વિરિંચિલાલને આવા પ્રસગ ઘણી વાર આવતા. એણે એક ખાસ ખાનગી ઓરડો રાખ્યો હતો. ત્યાં એને નજરાણાં તરીકે સારી રકમ ઘણુંખરૂં મળતી. વિજયસિંહને થયું કે શો ગર્વ ચડી ગયો છે? જાણે રાણાની બેંક તે એના બાપનીજ થઈ ગઈ! એ નાણાં ધીરશે અને મારો શુક્રવાર વળશે! થોડોએક વખત થોભીને તેણે જવાબ દીધો, “નાણાંની હાલ તુરત તો જરૂર નથી, પણ જરૂર પડશે તો તમે ક્યાં આઘા છો?” આઘા જવા માગતા હો તોપણ તમને હવે કોણ છોડે એમ છે, એમ વિચાર આવ્યો, પણ તે વ્યકત કરવાની જરા વાર હતી.

“ત્યારે શા કારણસર મુજ ગરીબનું ઘર પાવન કીધું?”

“આ શું બોલો છો? તમને ગરીબ કોણ કહી શકે? રાણાની મહેરબાનીને લીધે તમે તો માલદાર થઈ ગયા છો.”

“બધાની મારા પર રહેમનજર છે.”

“સારૂં માણસ હોય તે સૌને વહાલું લાગે. રાઇટસાહેબ તો મજામાં છે કેની?”

“હા. એઓ મારા પર બહુ મમતા રાખે છે, રાજ્ય તરફ પણ સાહેબ સારૂં લક્ષ આપે છે.”

“હું એમને ક્યાં નથી ઓળખતો? એમને લીધે આપણને કંઈકંઈ લાભ થયા છે. પરમાર્થી પણ તેવાજ છે.” વિજયસિંહને કટાક્ષ કર્યા વગર ચેન પડે એમ નહોતું. “દિવાનજી, બીજી શી નવાજૂની છે?”

" કુંવરને શિક્ષણ આપવ ઈંગ્લાંડ મોકલવા રાણાજીનો વિચાર છે."

" મારા જાણ્યા પ્રમાણે એ વિચાર તમેજ સુઝાડયો છે."

" હાજી, મને એવી ઇચ્છા ખરી કે કુંવરને એ અમૂલ્ય લાભ મળે તો સારૂં."

" તમે તો હમેશ રાજ્યનાં સારામાંજ રાજી છો, એટલે એવી ઇચ્છા રાખો તેમાં શી નવાઈ ?"

વિજયસિંહને વિરિંચિલાલ જોડે વાત કરવામાં ગમ્મત પડતી હતી. જે કામે તે આવ્યો હતો, તેમાં ખાસ ઉતાવળ કરવાની હવે જરૂર નહોતી. વિરિંચિલાલ જવાબ આપ્યો જતો હતો, છતાં અંદરથી ગભરાતો હતો. વિજયસિંહ શા કારણસર એને ઘેર આવ્યો હતો, તેની એને સમજ પડતી નહોતી. વળી તે એવી રીતે વાત કરતો હતો કે એને વહેમ પડતો હતો.

એનો વહેમ દૂર કરવા વિજયસિંહે રાણાનો હુકમ એને બતાવ્યો અને કહ્યું: " તમે નજરકેદ છો. તમારા ઘરમાંથી એક પણ વસ્તુ ખસેડવાની નથી. કોઈ પણ આદમી બહાર નીકળવા પ્રયાસ કરશે, અથવા તમારા કોઈની હીલચાલ બાબત જરા પણ વહેમનું કારણ મળશે, તો તેના શિરને વાસ્તે અમે જોખમદાર નથી. તમારે પોતાને તો એક ડગલું પણ મારી રજા વગર ભરવાનું નથી. "

વિરિંચિલાલ આ સાંભળી આભોજ બની ગયો. નબળોપોચો માણસ સામે હોત તો તે સામો પણ થાત. વિજયસિંહ આગળ ચાસ ચસાય એમ નહોતું.

" આમા કરવાનું કારણ શું ?" તેણે ભીતિ છુપાવી સવાલ કર્યો.

" કારણ ? કારણ સબળ છે, ઘણાં છે, વખત આવે જણાશે. "

રસ્તામાં સંભળાય એવા ભારી અવાજે વિજયસિંહે આ જવાબ દીધો, એટલે વિરિંચિલાલ ચૂપ થઈ ગયો. પોતાના બે વિશ્વાસુ અને કદાવર માણસોને બોલાવી, વિરિંચિલાલ પર બરાબર દેખરેખ રાખવાનું કહી, કોઈની પણ જોડે વાત કરવા દેવાની સખ્ત મના કરી, વિજયસિંહ એના મસલત કરવાના ખાનગી ઓરડામાં ગયો. પછી બીજા માણસો પર પણ

જાપ્તો મૂકયો. સ્ત્રીવર્ગ જ્યાં હતો ત્યાં વિજયસિંહ ગયો નહીં તેમ પોતાનું માણસ પણ કોઈ મૂકયું નહીં. માત્ર એ ઘરનાજ એક માણસ મારફત ત્યાં ખબર કરાવી કે “ તમારે બધાએ આ સ્થાનમાંથી રજા વગર ખસવું નહીં. આ હુકમ મુજબ ચાલશો તો તમારા માર્ગમાં કોઈ આડે આવશે નહીં.”

વિરિંચિલાલની ખટપટમાં ઘરની સ્ત્રીઓનો પણ ભાગ હશે, એવું ધારવાનું કંઈ કારણ મળ્યું નહોતું. કારણ મળ્યા વગર સ્ત્રીઓને ગભરાટમાં નાખવી એ રજપુતાઈનું કે માણસાઈનું લક્ષણ નથી તે એ સમજતો હતો. પોતાના માણસોને પણ વિજયસિંહે એ વિષે ચેતવણી આપી હતી. તેમાંનું કોઈ પણ એ ભાગ તરફ જઈ શકતું નહીં.

હિસાબના તેમજ બીજા કેટલાક કામના તુમારો કબજે કરી, વિજયસિંહ કુંવરને સાવચેત રહેવાનું સૂચવી, બેંક તરફ વળ્યો. પ્રજામાં ગભરાટ ફેલાયો હતો પણ આ વેળા તે જુદી તરેહનો હતો. ઘણો ભાગ આ બિનાથી ખુશ લાગતો હતો. રોમન સરદાર મોટી ફત્તેહ મેળવી પાછા ફરતા ત્યારે તેમનો જેવો રોમમાં સત્કાર થતો, તેવો વિજયસિંહનો આજે થતો હતો. પ્રજા જુલમથી કંટાળી ગઈ હતી અને તેને જે કોઈ તેમાંથી ઉગારી લે તેની દાસ થવા તૈયાર હતી.

વિજયસિંહ પછી બેંકમાં ગયો અને તરત ત્યાંનાં દફતરો કબજે કર્યાં. કુંવરને છુટો કરવાની હવે અગત્ય હતી. જેટલી હકીકત કુંવર જાણતો હતો તેટલી વિજયસિંહને માલૂમ નહોતી. વિરિંચિલાલ પર દેખરેખ રાખવાને ફક્ત બે માણસ બસ હતાં. ઘરમાંથી બહાર કોઈ ન નીકળે એટલુંજ માત્ર જોવાનું હતું. મહત્ત્વનું કામ કેટલુંક પતી ગયું હતું, તેથી પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટને એ કામ સોંપી કુંવરને તેણે સાથે લીધો. જરા પણ ભૂલ થશે તો નોકરી ને જીંદગી બન્ને જોખમમાં આવશે, એવી સુપ્રિન્ટેન્ડન્ટને સમજ આપવામાં આવી. પછી દિવાન ઑફિસમાં જઇ કેટલાંક દફતરો લીધાં. આ દફતરોના સંગ્રહને લઈ કુંવર તથા વિજયસિંહ મહેલમાં દાખલ થયા. રાજ્યમાં રઝળી રહેલા સારા અમલદારોને ત્યાં બોલાવવામાં આવ્યા. વિપિન પાછો નૂતનપુર આવી પહોંચ્યો હતો તેનું તથા ચાર ઠાવકા અમલદારોનું પંચ નીમાયું રાણાની સંમતિથી વિપિનને સરપંચ બનાવવામાં આવ્યો. ત્રણ દિવસમાં નિવેદન લખી કાઢવાનો રાણાએ પંચને હુકમ કર્યો.

ત્રણ દિવસ સુધી ઉજાગરા કરી વિપિને તુમારો જોઈ કાઢયો. હિસાબ તપાસવાને, કુંવરનો એક વિશ્વાસુ હિસાબી માણસ હતો તેને બેંકના ચોપડાઓ હવાલે કરવામાં આવ્યા. રિપોર્ટ તૈયાર કરી, પંચની મંજુરી લઈ, રાણા મનોજકુમાર આગળ વિપિન હાજર થયો. કુંવર તથા વિજયસિંહ પણ ત્યાં આવી પહોંચ્યા. એ નિવેદનનો સારજ સુજ્ઞ વાચક માટે બસ થશે.

દિવાન ઑફિસના દફતરોમાંથી પરહદની તકરારોના સંબંધમાં પૈસો ઘણો ખરચાયો હતો, પરંતુ ઘણુંખરૂં ચૂકાદા આ રાજ્યના લાભમાં બિલકુલ ઉતર્યો નહોતો, એટલું માલૂમ પડયું. બેંકનાં નાણાંની ધીરધાર કેટલાક એવા માણસોને થઈ હતી, કે તે કોણ છે, ક્યાંના છે, વેપારી છે કે અલેલટપ્પુ, તેની કોઈને ખબર નહોતી. એ ધીરેલી રકમનું વ્યાજ બેંકમાં ભરાયું નહોતું, કેટલીક વાર વિરિંચિલાલે બેંકને નામે વેપાર કર્યો હતો જેનાં ખોટનાં નાણાં બેંકમાંથી ચૂકતે કરી આપવામાં આવ્યાં હતાં. ફાયદાની રકમ તેને પોતાને ખાતે જમે કરવામાં આવી હતી! એના ખાનગી દફતરોમાં કંઈકિંઇ નાની તેમજ મોટી રકમો જમે થયલી જોવામાં આવી. પરહદની તકરાર માટે રાજ્ય તરફથી ખરચાયલી રકમમાંનો અડધો ભાગ અનેક વાર તેજ દિવસે એને ત્યાં જમે કરવામાં આવ્યો હતો. બાકીનું ક્યાં ગયું હશે તે બાબત ઝાઝી શંકા રહી નહીં.

રિપોર્ટ વંચાઈ રહ્યો એટલે વિજયસિંહે ગરીબોની અરજીનો થોકડો રાણાના હાથમાં મૂકયો ને જણાવ્યું, કે ઘણા વખત પર આ અરજીઓ આવેલી પણ વિરિંચિલાલે દબાવી રાખેલી, તે અચાનક એના ઘરમાંથી મળી આવી છે. કુંવરનો ક્રોધ આ જોઈ માતો નહોતો. કુંવરનું ચાલત તો વિરિંચિલાલને ફાંસીનીજ શિક્ષા કરત. તે પિતા પાસે–રાણા પાસે ઊભો હતો તેનું તેને ભાન નહોતું. રાજ્યનાં નાણાં ઉચાપત થયાં તેના કરતાં પણ પ્રજાને કેવી કેવી રીતે દુઃખ દીધું, તેનો ખ્યાલ આવ્યો તેથી તેનું મગજ ફરી ગયું હતું. રાણાના મનની સ્થિતિ અત્યારે વિચિત્ર હતી. કુંવર અકળાઈને બોલતો તે રાણો થોડું સાંભળતો, થોડું નહીં. વિરિંચિલાલ આવો માણસ હશે, એ માનતાં હજુ તેનું મન કબૂલ કરતું નહોતું.

રાણા તરફથી કંઈ ઉત્તર મળ્યો નહીં એટલે કુંવરે પૂછ્યું, "પિતાજી, હજી શો વિચાર કરવો બાકી છે? પ્રજાને દુઃખ દેનાર રાજ્યનો સિપાઈ હોય કે દિવાન હોય, ગમે ાય, પણ તે સખ્ત શિક્ષાને પાત્ર છે. ખરૂં જોતાં, અભણ સિપાઈ કરતાં ભણેલો અમલદાર વધારે ગુનેહગાર છે."

"કુંવર, જરા ધીરા પડો. આમ ઉશ્કેરાઈ ન જાઓ. એવું અણઘટતું પગલું આપણને ન છાજે. વિરિંચિલાલ શો ખુલાસો આપે છે તે આપણે સાંભળવો જોઈએ. તહોમતદારને સાંભળ્યા પહેલાં, તેને ગુનેહગાર ગણી આપણે વર્તન ચલાવી શકીએ નહીં, એ ન્યાયનો સિદ્ધાંત તમે કેમ ભૂલી જાઓ છો? વિજયસિંહજી, તમે તસ્દી લઈ એને બંધ ગાડીમાં જરા તમારી સાથે તેડી લાવશો?"

વિજયસિંહની ગાડી એક તરફ ગઈ કે સામી બાજુએથી એક બીજી ગાડી આવી પહોંચી અને મહેલ આગળ અટકી. હજુરીઓએ આવી રાણાને ખબર કરી કે રાઇટસાહેબ ખાનગી મસલત માટે આવ્યા છે.

વીરકુમારે સૂચવ્યું કે એને કહેવડાવો કે ખાનગી મસલત કરવાની અત્યારે મારી તબીઅત નથી. રાણો અંદરની વાત બધી સમજ્યો હતો છતાં આમ કહેવડાવવા રાજી નહોતો. બ્રિટિશ સત્તાનો કુંવર કરતાં તેને વધારે ચોક્કસ ખ્યાલ હતો. "પિતાજી, એની જોડે વાત કરો ત્યારે હું હાજર શું તેમાં હરકત છે?" કુંવરે પૂછ્યું.

"ના," રાણો બોલ્યો. "પણ જરા મન કાબુમાં રાખજો."

રાઇટને કુંવરની હાજરી પસંદ પડી નહીં, પણ કદાચ રાણો તેને દૂર કરવા ખાયશ ન બતાવે તો પોતાનું અપમાન થાય, એ બીકમાં તેનાથી કંઈ બોલાયું નહીં. રાઇટે વકીલાત કરી તે થોડી વાર તો કુંવરે સાંભળ્યાં કીધી. રાણાએ તેનો ઉત્તર આપ્યો હોત તો કુંવરને બોલવાનો વખત ન આવત. પણ તેણે મૌન ધારણ કર્યું તેથી કુંવર બોલ્યો. કુંવર ને રાઇટ વચ્ચે સખ્ત ટપાટપી થઈ. રાઇટ અંતે બહુજ અકળાયો ત્યારે તેણે કુંવરને ધમકી આપી કે તમારી રીતભાતનું પરિણામ તમારે સોસવું પડશે.

આ શબ્દો કાને પડતાંજ કુંવરનો મિજાજ જતો રહ્યો. તેણે જવાબ દીધો: "પરિણામ શું આવે છે તે જોઉં છું. આ બાબતમાં તમારો કેટલો હાથ છે, તે અમને અજાણ્યું નથી."

રાઈટ પણ એ બાબતથી અજાણ્યો નહોતો ! કુંવર સબળ કારણ વગર બોલતો નહીં હોય, એમ સમજી જઈ તેણે બાજી ફેરવી નાખી, ને રાજ્યનાજ લાભને માટે, તેની ફજેતી થતી અટકે તે માટે, સખ્ત પગલાં ન લેવા રાણાને વિનતિ કરી તે ચાલતો થયો.

રાઈટ ગયો ને કુંવર મનમાં બોલ્યો, "રાજ્ય જાય તો ભલે, પણ આના જેવા અધિકારીને શિક્ષણ તો એવું આપું કે બોજ ભૂલી જાય. સરકારે એમને વિશ્વાસુ માણસ સમજી રોકયા તેનો ઉપયોગ તો સારો કરે છે ! આપણા દરેક હક્ક પર તરાપ મારવા એમની નીમણુક કરી નથી. હિંદનો મુખ્ય અધિકારી વાઈસરૉય, તેના હાથ નીચે એક ઇલ્લાકાના અધિકારી તરીકે ગવર્નર. ગવર્નર બધે ઠેકાણે લક્ષ આપી શકે નહીં માટે તેની તરફથી રેસિડન્ટ કે એજન્ટ કામ કરે. આપણા સાર્વભૌમ રાજ્યકર્તાની ત્રીજી કક્ષાનો નોકર, એ રેસિડન્ટ કે એજન્ટ. ગમે તેમ, પણ એ આખરે રાજ્યકર્તાનો સેવક અને આપણે ખંડણી આપતા હોઈએ છતાં રાજ્યબંધુ. આપણે આપણું કામ કર્યા જતા હોઈએ, તેમાં એને બોલવાનો હક્ક શો ? વર્ષે દિવસે એમને એમનું મળે એટલે બસ. એ એજન્ટ પોતાના હાથ નીચેના ચાર અમલદારને લઈને બેચાર દિવસ અન્ય સ્થળે ગયો હોય, તો એનો અત્રે રહેલો કારકુન પણ આ પ્રમાણે તો રાણાને સતાવી શકે ! રાણાને રાજાની ઉપમા ત્યારે કામની શી ?"

વિજયસિંહ આવી પહોંચ્યા એવી ખબર મળવાથી કુંવરના વિચાર અટકી ગયા. એજન્ટ જોડે ચલાવેલી વર્તણુક બાબત રાણાએ કુંવરને ઠપકો આપ્યો નહીં. તે તો ઉલટો અંદરથી કુંવરની હિંમત પર ખુશ થયો હતો. વિરિંચિલાલને પંચની સમ્મુખ ઊભો રાખવામાં આવ્યો. પહેલાં તો તેણે ગુનાહનો એકરાર કર્યો નહીં. વિપિને દાખલાદલીલ સાથે તેનું ભોપાળું બહાર પાડયું ત્યારે તે ન છુટકે મૂગો રહ્યો.

વિપિન કુંવર તથા વિજયસિંહને લઈ રાણો દિવાનખાનામાં ગયો ને વિરિંચિલાલ બાબત શું કરવું, તે બાબત ત્રણેનો અભિપ્રાય પૂછયો. કુંવર તથા વિજયસિંહ તેને સખ્ત શિક્ષા કરવાની તરફેણમાં હતા, પરંતુ છેવટે ઘણી વાટાઘાટ પછી વિપિને જાણીતો સંસ્કૃત શ્લોક ટાંકયો :

**उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः ।**
**अपकारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥***

" કુંવર, ઊઠો. મારો નિશ્ચય થઈ ગયો." આમ કહી, રાણો બહાર સૌ બેઠા હતા ત્યાં આવ્યો.

વિપિનના મનની મોટાઈ જોઈ, રાણાએ પણ મન મોટું કરી ગંભીર સ્વરે વિરિંચિલાલને કહ્યું: "તમારી પરીક્ષા કરવામાં હું છેતરાયો. મારા સંપૂર્ણ વિશ્વાસનો તમે તદ્દન દુરુપયોગ કર્યો. મારી રાંકડી પ્રજાને સતાવવામાં તમે બાકી નથી રાખી. તમે તમારા દેશબંધુઓ ઉપર જુલમ કરતાં જરા પણ ખંચાયા નહીં, ડગ્યા નહીં, તેનો બદલો તમને પ્રભુની અદાલતમાં મળશે. મારી અદાલતમાં તમને જેટલી શિક્ષા કરું તેટલી ઓછી છે. નૂતનપુરની હદ છોડી જવાનો તમને હુકમ કરું છું. જરઝવેરાત તમારી સાથે બિલકુલ લેવાનું નથી. તમને તથા તમારા કુટુંબને અહીંથી તમારે દેશ મોકલવા, વિજયસિંહને સોંપું છું. તેઓ જે સાથે લેવાની હા કહે, તે સિવાય કંઈ પણ તમારી સાથે રાખવાનું નથી. ચોવીસ કલાકમાં મારા રાજ્યની હદ છોડી જવી. તમારું મોં ફરી જોવા હું રાજી નથી. કુંવર, તમે મારી સાથે ચલો, મારે તમારું કામ છે. વિજયસિંહ, તમે આ બાબત બંદોબસ્ત કરજો." આમ કહી રાણો કુંવર સાથે નાચું માથું રાખી ચાલ્યો ગયો.

---

* ઉપકારી તરફ સાધુત્વ બતાવવામાં કશો ગુણ નથી. અપકારી તરફ સાધુતા દર્શાવે, તેનેજ સત્પુરુષો ખરો સાધુ કહે છે.

# પ્રકરણ ૩૧

---

## પ્રાયશ્ચિત્ત

गुणवदगुणवद्वा कुर्वता कार्यमादौ
परिणतिरवधार्या यत्नतः पण्डितेन ।
अतिरभसकृतानां कर्मणामाविपत्ते
र्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥*

શિશિરને પાણી છાંટી, દવા સુંઘાડી સ્વસ્થ કરવામાં આવી. તાણમાં પણ તેણે કંઈક લવારી કરી હતી, તેનો પૂરેપૂરો અર્થ વિપિન ને મિત્રમન બે જણાજ સમજ્યા. થોડીક વાર પછી સર્વ મંડળ ઊઠયું. ગિરિજચંદ્રના ઘરમાં સુવાની તૈયારી થઈ. મિત્રમન તથા વિપિનની પથારી આજે એકજ જગાએ થઈ.

બન્ને મિત્રો એકલા પડ્યા એટલે મિત્રમને કહ્યું, "વિપિનભાઈ, ગમે તેમ થાય, પણ હવે બહેનનું લગ્ન ત્યાં તો નહીંજ થવા દઉં. શિશિરના દિલમાં શું હશે તે તો પ્રભુ જાણે, પણ એટલું તો નક્કીજ કે તમારી જોડે એ સુખી થશે અને ત્યાં દુઃખે મરી જશે. મારા મનથી તો મેં ગાંઠ કયારની બાંધી મૂકી છે, કે મોજીલાલનું મારા ઘરમાં નામ નહીં."

અત્યાર લગણ શિશિર એને ચહાય છે એમ માની લેનારા વિપિનને આ શંકાથી બહુ દુઃખ થયું. મિત્રમને તેનું જુદુંજ કારણ કલ્પ્યું અને તેને આશ્વાસન આપ્યું. શિશિર મને ચહાતી હશે કે નહીં એ વિમાસણમાં વિપિને રાત જેમતેમ પસાર કરી. સવારના પહોરમાં ખૂબ વહેલો ઊઠી એ અખબાર વાંચવા બેઠો. શિશિર પણ ત્યાં આવીને બેઠી. નૂતનપુર છોડયા પછી, છુટથી વાત કરવાનો આજે તેમને પ્રથમ પ્રસંગ મળ્યો.

"કેમ અત્યારે તબીઅત કેમ છે ?"

---

* સારૂં અથવા નરસું કામ કરતાં પહેલાં ડાહ્યા માણસે તેના પરિણામનો બરાબર વિચાર કરવો જોઈએ; કેમકે ઘણી ઉતાવળથી કરેલાં કર્મનું છેવટે હૃદયને બાળે અને મર્મને છેદે એવું દુઃખ મરણ સુધી ભોગવવું પડે છે.

" સારી છે. જરાક હાડકાં દુઃખે છે."

" આ રોગને અટકાવવાને હમણાંથીજ ચાંપતા ઉપાયો લેજો. એકવાર વધી ગયો તો પાછળથી ભારી પડશે."

" તમારી આંખ કેમ રાતી દેખાય છે! બરાબર ઉંઘ નહોતી આવી કે શું ?"

" રાતે મોડો સુતો હતો અને મારે એવું છે, કે ઊંઘ એક વાર કથળી કે પછી ઝટ આવતી નથી. કંઇકિંઈ વિચારો આવ્યાં કરે છે."

" આજે તો ચાહ પીશો કે ની ? સુસ્તી ઓછી થશે."

" એ ચાહથી શું વિશેષ છે? પછી જેવી ઇચ્છા."

બીજી થોડીક વિનોદવાર્તા થઈ. ધીરેધીરે ઘરનાં સઘળાં ઊઠયાં ને નિત્યકર્મ કરી બધાં ચાહ પીવા બેઠાં. ચાહ પી રહ્યા પછી વિપિન પોતાને ઘેર ગયો.

બેત્રણ દિવસમાં હકૂમતરાયના ઘરની સર્વ હકીકત બહાર આવી. બિરિજચંદ્ર આ સમાચાર જાણી વિચારમાં પડયો. પુત્રીનો સંબંધ મોજીલાલ જોડે કર્યો તેનું હવે પ્રાયશ્ચિત્ત કરવું પડશે, એમ તેણે માજીને જણાવી દીધું. જૂના વિચારનાં માજીએ એ બાબત પૂરતી તપાસ કરી કામ કરવા કહ્યું. બિરિજચંદ્રે એ તપાસનું કામ માતાને સોંપી દીધું. ચકોર માજીએ વાતમાં ને વાતમાં ખરૂં શું છે તે ચાતુરિકા પાસેથી જાણી લીધું, માજી પણ એ સંબંધ તોડવાનો વિચાર કરવા લાગ્યાં.

આ બાબત મુલતવી રાખવાનું એક સબળ કારણ મળી આવ્યું. નૂતનપુરથી લાંબો તાર આવ્યો ને મુંબઇથી બિરિજચંદ્રને કુટુંબ સાથે નીકળવાનું થયું. ઉન્મતિ વારંવાર ચંદ્રરાવને જન્મભૂમિમાં આવવા લખતી હતી એટલે તે પણ ઘણે વખતે એ લોકની સાથે નૂતનપુર ગયો. વિનોદચંદ્ર ને તારા મુંબાઈમાં એમની સાથેજ રહેનાં હતાં, તે પણ નૂતનપુર જવાને નીકળી પડયાં.

તાર કોની તરફથી મૂકવામાં આવ્યો હતો, અને તેમાં શું હતું, તે જાણવા, નૂતનપુરના રાજભવનમાં રાણા તથા કુંવર સાથે આપણે પ્રવેશ કરીએ.

રાણો કુંવરને ખાનગી દિવાનખાનામાં લઈ ગયો. દાખલ થતાંજ તેણે પોતાની તલવાર જોરથી જમીન પર ફેંકી દીધી. " કુંવર, રાજ્ય કરવાને હું નાલાયક ઠર્યો છું. મારી પ્રજાને મારા મૂર્ખાઈને લીધે બહુ ખમવું પડયું."

તલવાર ઉપાડી પિતા કને મૂકી કુંવર બોલ્યો, "પિતાજી ! આ શું ? એક દૃષ્ટાંતથી સૌને સમજ પડશે, ધીરેધીરે સડો ઓછો થશે અને સઘળું ઠેકાણે આવી જશે. અપ્રામાણિકને સખ્ત શિક્ષા થાય છે એમ પ્રજાને ખાતરી થશે એટલે સૌ તેમ કરતાં અટકશે. "

" રાજ્યનો બોજો ઊઠાવવાને બિરિજચંદ્ર જેવો લાયક માણસ મારી નજરમાં કોઈ આવતો નથી. દેસાઈનું કહેવું ખરૂં હતું, એમ હવે થાય છે.

કુંવરનું પણ એમજ માનવું હતું, પણ પિતાની પરીક્ષા કરવા તેણે વાંધો કાઢયો. " એમને કંઈ પ.છા બોલાવાય ?"

" શા વાસ્તે નહીં ? મારી ભૂલને લીધે એમણે પ્રધાનપદ છોડયું. વિરિંચિલાલ હોય ત્યાં સુધી નોકરી કરવા એમણે પાણી મૂકયું હતું. તે હવે દૂર થશે. પછી એમને આવવામાં હરકત શી ? એમના પાછા આવવાથી ઉલટી એમની પ્રતિષ્ઠા વધશે. મનુષ્યે પોતાની ભૂલ સુધારવી એમાં નાનમ નથી. ભલે મોટો રાજાધિરાજ હોય પણ તે મનુષ્ય તો ખરોજ કેની ? કદાચ બિરિજચંદ્રજીની મારા હાથ નીચે નોકરી કરવા ઇચ્છા નહીં હોય. એમનું ઘણું અપમાન થયું છે એટલે એટલો ડાઘ દિલમાં રહી જાય તો તે વાજબી છે. તમારા હાથ નીચે નોકરી ન કરવા એમને કારણ નથી અને મેં તો રાજયપાટ તમને સોંપવાનો સંકલ્પ કર્યો છે."

" પિતાજી, આ શું બોલો છો ? એવું કરવાની જરૂર નથી. બિરિજચંદ્રજીને હું લખીશ અને તેઓ તરત પાછા રાજ્યની નોકરીમાં જોડાશે. વિરિંચિલાલ સિવાય કોઈના પર એમને અકળામણ નથી તે હું જાણું છું. વળી તેઓ અહીંના વતની છે. પ્રજા તરફ પણ એમની દિલસોજી છે. રાજ્યના લાભ માટે, ને પ્રજાના હિત ખાતર તેઓ જરૂર પાછા આવશે. વિરિંચિલાલના કારભારથી તેઓ અજાણ્યા નહોતા. "

" એમને શી રીતે ખબર મળતી હતી ? "

" આપણા સરદારોના ને કેટલાક અધિકારીઓના પત્રો એમને વારંવાર જતા હતા. પ્રજા તરફ એમની કેટલી લાગણી છે તેનું ભાન એમના ઉત્તર બધાને મળતા, તે પરથી સૌ સમજી શકતા હતા. "

"મારા જેવા ઘોર નિદ્રામાં પડેલા માણસને હજી શું તમે રાજ્ય કરવાને લાયક ધારો છો ? કુંવર, રાજ્યની લગામ ઝાલવી એ કંઈ સહેલું નથી, લાખો માણસનું હિત સાચવવું એ કંઈ રમત નથી. રાજાનું કર્ત્તવ્ય જે સમજતો ના હોય તે રાજ્ય કરવાને લાયક નથી. એ સમજવામાં, અથવા રાજ્ય ચલાવવામાં જરા પણ ખામી હોય, તો એક જણને સોસવું પડતું નથી. સાધારણ માણસ ભૂલ ક ને એકલો હોય, તો ગમ ખાઈને બેસી રહે. રાજાને તેમ નથી. તેની એક ભૂલનું પરિણામ સમસ્ત પ્રજાને ખમવું પડે છે. એ ભૂલ નાનીસુની હોય તો તેને સુધારી લઈ કામ કરાય, પણ મારી ભૂલ તેવી નથી. કોને શું કામ સોંપવું, મોટા હોદ્દા કોને આપવા, દિવાનપદ વાસ્તે કોને લાયક ગણવો એની જેને સમજ નહીં, અથવા એમાં જેણે ભૂલ કરી, તે રાજ્ય કરવા લાયક શી રીતે કહેવાય ? કુંવર, વખત ગુમાવવાનું કારણ નથી. બિરિજચંદ્રજીને તાર મૂકી અહીં બોલાવો. "

તાર મૂકાયો અને બિરિજચંદ્ર નૂતનપુર આવ્યા. રાજ્યમહેમાનને સત્કારવા રાણા તરફથી સ્ટેશન પર ગાડી મોકલવામાં આવી હતી. કુંવર પણ તેને લેવા જાતે ગયો હતો. રાણાને વિષે તેને થોડીઘણી આગળથી વાતચિત કરવાની હતી. સ્ટેશનથી બહારોબહાર બિરિજચંદ્ર મહેલમાં આવ્યા. રાણાનું પહેલાનું નૂર જતું રહ્યું હતું. વિચારભાર વધી જવાથી, નીચું જોઈ, માથે હાથ મૂકી, તે પડયો હતો. બિરિજચંદ્રે આવીને રાણાને મુજરો કર્યો.

" બિરિજચંદ્રજી, હું એ માનને હવે લાયક નથી, તમારા આવવાની હું રાહ જોતો હતો. તમે આવશો એવી મને આશા નહોતી, કારણ કે મેં તમને બહુ ગેરઇન્સાફ કર્યો છે. તમારા જેવા ઉદાર દિલના માણસો આ દેશમાં જન્મશે ત્યારેજ તેના ભાગ્યનો ઉદય થશે. કુંવરને પિતાજી જેવો બનાવશો એટલીજ મારી ઇચ્છા છે. રાજ્યની લગામ હવે એને સોંપવાની છે."

" હજુર, કુંવર હજી યુવાન છે. રાજશિક્ષણ તેમને મેળવવાની જરૂર છે અને આપના જેવું હું તે આપી ના શકું. ક્ષત્રીના ધર્મથી હું અજાણ છું. "

" એ ધર્મનું શિક્ષણ ભાઈ વિજયસિંહ આપશે."

" હજુર જાતેજ તે પર નજર રાખી, પછીથી યોગ્ય લાગે તેમ કરો તો!"

કુંવર તથા બિરિજચંદ્રના મનમાં એમ હતું કે થોડોઘણો વખત વીતી જશે એટલે રાણાનો વિચાર બદલાશે. 'અણી ચૂક્યો સો વરસ જીવે.' ઇચ્છાશક્તિની નિર્બળતા કોઈ રીતે પોતાના પર જય ન મેળવે તે માટે રાણો કૃતનિશ્ચય હતો. હવે તેને અંતરનો દાહ શમાવવો હતો.

" બિરિજચંદ્રજી, મારો વિચાર ફેરવવા હું રાજી નથી. મારો ગુનોહ જેવો તેવો નથી. પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન, તમારૂં વગર કારણે અપમાન, મારી રાંકડી પ્રજાને વગર વાંકે દેવામાં આવેલું દુઃખ—એ સૌનું બીજું કંઈ પ્રાયશ્ચિત્તજ નથી. કુંવરના રાજ્યાભિષેક વાસ્તે મુહૂર્ત કઢાવો, દેસાઈજીને નોકરી પર પાછા બોલાવો. વિનોદચંદ્ર ક્યાં છે?"

" મારી સાથેજ આવ્યા છે."

આમ વાત થતી હતી એટલામાં વિજયસિંહ આવી પહોંચ્યો ને એમ ખબર આપી કે વિરિંચિલાલને તેના કુટુંબ સાથે વિદાય કર્યો છે.

" સારૂં થયું. એનું નામ મારી આગળ કોઈ લેશો નહીં. એનું શું થયું, એ ક્યાં ગયો, તે જાણવા મારી લેશ પણ ઇચ્છા નથી."

વિજયસિંહે રાણાનો વિચાર જાણ્યો કે તેણે પણ રાણાને સમજાવવા પ્રયત્ન કીધો. રાણો એકનો બે થયો નહીં. વિજયસિંહ તથા બિરિજચંદ્રના હાથમાં કુંવરને શિક્ષણ આપવાનું કામ સોંપાયું. સરદારોની કાઉન્સિલમાં કુંવરના રાજ્યાભિષેકની વાત મૂકવા વિજયસિંહને આજ્ઞા કરી રાણો ચાલતો થયો.

વીરકુમારે પૂછ્યું, " બિરિજચંદ્રજી, રાષ્ટ બાબત શો વિચાર છે? મારો વિચાર વિરિંચિલાલ બાબત કેસ ચલાવવાનો હતો કે જેથી એનું બધું તરકટ બહાર પડે."

" બહાર આવત તો ફાયદો શો થાત? વિરિંચિલાલને કેદમાં જવું પડત, અને રાષ્ટ બાબત સરકારમાં બહુ વાત જાત, તો એની અહીંથી કદાચ બદલી કરવામાં આવત.

"મારે તો શાઇટનું હવે મોં નથી જોવું. એને કોઈ રીતે અહીંથી કાઢી ન શકાય?" કુંવરે પૂછ્યું.

"વખત આવ્યે બધુંએ થશે. એ એની મેળેજ અહીંથી બીજી જગાએ જવાની માંગણી કરશે. તમે જોયાં કરોની."

"તો ભલે. પણ એ લોકોની નફ્ફટાઈને હદ નથી હોતી. સમય જોઈને ગત બદલતાં એમને બહુ સારૂં આવડે છે. શાઇટ બને તેટલો વહેલો જાય એમ ઇચ્છું છું." વીરકુમાર, બિરિજચંદ્ર ને વિજયસિંહ આવી બીજી અનેક વાતો કરી છુટા પડ્યા.

કુંવરના રાજ્યાભિષેકની ધામધૂમ પછી થવા માંડી. રાણાની હયાતીમાં પોતાનીજ ખાસ ઇચ્છાથી પોતાનાજ કુંવરને ગાદીનશીન કરવાનો હોય, ત્યારે ધામધુમમાં બાકી શી હોય? એ ધામધુમ જોવા આવવા વિપિને રંગરાવને લખ્યું.

રંગરાવ આવી ન શક્યો પણ તેનો પત્ર આવ્યો ખરો. એ પત્ર વાંચવા જેવો હતોઃ—

પ્રિય મિત્ર વિપિન,

હું હમેશાં તને અંગ્રેજીમાં લખતો, પણ હવે હું સમજ્યો છું, કે માના ધાવણ સાથે જે વાણી આપણને મળે છે, તેમાંજ ખરૂં હૃદય બહાર નીકળી શકે છે. વળી આપણા દેશના લોકોને સુધારવા હોય, તો તે કામ પણ દેશની ભાષાથીજ થઈ શકશે, પરભાષાથી કદી નહીં થાય. અલબત્ત વીર નર્મદ જેવું મારાથી લખાવાનું નથી, પણ આ બે કારણસર શક્તિ હોય તેવું ગુજરાતીજ હવેથી લખવું એમ મેં નક્કી કર્યું છે.

તારૂં ઇજન મને મળ્યું, પણ દિલગીર છું કે મારાથી એ સ્વીકારાય એમ નથી. પિતાજીની તબીઅત છેક લથડી ગઈ છે. આખા ઘરનો બોજો મારે માથે આવી પડયો છે. વળી નવો બારિસ્ટર બ્રીફ મળે નહીં છતાં પુષ્કળ મહેનત કરે, તોજ આગળ જતાં ઠેકાણે પડે તે તું જાણે છે, એટલે હાલ મારાથી મુંબાઈ છોડાય એમ નથી.

બીજી એક વાત. મેં પ્રાયશ્ચિત્ત કરવાની ન્યાતને હા પાડી છે. તારી તે દિવસની દલીલો પરથી મને સમજ પડી છે, કે ન્યાતને નમાવવા કરતાં

ન્યાતને નમવું, એ વધારે ડહાપણભર્યો રસ્તો છે. સાથેસાથે મારે એકબે બાબત તને સાફસાફ કહી દેવી જોઈએ.

પરદેશગમનની જો તું વિરુદ્ધ નથી, તો હું પાછો ફર્યો ત્યારે ન્યાત મળે ત્યાં જઈ, મારી તરફથી લડવાને તું તૈયાર કેમ ન થયો ? ઉલટું, પેલે રવિવારે મારે ત્યાં આવવાનું મેં તને કહ્યું, ત્યારે ન્યાત ના કહેશે તો નહીં આવું, એમ બોલતાં તને લાજ ન આવી. વળી હિન્દુસ્તાન બહુ જોવા લાયક હોય, તેથી હિન્દુસ્તાન જોવું જોઈએ એટલુંજ સાબિત થાય છે, વિલાયત ન જવું, અથવા હિન્દુસ્તાન પહેલું જોવું ને પછી વિલાયત જોવું, એવું કંઈ સાબિત થતું નથી. આનો તારી પાસ શો જવાબ છે ? ટુંકામાં, પરદેશગમન કરવામા કશું પાપ નથી, એ મતને હજુ હું વળગી રહું છું.

બીજું, તું એમ ધારતો હોય કે તું જૂના વિચારનો છે, તો તે ગંભીર ભૂલ છે. શિશિરના પ્રેમમાં તું પડયો છે એ તેં મને કહ્યું નથી, પણ મને એની ખબર પડી છે. એમ પ્રેમમાં પડીને પ્રેમપાત્ર સાથે લગ્ન કરવાનો રિવાજ ચાલુ થાય, તો પરદેશગમનથી થાય તેના કરતાં એક લાખગણા વધારે ફેરફાર આપણા સમાજમાં થઈ જાય, તેનો તને ખ્યાલ છે? તું પણ જરા તારી જાતને જોતાં શિખ. હું સુધારક ને તું સંરક્ષક, એમ નથી. આપણે બેઉ આજ જમાનાનાં બાળક છીએ.

'ધર્મવિચાર' હું ધ્યાનપૂર્વક બે વાર વાંચી ગયો. ગુજરાતે હિન્દને દયાનન્દજ આપ્યો છે એમ હું અત્યાર સુધી ધારતો હતો, પરંતુ મને એમ થાય છે કે નર્મદ સુદ્ધાં જુદા પ્રકારનો પણ એવોજ મહાપુરુષ છે. એની કદર આપણે કદાચ નહીં કરીએ, પણ ભવિષ્યની પ્રજા અવસ્ય કરશે.

લિ. રંગરાવનાં સ્નેહચિન્તન

આ પત્ર વિપિને ફરીફરીને વાંચ્યો. એની આત્મશ્રદ્ધા શિથિલ થઈ ગઈ. પરદેશગમન ન કરીએ તો ચાલે, પણ શિશિર વગર કંઈ ચાલે, એમ એને વિચાર આવ્યો ! માણસ ખરેખરૂં આત્મનિરીક્ષણ કરે છે ત્યારે મન અણકલ્પી વાતો હૃદયને સંભળાવવા માંડે છે. વિપિનને એ અનુભવ થયો.

---

# પ્રકરણ ૩૨

## શું કરવું?

ઉગ્યો ભાનુ જાપાનમાં, અરુણોદય ચીનમાંહ્ય,
રાત પાછલી આપણી, મંગળ ગીત ગવાય.

બિરિજચંદ્રના કુટુમ્બ સાથે સંબન્ધ હોવાથી, મિત્રમન ને વિપિન બેઉના પરિચયમાં વીરકુમાર આવ્યો હતો. વિપિનના મોહક વ્યક્તિત્વથી તે આકર્ષાયો હતો. વિપિને એના શિક્ષક થવાની ના કહી, તે એને ગમેલું નહીં. તેને બદલે વિરિંચિલાલ શિક્ષક બન્યો એ તો એને ત્રાસજનક થઈ પડયું.

રાજ્યાસન પર બેઠા પછી, શું કરવું એ મુંઝવણ વીરકુમારને થવા લાગી. દુનિયાભરમાં રાજ્યક્રાંતિઓ થઈ રહી છે, પ્રજાસત્તા વધતી જાય છે ત્યારે હિન્દ હવે જગતથી અટુલું રહી નમાલું બની જાય, એ અનિષ્ટ તેમ અસહ્ય છે, એટલી પ્રતીતિ તો વીરકુમારને થઈ ગઈ હતી. વિપિનને શિક્ષક તરીકે રાખવાનો વિચાર એને પાછો સ્ફુરી આવ્યો. બિરિજચંદ્રને એણે વિપિનને પોતાની પાસે મોકલવા કહ્યું.

બિરિજચંદ્રને આ સંદેશ વિપિનને કહેતાં ખરેખરો આનન્દ થયો. એકના એક મિત્રનો પ્રિય પુત્ર ઠેકાણે પડશે એ વિચાર તેને ગોઠી ગયો. મિત્રમન બેઠો હતો ત્યાં લઈ જઈ તેણે વિપિનને કહ્યું. " વિપિનભાઈ, હું તમને તેડાવવાનોજ હતો. નવા રાણાએ તમને કાલે સવારે આઠ વાગ્યે મહેલમાં બોલાવ્યા છે. તમે શું કરવા ધારો છો તે હું જાણુતો નથી, પણ એક કહેવત કહું? ' લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા ન જવું.' તમે કાશી ગયા, પછી પણ કુંવરે બેચાર વાર તમારી ખબર પૂછી હતી. મિત્રમન, તું તો મોટા માણસોથી દૂરજ રહે છે, ખરૂં કેની?"

" પિતાજી, વગર બોલાવ્યે મોટા માણસો પાસે જવામાં સ્વમાન નથી સચવાતું. જાણે એમનો અમૂલ્ય વખત આપણે છીનવી લીધો હોય, એવું કડવું મોં કરી, આપણને ટુંકેથી પતાવી દેવામાંજ એમની મહત્તા સમાતી હોય, એમ ઘણાખરા માને છે. વીરકુમાર જેવા સાલસ બધા નથી હોતા."

બીજે દિવસે સવારે આઠને ટકોરે, વિપિન રાણા વીરકુમાર આગળ ખડો થઈ ગયો. રાણાએ તેને આવકાર આપ્યો. "આવો વિપિનભાઈ, હું તમારીજ વાટ જોતો હતો. તમે પરદેશી માસ્તરને ખસેડવાના કાર્યમાં મને આવી અમુલ્ય મદદ આપશો, એમ મેં નહીં કલ્પેલું. રાજ્યાભિષેકની ધમાલમાં મને ફુરસદ નહોતી, તેથી બધું પતે પછી તમને નિરાંતે બોલાવવા ધારેલું, તે વિચાર છેક આજે અમલમાં આવ્યો. નૂતનપુર કરતાં મુંબઈમાં રહેનારને હિન્દની સઘળી ચળવળોની વધારે સારી માહિતી રહે છે, તેથી એ વિશે ચર્ચા કરવા તમને તકલીફ આપી છે."

"મહારાજ, આપ બોલાવો એને તકલીફ નહીં પણ માન લેખું છું."

"ભારતની મહાસભાના શા સમાચાર છે?" રાણાએ પૂછ્યું.

"એમાં ભંગાણ પડયું એ તો આપે વાંચ્યું હશે."

"હા. વાંચીને ખેદ થયો. આ સ્થિતિ ક્યારે સુધરશે?"

"મહારાજ, જ્યાં ભલભલા ગુલાંટ ખાઈ જાય ત્યાં મારા અભિપ્રાય શા કામના?" વિપિનના વચનમાં રંગરાવના પત્રની અસર સ્પષ્ટ જણાતી હતી. "છતાં કહું? સુરત કૉંગ્રેસમાં હું હાજર હતો. બે પક્ષો લડ્યા ને આખરે પ્રમુખ ડૉ. રાશબિહારી ઘોષે ઘંટ વગાડ્યો, ત્યારે મને તો ભારતમાતા પોતાની દુર્દશાનો ઘંટનાદ ભૂમંડળને સંભળાવી રહી હોય, એવું લાગ્યું હતું."

"વાહ! તમે પણ અસરકારક શૈલીમાં વાત કરો છો."

વિપિને આગળ ચલાવ્યું. "આટલી મહાસભા હતી, તો પ્રજામતનો પડઘો દરિયાપાર સંભળાતો. કેટલાક એને 'ચાર દિવસનું ચાંદરણું' કહી વગોવે છે. પણ મારો નમ્ર મત એમ છે, કે બારે માસ અંધારૂં હોય તેના કરતાં ચાર દિવસ પણ ચાંદરણું થાય તે સારૂં."

"ભાષણો કર્યાથી રાષ્ટ્રનાં ભાવી ફરશે ખરાં?" રાણાએ પૂછ્યું.

"ક્લિઓન ને ડિમૉસ્થિનિસનાં ભાષણોથી એથેન્સનું ભાવી ફરી ગયું હતું, તે કેમ ભૂલી જાઓ છો? ભાષણો એ સાધ્ય નથી, પણ અગત્યનું સાધન છે. પંદર વરસ કેળવણી લીધા છતાં જે નૈતિક દોષો ન જાય, તે એક લાંબું ભાષણ, ગમે તેવું સુંદર હોય તોયે, અડધા કલાકમાં નજ કાઢી શકે. પણ તેથી ભાષણોની અસર નથી થતી એમ કંઈ કહેવાય? વાણીની

પ્રેરણાશક્તિ અદ્દભુત છે. પેગમ્બરો ને મહાત્માઓ ભાષણો કરીનેજ જન-હૃદયને પલટો આપી શક્યા છે. આ કારણસર, દેશનેતાઓ જ્યારે મહાસભા જેવી સંસ્થામાં, પોતાના ભાષણોમાં આપણા ધ્યેય પરત્વે મતભેદ બતાવે છે, ત્યારે મને દુઃખ થાય છે. '

"આપણા મતભેદોનો શું કદી અંત નહીં આવે ?"

"બધા મતભેદોનો અંત આણવાની જરૂર નથી. મતભેદ એ તો પ્રજાના ચેતનનું ચિહ્ન છે. પણ તે ધ્યેય પરત્વે ન જોઈએ, સાધન પરત્વે હોય તો હરકત નથી."

"સમજ્યો. પણ ભારતનું ધ્યેય તો સ્વરાજ્યજ કેની ?"

'ના મહારાજ. સ્વરાજ્ય પણ માત્ર અધકાલીન ધ્યેય છે. આપણું અંતિમ ધ્યેય તો એજ છે, કે ભારત સર્વદેશીય વિકાસ સાધી ભૂમંડળમાં પાછું શ્રેષ્ઠ સ્થાન મેળવે."

"તમે તો અનંત પ્રવૃત્તિમાં પડવાની વાત કરો છો."

"મહાન શંકરાચાર્યે કહ્યું છે કે ધર્મ બે પ્રકારનો છે–પ્રવૃત્તિલક્ષણ ને નિવૃત્તિલક્ષણ. નિવૃત્તિલક્ષણ ધર્મ હવે આપણને બોજે એમ નથી. બીજી પ્રજાઓ જ્ઞાન અને વિજ્ઞાન તેમજ સાહિત્ય અને કળામાં આગળ વધી જાય છે, ત્યારે આપણે આપણા પ્રાચીન ગૌરવની બડાશ મારી, એક તસુએ આગળ વધતા નથી."

"આનું કારણ શું ?" રાણે વિપિનને એકચિત્તે સાંભળતો હતો.

"કારણ હાલની કેળવણી. પરદેશી રાજ્યને લીધે ધાર્મિક શિક્ષણ શાળાઓમાં અપાતું નથી, તેથી પ્રજાનું હૃદય દુર્બળ બની ગયું છે ને આત્મા રુંધાઈ ગયો છે. પાશ્ચાત્ય શિક્ષણે વ્યક્તિસ્વાતંત્ર્યના પાઠ પઢાવ્યા છે, તેના અધકચરા ખ્યાલોને પરિણામે, આપણી સહકારી ભાવનાઓ ભયમાં આવી પડી છે, ને રાષ્ટ્રસ્વાતંત્ર્યની ભાવના ખીલતી અટકી જાય છે."

"હાલની કેળવણીની પદ્ધતિ, એ અનેક વિદ્વાનોના ચિન્તનનું અને અનુભવનું ફળ છે, એમાં તમે શા ફેરફાર કરવા ધારો છો."

' હું શિક્ષણશાસ્ત્રી નથી, એટલે હાલના શિક્ષણનો રોગ પારખવાનો દાવો હું કરતો નથી. તેમ રોગ પારખ્યો તેનો અર્થ એમ નથી, કે એ રોગનું ઔષધ પણ જડયું, એ મારે સ્પષ્ટ કરવું જોઈએ."

" ખરૂં, તોપણ હાલની કેળવણીનો રોગ તમારે મતે શો છે ? "

" એજ, કે એ મુક્તિ અપાવે એવી નથી. **सा विद्या या वि[illegible]क्तये ।** "

" તમે શાળાઓમાં ધર્મનું શિક્ષણ આપવાની હિમાયત કરો છો, પણ આપણા અનેકધર્મી ભારતમાં કયા ધર્મનું શિક્ષણ આપવું ? "

" હિંદમાં જેટલી ભાષાઓ છે તેટલા ધર્મ નથી, છતાં માતૃભાષામાં શિક્ષણ આપવાની સૂચના થાય છે, ત્યારે આવા વાંધા નીકળતા નથી. એક નિશાળમાં સંસ્કૃત ને ફારસી બે શિખવી શકાય છે કેની ? તેમ હિન્દુ ને ઈસ્લામ બઉ શિખવવાની ગોઠવણ ન થઇ શકે ? હિન્દના મુખ્ય ધર્મો તો એ બેજ કેની ? પણ શાસ્ત્રીઓ અને મોલવીઓને પગાર આપવા આ કલિયુગમાં કોઈને ગમતા નથી. "

" જાપાનમાં ધર્મનું શિક્ષણ અપાતું નથી, છતાં ત્યાંની પ્રજામાં નવું ચેતન ક્યાંથી આવ્યું ? "

" ત્યાં પણ નીતિનું શિક્ષણ ફરજીઆત છે. મને તો ઘણી વાર એમ થાય છે કે આ ચર્ચાસ્પદ પ્રશ્નનો નિકાલ કરતાં જમાનાઓ વહી જશે, તેના કરતાં દરેક શાળામાં **राष्ट्रदेवो भव ।** એ ઉલ્લેખ કોતરાવીને, હાલ તો હિન્દના દરેક બાળકને રાષ્ટ્રધર્મ શિખવવો. "

" એ નામનો કોઈ ધર્મ નથી. ધર્મ શબ્દ વાપર્યાથી તે ધર્મ નથી બની જતો. જેનું અસ્તિત્વ નથી, તે શિખવાય કેવી રીતે ? "

વિપિન ગુંચવાયો. રાણો આવો તર્કશાસ્ત્રી હશે એમ તેણે ધારેલું નહીં. " મહારાજ, આપ કહો છો તે ખરૂં છે. પણ મેં ધર્મને ફરજના સાદા અર્થમાંજ વાપર્યો હતો. સર્વ ધર્મનાં બાળકોને ગ્રાહ્ય હોય એવા સર્વમાન્ય નીતિના પાઠો શિખવીએ, અને દેશ પ્રત્યેની ફરજને પ્રથમ સ્થાન આપીએ તો હાલની સ્થિતિમાં કંઈક ફેર પડે ખરો. બધા ધર્મોના મૂળમાં કેટલાક સામાન્ય સિદ્ધાંતો હોય છે, તેટલાજ શિખવાય તો વાંધા નહીં ઊડે. "

" આ તો થિયોસોફી ! " કુંવરે હસીને કહ્યું.

" ભલે. શબ્દોથી હું ગભરાતો નથી. અધર્મી થવા કરતાં થિયોસોફિસ્ટ થવું હજાર દરજ્જે સારૂં છે. પ્રાથમિક શાળાઓમાં તો નીતિશિક્ષણજ આપી શકાય. તે ધર્મમૂલક હોય તો વધારે સારૂં, એટલુંજ મારૂં મંતવ્ય છે.

ધર્મના વિશિષ્ટ સિદ્ધાંતો કંઈ બાળકોને સમજ પડે ? દેશી રાજાઓ પોતાના રાજ્યમાં આવો કોઇક ક્રમ સહેલાઇથી દાખલ કરી શકે, એમ ધારૂં છું."

"અમારી દશા તમારા કરતાં બૂરી છે, તે તમારે કદી ન ભૂલવું. યુનિવર્સિટી મુંબાઇમાં હોય એટલે અમારે તેનાં ધોરણોજ સ્વીકારવાં પડે છે. દેશી રાજાઓ મળી એક વિદ્યાપીઠ કાઢે એટલો સંપ અમારામાં હોત, તો પરદેશીઓ હિન્દના માલિક થઈ ન પડત. અમારામાંના કેટલાકને ઘોડા દોડાવવા ગમે છે, કેટલાકને ચામડાના ગોળા ગબડાવવા ગમે છે, ને કેટલાકને પરદેશ જઈ પૈસાનું પાણી ને લગ્નના શંભુમેળા કરવા ગમે છે."

"મહારાજ, આપ કહો છો તે હું આપને કહી ન શકત ! પણ સમસ્ત હિન્દ દેશી રાજાઓના બિનજોખમદાર વર્તનથી અસંતુષ્ટ છે. પરદેશી કરતાં દેશી ગમે તેવા હોય પણ સારા, એમ કરી સૌ મૂગા રહે છે. બાકી જ્યારે દેશી રાજ્યોની પ્રજા બોલવા માંડશે, ત્યારે રાજાઓને બહેરા થવું નહીં પરવડે. કુસંપ તો સારા ભારતનું મૂળ દૂષણ છે. પંચો ટકી રહી છે પણ પંચના ન્યાય પ્રજાને પચતા નથી. હાયકોર્ટમાં જઈ પૈસાની હોળી કરે છે પણ તેની હાય નથી લાગતી. હવે રજા છે ? મને સમયનું ભાન ન રહ્યું."

"વિપિનભાઈ, મને પણ સમયનું ભાન ન રહ્યું, એ તમારી ખૂબી છે. એટલાજ માટે હું તમને મારા શિક્ષક તરીકે નીમવાને ઇંતેજાર છું. તમારી સ્વતંત્રતાને આઘાત નહીં પહોંચવા દઉં. વિચાર કરી, વડિલોને પૂછી, મને આજકાલમાં જવાબ દેશો."

"આપનો ઉપકાર માનું છું. મારે શું કરવું, તેનાજ મને હાલ અહોનિશ વિચાર આવે છે. આપને બને તેટલો વહેલો જવાબ આપીશ."

આમ કહી વિપિન રાજમહેલમાંથી ઉતર્યો, ને તેની સાથે સ્પર્ધા કરે એવા મહેલો હવામાં બાંધતો ઘેર આવ્યો. બીજા કોઈની સૂચના હોત તો ફુરસદે વિચાર કરત, પણ રાણાની સૂચનાનો તાકીદે ઉત્તર આપવોજ જોઈએ, એમ એને થયું. હિંચકે જરા બેઠો ને ટપાલ આવી. આનન્દશંકરે લાંબે વખતે એના પત્રનો જવાબ આપ્યો હતો. એટલામાં ગંભીર આવ્યો.

"આવ ગંભીર, તારોજ વિચાર કરતો–અરે બોલતાં ભૂલ્યો, તનેજ યાદ કરતો હતો."

"કેમ શું છે ?" ગંભીરે પૂછ્યું.

"આનન્દશંકરનો પેલી બાબતમાં જવાબ આવી ગયો છે. લે વાંચ."

બહુ દિવસે આવ્યો, એમ બોલી ગંભીરે વાંચવા માંડ્યું:—

પરમસ્નેહી ભાઈ,

તમારો પત્ર વખતસર મળ્યો હતો. જવાબ લખતાં મોડું થયું તે દરગુજર કરશો. મુંબાઈમાં મોંઢામોંઢ વાત કરવાનું મેં પહેલાં ધારેલું, પણ વેલાયતીની ધમાલમાં આપણે એકલા મળી ન શક્યા. તે દિવસે તમે શીઘ્ર ભાષણ સરસ કરેલું તેની મુબારકબાદી આપવી પણ રહી ગઈ.

કેળવણી ખાતામાં જોડાવું કે નહીં એ વિષે મારો અભિપ્રાય પૂછાવો છો તે ઠીક છે, પણ મેં એ ખાતાથી કંટાળીને રાજીનામું આપ્યું છે, તે તમે કદાચ નહીં જાણતા હો. મારા ખાતાનો મને જેવો અનુભવ થયો છે તેવો તમને થયો હોય, તો તમે પણ મારોજ રસ્તો પસંદ કરો.

શિક્ષકનો ધંધો ઉમદા અને નિર્દોષ છે એમ ધારી હું કેળવણીખાતામાં જોડાયલો. પગાર પ્રમાણમાં ઓછો હતો પણ મને તેથી સંતોષ હતો. શિક્ષક જન્મથી ગમે તે જ્ઞાતિનો હોય, પણ ગુણ અને કર્મથી તે બ્રાહ્મણ હોવો જોઈએ. મારા શિક્ષકબન્ધુઓમાં ઘણા મને વૃત્તિથી બ્રાહ્મણ લાગ્યા. કેટલાક તો શક્તિથી પણ બ્રાહ્મણ હતા. તેઓ મારા મિત્ર બન્યા. વિદ્યાર્થીઓ મારા શિક્ષણથી સંતુષ્ટ હતા, એટલે શરૂઆતમાં તો મારૂં ગાડું ઠીક ચાલ્યું.

પણ કર્ઝનની સરકારે કેળવણીની નવી 'નીતિ' (કે અનીતિ!) દાખલ કરી, ત્યારથી મારી હાડમારીની ખરી શરૂઆત થઈ. ખાતાના અસંખ્ય ઝીણાઝીણા નિયમોથી મારો વખત ઘેર પણ બરબાદ જવા માંડ્યો. ગમે તે વિષય ગમે તે શિક્ષકને શિખવવોજ પડે, એ નિયમ મને બહુ વિચિત્ર લાગ્યો. એનાં કારણો શાં હશે ? બદલી કરવાની ઉપરીઓને ફાવટ આવે, એ કંઈ કારણ છે ? પણ એવીએવી બાબતો જવા દઉં છું.

સૌથી વધારે કંટાળો તો મને 'ઇન્સ્પેકશન' પર આવતો. ઇન્સ્પેકટર સાહેબ આવ્યા અને અડધા કલાકમાં છોકરાઓની, માસ્તરની, હેડમાસ્તરની અને આખી નિશાળની પરીક્ષા લઈ નાંખી! દરેક વિષયમાં ત્રણત્રણ કલાકની લેખી પરીક્ષાથી પણ ખરી પરીક્ષા થઈ શકતી નથી, એમ કહેનાર ઇન્સ્પેકટર

અડધા કલાકમાં આટલી બધી જુદીજુદી જાતની પરીક્ષા શી રીતે લઈ શકે ? ખરેખર ! તપાસ એ એક તમાશો છે. ખરી ભૂલ પકડનાર તો કોઈકજ હોય છે. બાકી બહારની ટાપટીપ વગેરે જોવાઈ, વિદાય થતાં હારગોટા અપાયા અને 'ભિતરકી તો રામ જાણે.'

અંગ્રેજ ઇન્સ્પેકટરનું બોલ્યું પૂરેપૂરું છોકરાઓ સમજે પણ નહીં, પછી બિચારા જવાબ શી રીતે આપે ? શિક્ષકને તો કોઈ પણ રીતે વચ્ચે બોલવાનો અધિકાર નહીં. આપવડાઈ હાંકવામાં એ લોકો હોશયાર હોય છે. એક વાર વર્ગ તપાસતાં સાહેબે હેડમાસ્તરને કહ્યું, કે હું તમારી નિશાળના સારામાં સારા શિક્ષક કરતાં થોડા વખતમાં વધારે સારું શિખવી શકું ! ઘાટ પણ એવો આવ્યો કે એક ગામડાના છોકરાને 'સ્વિટ્ઝરલાન્ડ'નો ઉચ્ચાર કરવા સાહેબે કહ્યું, છોકરો ગમે તેવો ઉચ્ચાર કરતો હતો. સાહેબે પાંચસાત વાર ઉથલાવીને કહ્યું, પણ પત્તો ન લાગ્યો. મિજાજ તો ગયો, પણ કહે કોને ? મારા વર્ગમાં આમ થયું હોત, તો હું જરૂર પૂછત કે એક ઉચ્ચાર પર આમ અડધો કલાક ગાળીએ, તો અભ્યાસક્રમ પૂરો ક્યારે કરીએ ?

સાહેબ પ્રશ્ન પૂછે, તે પણ કેટલીક વાર છોકરાને હંફાવવા ખાતરજ. ગઈ વખત મારી ક્લાસમાં આવી મને પૂછ્યું, કે પહેલો છોકરો કોણ છે ? મેં એક જણને બતાવ્યો. સાહેબે તેને પૂછ્યું, "તમે આ વર્ગમાં છેલ્લા છો, ખરું કેની ?" હું બોલ્યો કે એ પહેલો છે. મારા મનમાં કે સાહેબ 'લાસ્ટ' બોલ્યા ને મેં 'ફર્સ્ટ' સાંભળ્યું કે શું, તેથીજ મેં ખુલાસો કર્યો. સાહેબે વચ્ચે બોલવાના અક્ષમ્ય ગુનાહ બદલ મારાજ વિદ્યાર્થીઓ દેખતાં મને ધમકાવી નાંખ્યો ! હું ખીજવાયો, એટલે મેં પણ બેચાર જડની સાહેબને સંભળાવી દીધી, ને તેજ દિવસે રાજીનામું મોકલી દીધું.

ઇન્સ્પેકટરો આવીને સ્કૂલનો હિસાબ, દફતર, પત્રકો, મકાન વગેરે તપાસે તે ઠીક છે, પણ વર્ગમાં જઈ છોકરાઓ દેખતાં શિક્ષકની ભૂલ કાઢે અથવા તેને ધમકાવે, એ તો અસહ્ય છે. શિક્ષકનું સ્વમાન ને વિદ્યાર્થીઓની ગુરુભક્તિ, બેઉને એથી હાનિ પહોંચે છે. આપણા દેશબન્ધુઓજ હવે તો ઇન્સ્પેકટર થવા જોઈએ. પરદેશીઓનું અહીં કામ નથી.

રાજીનામું આપ્યું તેથી હું રાજી છું. મારી થોડાક વરસની કારકીર્દીમાં શિષ્યોની પ્રીતિ અને શિક્ષકોની મૈત્રી મેં સંપાદન કરી છે, તેનોજ મને

સૌથી વધારે સંતોષ થયો છે. મારા રાજીનામાની વાત જાણી, એક જૂના પ્રતિભાશાળી શિષ્યે મને પત્ર લખ્યો. તેમાંથી ટાંચણ કરૂં છું. આત્મશ્લાઘા છે માટે હસી ન કાઢશો. ઇન્સ્પેકટરોનાં સો ઉત્તમ પ્રમાણપત્રો કરતાં આ એક પત્રથી હું વધારે પ્રસન્ન થયો છું. એ લખે છેઃ–

"આ ખાતામાં રહી તમે અનેક શિષ્યોનાં ભાગ્ય સુધારી શકત. તમારા શિક્ષણથી ઘણાને બાહ્ય તેમજ આંતરિક લાભ થાત. અમે તો તમને કદી નહીં વિસરીએ. તમારા જેવો શિક્ષક મને કોઈ મળ્યો નથી, એમ લખવામાં હું અતિશયોક્તિ કરતો નથી. કૉલેજના અધ્યાપકો તમારા કરતાં વિદ્વાન હોય છે, પણ બાર ને સોળની વચ્ચેની ઉમરના બાળકો પર જે સંસ્કારો તમારા જેવા શિક્ષકો પાડે છે, તેની અસર જીવનભર રહે છે, ને પ્રોફેસરોનાં વિદ્વત્તાભર્યાં ભાષણો ભેજામાંથી ભુંસાઈ જાય છે."

મને ભય છે કે ખાતાંનો ત્રાસ હજુ વધતો જશે. કુમળાશંકરભાઈ અને કેશવલાલભાઈ જેવા શક્તિશાળી શિક્ષકો હવે માધ્યમિક કેળવણી આપવા આવે, એ તો લગભગ અશક્ય લાગે છે. કુશળ હશો. એજ.

લિ. આનન્દશંકરના વન્દેમાતરમ્

ગંભીર વાંચી રહ્યો, એટલે વિપિન બોલ્યોઃ "કેમ વાંચ્યો ? હવે તો એકજ આરો છે. આ કેળવણી ખાતામાં ન જોડાવું, પણ હૈયે હિંમત રાખી, કોઈ સ્વતંત્ર ધંધો ઉપાડી લેવો. રાજા નહીં તો પ્રજા એમાં મદદ કરશે."

"આપણા ઉપરથી ઇતર જાતોનો વિશ્વાસ ઊઠી ગયો છે, તેનું શું ?"

"આપણો પણ તેમાં વાંક છે. વખતસર આપણે નહીં ચેતીએ, તો આપણાજ વાંકે ભારતનું ભૂંડું થશે."

ગંભીરને આ સાલ્યું, અને તેનાથી બોલાઈ ગયુંઃ "જાતિભેદની નવી તકરાર ઊભી કરવાની આ યુક્તિ મજાની છે. અરે ભારત ! તારા જેવી હૈયાફુટાની જાત ક્યાં વસતી હશે ? વિપિન, તું મને કેમ સંભારતો હતે !"

'મારે તને બે બાબત કહેવી છેઃ પિતાજી પાછા કાશી જવા ધારે છે, અને તે પહેલાં મારા વિવાહનું ચોકઠું ગોઠવવા માગે છે. મારો દૃઢ નિશ્ચય છે, કે પરણવું તો શિશિર જોડે નહીંતર જીંદગી કુમારી ગાળવી."

"ઠીક વાવડી ચસ્કી! તમને કોલેજમાં ભણતાં અને ત્યાંથી પસાર થઈ બહાર નીકળતાં પોતાના પ્રેમપાત્રને ગમે તેમ કરીને પરણવું, એ સિવાય બીજો વિચાર આવે છે ખરો ?"

"ગંભીર, તારો આ આક્ષેપ ખરો છે. રંગરાવે મને આબાદ સમજાવ્યું છે કે હું પણ આ જમાનાનુંજ બાળક છું. યુગાત્માની અસરથી અલિપ્ત રહું, એવો હું મહાત્મા નથી. શિશિર જોડે લગ્ન થવું અશક્ય હશે, પણ જીવનભર કુંવારા રહેવું અશક્ય નથી. વળી, આજનો સમય જોતાં ઉચ્ચ વર્ણનાં સ્ત્રીપુરુષો મોડાં પરણે એમાંજ લાભ છે. પોતાનું પુરૂં કરવાનાં ફાંફાં પડે, નોકરીના ઠેકાણાં હોય નહીં, ને કીકો બાપા કહેતો આવે, એમાં સાર નથી. આપણો દૃષ્ટિકોણજ આખો બદલાઈ ગયો છે, ત્યાં સાધનના અભાવે પૂતળું લાવી બેસાડીએ તે કેમ ચાલે ? એના કરતાં કુંવારા રહેવું."

"ઠીક ત્યારે, એક તો તું કુંવારો રહેવાનો પછી ?"

"દુઃખી હિંદનું કોઈ પણ રીતે ભલું કરવામાં જિંદગી ગાળવી."

"કેવી રીતે ?" ગંભીરે શંકાવાદીની ઢબે પૂછ્યું,

"એક મઠ ચલાવવો."

"અને તેનું નામ શિશિરમઠ ! ભગતડાં ભેગાં થશે."

"પહેલું અનુમાન ખરૂં, બીજું ખોટું. મારે ભગતો ભેગા કરવા નથી. 'ગરીબાઈનો કાયદો' જેવો ઈંગ્લાંડમાં છે, તેવો ભારત માટે ઘડાવાની જરૂર છે. સાવ અપંગને બાજુએ રાખીએ તોપણ, ધારીએ તો, ભીખારીઓમાંથી નાનાનાના ચારપાંચ ઉદ્યોગો ભારતમાતાને ચરણે મૂકી શકાય. વ્યક્તિગત સાધુતા ઇષ્ટ ખરી, પણ સમૂહમાં ઢોંગી સાધુતા આવે, એને હું અવનતિનું લક્ષણ સમજું છું. અને આ વેપારી ભાયડા એવા નથી કે તમને ભીખ માગતા જોઈ શરમાય. આખું હિંદુસ્તાન લંગોટી પહેરે, એના જેવો રુડો દિવસ એમને માટે ક્યાંથી ! લંગોટી લેંકેશાયરની હશે, ત્યાંસુધી એમને ફિકર નહીં થાય !"

"વિચાર ઉમદા છે." ગંભીર બોલ્યો, "પણ એવા કાયદો ઘડવાનું કામ ધારાસભાનું છે. તું એકલો શું કરી શકીશ ?"

"રાણાએ પોતાના શિક્ષક તરીકે મને રાખવા આગ્રહ કર્યો છે,: અને તેથીજ આ વિષય મેં તારી આગળ કાઢયો છે. તેમની પાસે બનશે તો ગરીબધર કઢાવીશ. હવે મારે ફેનેલન વાંચવો છે. હાલ આ વાત ગુપ્ત રાખજે, એમ તને કહેવાની તો જરૂર હોયજ નહીં."

આજ સમયે બિરિજચંદ્રના ધરના એક ખૂણામાં જુદીજ ધટના ચાલી રહી હતી. પુત્રને ગમગીન જોઈ, માજીએ પૂછયું: "કેમ ભાઈ, આજે શા વિચારમાં પડી ગયો છે?"

"શિશિરના વિવાહનું શું કરવું તેના."

"એ તો આપણે જખ મારી બેઠાં કેની? હું મુંબાઈ હતી તે વેળા જોશીને બોલાવ્યા હતા. આ સાલ બેત્રણ સારાં મુહૂર્ત આવે છે. પછી બે વર્ષ સુધી શિશિર માટે મુહૂર્ત જોઈએ એવું નથી. બાકી મોજીલાલ વિષે તો જે વાત આપણે કાને આવી હતી, તે અક્ષરેઅક્ષર ખરી છે."

"બા, હોંશમાં આવી જઈ નાનપણમાં વિવાહ કરી નાંખ્યો, તેનું આ ભયંકર પરિણામ આવ્યું."

"ગુનોહ મારો છે. એની દાદી જોડે મારે બહેનપણાં હતાં, તેથી આપણાં બને બાળકોનો એમને ત્યાં ધાટ ઉતર્યો. હવે શું થાય?"

"છોકરો સારો ઊઠશે એમ ધારીને વિવાહ તો કર્યો હતો કેની? તેમ ના થયું, તો વિવાહ પણ હવે રહે નહીં. એની જોડેથી તોડી, બીજા યોગ્ય પાત્રને શિશિર આપવી."

"ભાઈ, તેઓ શ્રીમંત છે. વગવાળાં છે. ન્યાતમાં તોફાન ઊઠાવશે. આપણી પ્રતિષ્ઠાનો પણ જરા વિચાર કર."

"બા, મોજીલાલ ભલે કરોડાધિપતિનો દીકરો હોય. એને સોબત સારી નથી, જાતે સંસ્કારી નથી. મારે એ ના જોઈએ. થોડા દહાડા ન્યાત રસ કેળવશે. ભલે કેળવે. હું તો મૌન રાખી શકીશ. તમારાથી બને તેટલું તમારે રાખવું. તારા મનમાં કોઈ પણ રીતે શંકા ના રહી જાય, માટેજ મોજીલાલના ચારિત્ર્ય સંબંધમાં તપાસ કરવાનું મેં તને કહેલું. તુંજ જણાવે છે કે સાંભળેલી હકીકત ખરી છે. હું પ્રતિષ્ઠાનો પૂજારી નથી, પ્રેમનો છું, ચારિત્ર્યનો છું. પ્રતિષ્ઠાનોજ વિચાર કર્યો હોત, તો તો રાણાજીની નોકરીમાં

પાછો જોડાત નહીં. નૂતનપુર એ મારૂં વતન, એનાં વતની તે મારાં બન્ધુઓ, તેમનું શ્રેય એ મારો પરમ ધર્મ, એ ભાવનાથીજ રાણા ઉપરનો મારો રોષ ગળી ગયો. પ્રતિષ્ઠા ખાતર છોકરીને કુવામાં નાંખવી? શ્રીમંતાઇ તો આજે છે અને કાલે નથી. તે શ્રીમંત છે માટે હું અંજાઈ જાઉં એમ નથી. બા, આજની ઉછરતી પ્રજાને કોળીઓ ધાન જેવું તેવું મળશે તે ચાલશે, પણ સંસ્કારી જીવન વગર ઘડીભર તે જીવી શકશે નહીં."

"ભાઈ, સમાજ—"

બિરિજચંદ્ર અધવચ બોલી ઊઠયો:—"અરે, હિંદુ સમાજ તો ઘોર નિદ્રામાં પડયો છે. તેને શી પડી છે તારી કે તારા ઘરની? આના કરતાં વિપરીત પ્રસંગો બને છે ત્યાં આંખ આડા કાન કરે છે, એવો એ સમાજ ન્યાતમાંજ પાછો વિવાહ કરશું તે માટે શું કરવાનો હતો? બા, તું કહે છે તેમ કર્યાથી સોસવું મારે વધારે પડશે. તમે જ્ઞાતિજનોનાં ચુંથણાં સાંભળશો. મારે તો નગરની ટીકા સાંખવી પડશે. મોજીલાલ જોડે શિશિર વરે તેનો ભાવી સંસાર તો જરા કલ્પી જો. હું તો એકજ વાત સમજું. આપણે ના કરવા જેવી ભૂલ કરી, નાનપણમાં લાકડે માંકડું વળગાડયું. હોંસ પૂરી થઈ. હવે તેનો ભોગ આપણાં બાળકો? **न भूतो न भविष्यति।** આંગળી સડે તેનો કાપ્યેજ છુટકો. આવો સુધારો કરી, ન્યાતની આંખ શા માટે આપણે ના ઉઘાડવી? લોકલાગણીનો વિચાર કરી, શું શિશિરને જન્મભર દુ:ખમાં નાખવી? ભૂલ કરી, તો હવે તેનું પ્રાયશ્ચિત્ત પણ કરવું. કોઈ શું કહે છે, શી વાત થાય છે, તે જાણવામાં જીવ ના રાખશો."

"મિત્રમનને બોલાવું? જન્માક્ષર આજેજ વિદાય કરી દઈએ. ચંદ્રરાવને આપણે ઓળખીએ છીએ. વિપિન જોડે વિવાહ કરવામાં વાંધો નહીં કાઢે."

"હા. વિપિનજ શિશિરને માટે યોગ્ય પાત્ર છે. મને ઘણી વાર એ વિચાર આવતો. મેં તો વિપિન કાશી જતો હતો, ત્યારે મુદ્રિકાને એમ કહેલું પણ ખરૂં. લે, મિત્રમન પણ આમજ આવતો હોય એમ લાગે છે."

"મિત્રમન, માજીની સંમતિ મળી ગઈ. હવે મોજીલાલના જન્માક્ષર જસ્ટરથી આજેજ પાછા મોકલી દેજે. ચંદ્રરાવને તેડવા કોઈને મોકલ, એને વાત કરી દઉં."

"પિતાજી, બહુ સારૂં થયું. મોજીલાલના એક પણ વર્તનથી હું અજાણ નથી. વિપિનભાઈ જોડે એની સરખામણી શી રીતે થઇ શકે?"

બિરિજચંદ્ર હસી પડયો. "કયાં વિપિન અને કયાં મોજીલાલ? બા, છોકરાંઓને બંડખોર થતાં અટકાવવાં હોય, તો માબાપે કંઈક તેમના રૂખાં થવાની જરૂર છે. મારે એકજ વસ્તુ કરવાની રહી. પછીનો બધો કારભાર તમારે માથે. મિત્રમન, તું શું ધારે છે? વિપિન અને શિશિરને આપણી ધારણા પસંદ પડશે કે નહીં?"

"એ સવાલ શો? એ બે તો કેટલો વખત થયાં, એકબીજાની પાછળ ગાંડાં થઈ ગયાં છે. લો, આ ગંભીર આવ્યો. પૂછો એને."

ગંભીરે આવી બિરિજચંદ્રને પ્રણામ કર્યા. કુબેરપ્રસાદ દેસાઈને નોકરીમાં પાછું જોડાવું ગમ્યું કે નહીં, એવીએવી આડીતેડી વાતો કરી, છેવટે બિરિજચંદ્રે પૂછયુંઃ "ગંભીર, વિપિન અને શિશિરનાં વેવિશાળ કરીએ તો?"

"સભાકાકીનું અનુમાન ખરૂં પડે!" ગંભીરથી ખુશાલીના આવેગમાં બોલાઈ ગયું. "મુરબ્બી, માફ કરજો. હું કંઈક ધૂનમાં હતો. શિશિરને પરણવું અશક્ય હશે પણ આખી જીંદગી કુંવારા રહેવું અશક્ય નથી, એવું વિપિન હમણાંજ બોલ્યો, તે વાક્યના ભણકારા હજુ મારા કાનમાં વાગે છે."

એટલામાં ચંદ્રરાવ આવી પહોંચ્યો. બિરિજચંદ્રે શિશિરવિપિનના વિવાહ કરવાની વાત છેડી, કે એનું મોં ફસાઈ ગયું. એ હૃદયપૂર્વક સંમતિ દર્શાવી ન શકયો. "રસિકા આજે હોત–" એટલું બોલ્યો, ને તેની આંખમાં પાણી ભરાઈ ગયાં. માજી ઊઠીને એનો વાંસો પંપાળવા લાગ્યાં.

વિપિનને ખુશખબર કહેવા મિત્રમન નીકળી પડયો. ગંભીરને પોતાની સાથે આવવાનું એણે કહ્યું, પણ તે બોલ્યોઃ "હું તો સભાકાકીને ત્યાં જાઉં છું. એમને કોણ વધાઈ આપશે?"

મિત્રમને એમ કરવાની એને ના કહી, પણ શું કરવું તે વિષે હમેશ ગુંચવાતો ગંભીર કેટલાક અવસરમાં જરા પણ ગુંચવાતો નહીં, ને પોતાના નિર્ણયને તાબડતોબ અમલમાં મૂકી દેતો. ગબરડી મૂકીને એ સભાકાકીને ઘેર "વગોણા ગેઝીટ"માં છાપવાની ખબર આપવા પહોંચી ગયો!

સભાકાકી અને વાતચતુર ખાસાં એટલોજ બેઠાં હતાં. ચંપક હજુ આવી નહોતી. કુદરતેજ આમ અનુકૂળતા કરી આપી, તેથી ખુશ થતોથતો એ ઓટલા આગળ આવીને ઊભો.

"ઓહો ! ભાઈ તું કંઈ આજે નવરો પડયો ? કાકીને કોઈ દિવસ પણ યાદ કરે છે ? હું તો રોજ તારી ખબર આ તારી કાકીને પૂછું છું."

ગંભીર દ્વિઅર્થી બોલવામાં એકકો હતો. "કાકી ! મારી ખબર તમે રાખોસ્તો. દુનિયાની ફિકર રાખવાનો તમારો તો સ્વભાવજ છે કેની ?"

"બેસ તો ખરો. ઊભાંઊભાં કંઈ વાત થાય ? ક્યાં જતો હતો ?"

"વિપિનને ઘેર."

"એ તો રોજનો છે. એક દિવસ ન જાય તો ન ચાલે ?"

"ના. આજે ન જાઉં, તો મારા વધાઈના પેંડા જાય."

ગંભીરના સ્વભાવથી વાતચતુર પૂરેપૂરી વાકેફ હતી, એટલે તે અત્યારે વાક્‌ચાતુર્ય બતાવવાને બદલે મૂગીમૂગી સાંભળ્યાં કરતી હતી.

"શેના પેંડા ? વિપિન પાસ થયો ? શેમાં પાસ થયો ?"

"ના ના, ભણવાનું તો એણે ક્યારનું મૂકી દીધું છે."

"હાસ્તો, એ ક્યાંથી ભણે ? એના બાપની પાસ હવે છે શું ? મેં તો સાંભળ્યું છે કે કાશીમાં સાધુ થઈ એ ભીખ માગીને પેટ ભરતો હતો ! હશે, હું તો એવી પંચાત કરતીજ નથી. પણ શેના પેંડા ? વિપિન પાસ નથી થયો ત્યારે તો કોઇ નોકરી મળી હશે. સારૂં ભાઈ, સારૂં. આ મારા રતનલાલે કેટલી અરજીઓ કરી, પણ દિવાનસાહેબ તો મોટા માણસ પડયા એટલે અમ ગરીબનું કંઈ સાંભળે ? રતનલાલને કહ્યું કે તું ભણ્યો નથી. શું મોં લઈને એ બોલતો હશે ? એના દીકરાએ ભણવામાં શી ધાડ મારી છે ? હજુ તેને ઠેકાણે પડાતો નથી. વિપિન તો એને ત્યાં પડાવ નાંખે છે, એટલે એ બલાથી છુટવાને નોકરી અપાવી હશે. કેમ ગંભીર બોલતો નથી ?"

ગંભીરને ક્યારનું એમજ લાગતું હતું કે સભાકાકીની જીભને મરડો થયો છે ! મોં મલકાવી એણે કહ્યું, "કાકી, તમે મને બોલવા ક્યાં દો છો ? વિપિનને રાણો નોકરી સામી આપે છે, પણ એને નોકરી કરવી નથી."

"નફિકરા સાંઢની માફક પછી ફરાય નહીં તો! પણ કહે તો ખરો, શેની વધાઈ માંગવા જતો હતો?"

"વિપિનનો શિશિર સાથે વિવાહ થયો."

"હું તો અસલથી કહેતીજ હતી, કે 'બાપ તેવા બેટા.' પૂછ તારી કાકીને. ચંદ્રરાવ પણ ન પરણવાનો ઢોંગ કરી પછી લપસી પડયો હતો."

એટલામાં ચંપક આવી. તેને ખુશ કરવા સભાકાકીએ કડાકો કીધો:

"પણ આ તો ગજબ કહેવાય. આટલાંઆટલાં વરસોનો સંબન્ધ તે આમ તોડાતો હશે? મારા જેવીએ આવું કર્યું હોય, તો ન્યાત ટુંપી ખાય. શું કરૂં? બૈરી છું, બાકી ન્યાત મેળવીને એને હમણાં ન્યાતબહાર મૂકાવું. એની મારે શી પરવા છે? દિવાન એના ઘરનો—"

"કાકી, શું થયું?" ચંપકે અધવચ વાક્ય અટકાવ્યું.

"મેં તને નહોતું કહ્યું, કે આ દિવાને મને રડાવી અને તમને પણ એ ફસાવશે? તે ખરૂં પડયું. તારા મોજીલાલનો વિવાહ ટળ્યો. બહેન, મુત્સદ્દી કોઈના થયા છે કે તમારા થાય?"

ચંપકને ભાઈનું લાગી આવ્યું. "મારા ભાઈમાં એણે શી ખોડ દીઠી? કાણો છે, બહેરો છે, લૂલો છે, લંગડો છે, બાંગો છે, ટાંટો છે, કાનકટ્ટો છે, તોતડો છે, મૂગો છે, વરવો છે, છે શું? ગરીબ છે? બાર શિશિરને સોનાથી તોળે એટલો પૈસો એને ભાગે આવશે. એવો વર બીજો ક્યાંથી લાવશે?"

"લાવશે શું? વિપિન સાથે વિવાહ થઈ પણ ગયો." સભાકાકી બોલ્યાં.

"ઓહો! શેઠનો છોકરો છોડી આખરે ગુમાસ્તાનો છોકરો જડયો? આ તે દિવાન કે દિવાનો? ક્યાં મારો મોજીલાલ ને ક્યાં વિપિન!"

"ખરી વાત છે ચંપક," ગંભીર પાછો દ્વિઅર્થી વાક્ય બોલ્યો, "ક્યાં વિપિન ને ક્યાં મોજીલાલ? દિવાનસાહેબે પણ એ શબ્દ બોલીનેજ આ પગલું લીધું હતું!"

પોતાના વાક્યમાંથી ઉલટોજ ધ્વનિ આમ અણધાર્યો નીકળ્યો, તે જોઈ ચંપક વીલી પડી ગઈ, સભાકાકી તથા વાતચતુર મલકાયાં, અને ગંભીર ચાલતો થયો.

---

# ઉપસંહાર

**यदिदं हृदयं तव तदस्तु हृदयं मम।**
**यदिदं हृदयं मम तदस्तु हृदयं तव॥***

ચંપકે પ્રફુલ્લશેઠાણીને વળતી ટપાલે આ સમાચાર પહોંચાડી દીધા. શેઠાણીએ ગપ માની એ વાત કોઈને કહી નહીં. કઈ માતા પોતાના પુત્રના દોષો જોઈ શકે છે? બીજે દિવસે રજિસ્ટરથી જન્માક્ષર પાછા આવ્યા. શેઠાણી મુંઝાઈ ગયાં. દૈવે એમને દુઃખ દેવું શરૂ કરી દીધું હતું.

હુકૂમતરાય થોડો સમય થયાં ગુજરી ગયા હતા. શેઠાણી થયું કે શેઠ હોત તો આવું અપમાન ખમવાનો પ્રસંગ ન આવત શેઠ હતા ત્યારે એને તેમની કીંમત નહોતી. આખરે, બિરિજચંદ્ર પર બદનક્ષીનો દાવો મંડાય કે નહીં, તે પૂછવાને પોતાના બારિસ્ટર પુત્રના ઓરડામાં એ આવ્યાં.

રંગરાવને ગુજરાતી સાહિત્યનો નવો શોખ હમણાં લાગ્યો હતો. ગુજરાતી શબ્દકોષ બહુ મોટો છે એમ તાજેતરમાંજ જાણ્યું હોવાથી, પ્રાસ મેળવીને લખવામાં ને બોલવામાં તેને બહુ મઝા આવતી. શેઠાણી આવ્યાં ત્યારે પોતે 'સરસ્વતીચંદ્ર' લઈને બેઠા હતા. લેખક તરીકે નર્મદ કરતાં ગોવર્ધનરામ મોટા છે, પણ માણસ તરીકે ગોવર્ધનરામ કરતાં નર્મદ ઘણો મોટો છે, એવીએવી નવી શોધો પોતે કરી રહ્યા હતા, તેમાં શેઠાણીએ આવીને ખલલ પાડી.

"બેટા રંગરાવ, જાણ્યું? માજીએ મોજીલાલના જન્માક્ષર પાછા મોકલ્યા. આટલે વરસે આપણું નાક કાપ્યું તેથી આખી ન્યાત નારાજ થઈ છે. એ લોકો પર અપમાન કર્યાની ફરિયાદ ન માંડી શકાય?"

"બદનક્ષીનો દાવો?" રંગરાવે ચોપડીમાંથી મોં બહાર કાઢી કહ્યું. "નાજી! જે થયું તેમાં હું રાજી છું. તારો મોજી તો પાજી છે. હું પુંજી વગરનો મુજી હોઉં તોપણ આમજ કરૂં,-તો માજી એમ કાં ન કરે?"

---

*આ જે તારૂં હૃદય છે તે મારૂં થઈ જાઓ, ને આ મારૂં હૃદય છે તે તારૂં થઈ જાઓ.

આ જવાબ સાંભળી શેઠાણી એકદમ ચાલ્યાં ગયાં. રંગરાવ પર તે એટલાં બધાં ચીઢવાઈ ગયાં કે શેઠના વિલને અમલમાં મૂકવાની તેણે જીદ કરી ને મિલ્કતના ભાગ પડાવી નાખ્યા. પોતે મોજીલાલ સાથે રહ્યાં. રંગરાવ તો આથી સુખી થઈ ગયો.

જસમીન જાતથી કજાત નહોતી. કુસંગથી તે કમજાત બની હતી. બિહારી સાથે પકડાઈ ગઈ, તે દિવસે તેના જીવનને પલટો આપી દીધો હતો. હવે તે રંગરાવમય બની ગઈ હતી. શિરીનને તે કદી મળતી નહીં.

મોજીલાલ તો મોજી લાલાજ રહ્યા. શિશિરની બલા છુટી તો હવે કોઈ વસંતીને શોધી કાઢશું, એમ તેણે દિલાસો લીધો. યૌવનરૂપી વસંતમાં ચારિત્ર્યની હોળી સળગાવનાર વસન્તીઓ મુંબાઈમાં ક્યાં ઓછી હોય છે? પૈસાનો કારભાર પોતાના હાથમાં આવ્યો, એટલે શરતમાં ને સટ્ટામાં પૈસા ગુમાવવાની નવી મોજો તેણે શરૂ કરી.

બિહારી સામે તાળી આપવા હાજર ને હાજર રહેતો. રંગરાવ દૂર થયાથી હવે તે નિર્ભયપણે મોજીલાલને મળતો, ને ચુસાય તેટલું ચુસતો. મોજીલાલમાં કસ નહીં રહે ત્યારે કોઈ બીજો ઉલ્લુ શોધી કાઢવો પડશે, એટલીજ તેને ફિકર હતી.

ચંપકનો સ્વભાવ તો તેજ રહ્યો. સભાકાકીને રોજ મળ્યા વગર તેને ચહેન પડતું નહીં. તેની સ્થિતિ સારી નહોતી, તેથી ચાતુરિકાએ મિત્રમનની સૂચનાથી વીલથી મળેલું પિતૃધન બહેનને આપી દીધું. સાસરામાં ચાતુરિકાને જોઈએ તે કરતાં વધારે પૈસો હતો. સ્વભાવે તે બહુ સંતોષી હતી. મિત્રમને તેને સમજ પાડી, કે મોજીલાલને પરણીને શિશિર સુખી ન થાત. શિશિર પર તેને એટલો ભાવ હતો, કે ભાઈનો વિવાહ ટળ્યો તેથી તેને ખાસ દુઃખ ન થયું.

સભાકાકીને હવે બે વિષય હાથ લાગ્યા હતા—એક શિશિરના નવા વિવાહનો ને બીજો વિપિન રાણાનો શિક્ષક થયો તેનો. વાતચતુર ને નિર્દોષતેજકુબાની આગળ રોજ નવાનવા મુદ્દાઓ રજુ કરી, કહારણુ પેટે તે ઓટલો ગજાવતાં હતાં ને જાત બતાવતાં હતાં!

*  *  *  *

બિરિજચંદ્ર, કુબેરપ્રસાદ અને વિનોદચંદ્ર લગભગ રોજ મળતા ને મસલત ચલાવતા. બેંકને અસલ સ્થિતિ પર લાવી, તેની પહેલાંની સાખ ચાલુ કરવાનું કામ બહુ અઘરૂં હતું. કેટલાક અગત્યના તુમારોનો પત્તો નહોતો. ચંદ્રરાવનો વ્યાપારી અનુભવ તેમને ઘણી વાર આ કાર્યમાં બહુ ઉપયોગી થઈ પડતો.

બિરિજચંદ્રનો દિવાનગીરીનો બોજો હાલ જરા વધ્યો હતો, પણ એ તે ઉત્સાહથી ઊઠાવતો હતો. નવા રાણાની મદદ લઈ, તેણે રાજ્યમાં જે સડો પેઠો હતો તે અજબ કુનેહથી કાઢી નાખ્યો.

રાઇટની વર્તણુકની ખબર ઠેઠ વડી સરકાર સુધી કોઈ ગેબી રીતે પહોંચી ગઈ. બિરિજચંદ્ર પાછો આવ્યો ત્યારથીજ રાઇટના હાંજા ગગડી ગયા હતા. તેણે 'ફરલો' પર જવાની અરજી કરી તે બહાલ રખાઈ. ખાનગી રીતે તેને સખ્ત ઠપકો અપાયો, અને તેને બદલે એક સારા એજન્ટની નૂતનપુરમાં નિમણુક થઈ.

વિરિંચિલાલને વિજયસિંહ વિદાય કરી આવ્યો, ત્યારે રાણાએ કહેલું કે એનું નામ કોઈ મારી આગળ લેશો નહીં. એ ગયો પછી એનું કોઈ નામ લેતું નહોતું. પણ રાઇટ ને વિરિંચિ જેવા પરદેશીઓની નૂતનપુરમાં અપકીર્તિ અમર થઈ ગઈ હતી. કહેવાય છે કે 'કાળ કીર્તિ નવ ખાય.' પણ જાણવા જેવું એ છે, કે કાળ અપકીર્તિને પણ ખાઈ શકતો નથી.

રાણો વીરકુમાર પોતાની જોખમદારી બરાબર સમજતો હતો. રાજ્યાસન પર નવોજ બેઠેલો હોવાથી, પ્રતિષ્ઠા જમાવવાને તે ઘણો શ્રમ વેઠતો, ને પ્રભાતનામ સુજનસિંહજીને પગલે ચાલવા ભગીરથ પ્રયત્ન કરતો.

વિવાહ થયા પછી વિપિન રાણાને પહેલો મળ્યો, ત્યારે તેણે એને હાર્દિક અભિનન્દન આપ્યાં. દિવાનજીની દીકરી દેવી જેવી છે, એમ પણ જુવાન વીરકુમારથી બોલાઈ ગયું. પછી પોતાના શિક્ષણનો ક્રમ બેએ મળી ગોઠવી કાઢ્યો. થોડાક સમય પછી, નૂતનપૂરમાં જ્ઞાન અને વિજ્ઞાનની શાળાઓ સ્થાપવા માટે, હિન્દના શ્રેષ્ઠ શિક્ષણશાસ્ત્રીઓને મળી એક વ્યવહારૂ યોજના ઘડી કાઢવાનું કામ રાણાએ વિપિનને સોંપ્યું. ઝુપડામાં રહેતી

જનતામાં જમાનાઓના દાસત્વથી જે જડતા આવી ગઈ છે, તેમાં અભિનવ ચેતન રેડવા, વિપિને ખૂણામાં પડેલા કથાકારોને બોલાવી, પ્રાચીન આદર્શો નવી પદ્ધતિએ સમાજમાં પસરાવવાનો બોધ આપ્યો. સેવાભાવનાનું સેવન, એજ વિપિનનો આદર્શ હતો, તેથી પરમાર્થી જીવન ગાળવામાં તેને અનેરો આનન્દ આવતો.

રાણાની સાથે પુષ્કળ ચર્ચા કરી, ખાસ કાયદો ઘડાવી, નિર્ધનગૃહની પોતાની પ્રિય યોજના વિપિને મહામહેનતે અમલમાં મૂકાવી. વૃદ્ધ રાણા મનોજકુમારે એ યોજના માટે અણધાર્યો પક્ષપાત બતાવ્યો, તેથી તેનેજ હાથે એ ગૃહનો પાયો નંખાવ્યો. 'મનોજનિર્ધનગૃહ' એવું તેને નામ અપાયું. મનોજકુમારે એના વહીવટમાં પણ રસ લેવા માંડયો, તેથી વિપિનનું કાર્ય ઘણું સરળ બન્યું. દૈવ આ કાર્યમાં હાલ તો સહાય કરે છે, પણ 'દેવી' ક્યારે એમાં સહચરી બનશે, એ પ્રશ્ન તેને વારંવાર થયાં કરતો !

* * * *

" વિપિન અને શિશિરનાં લગ્ન થાય, તે જોવાને માજી તલપાપડ થઈ ગયાં હતાં. આજ વર્ષમાં લગ્ન થઈ શકે એમ છે, પછી બેત્રણ વરસમાં મુહૂર્ત આવતું નથી, એમ જોશીએ કહેલું, તેનો માજીએ લાભ લીધો. બને તેટલાં વહેલાં લગ્ન લેવાની બિરિજચંદ્ર પાસથી સંમતિ મેળવી લીધી. શિશિર પરણે, પછી ઘણા વરસ સુધી ઘેર લગ્ન આવે એમ નહોતું, તેથી વૃદ્ધ હોવા છતાં એમનો ઉત્સાહ માતો નહોતો.

ઘર પર જપ્તી બેઠી, ત્યારે મુદ્રિકાને જબરો આઘાત લાગ્યો હતો. મોજીલાલની અયોગ્યતાની જાણ થઈ તેથી તેની તબીઅત પર અસર થઈ હતી. પ્રભુની કૃપાથી સુખી છેવટ આવશે એમ લાગ્યું, ત્યારે તેનું શરીર કંઈક સુધર્યું. માજીને છોકરીનાં લગ્ન પરત્વે તે હજાર સવાલો પૂછતી. માજી ખોટો વિરાગ બતાવી એને ધમકાવતાં ત્યારે તે હસતી. 'આખેર કન્યા ધન પારકું છે,' એ પ્રસિદ્ધ પંક્તિ તે દહાડામાં દસ વાર બોલતી ખરી, પણ હોંશથી લગ્નની તૈયારી કરી જતી હતી !

* * * *

લગ્નનો દિવસ આવી પહોંચ્યો. બેઉ રાણાઓ એ પ્રસંગે પધારવાના હતા, તેથી બિરિજચંદે દીકરીનાં લગ્ન હતાં છતાં ધામધૂમમાં કશી મણા નહોતી રાખી. સંભાવિત સજ્જનો અને સન્નારીઓ, સેંકડોની સંખ્યામાં દિવાન સાહેબને ઘેર હાજર થયાં.

"મહારાજ, કન્યાદાનના સંકલ્પમાં **न मम** નથી આવતું, ખરૂં કેની ?" એ ગંભીર પણ દયાજનક પ્રશ્ન હસતું મોં રાખી પૂછતોપૂછતો બિરિજચંદ્ર હસ્તમેળાપ કરાવવા પાટલે બેઠો. **मदनफल सावधान** વગેરે પોકારો જોશીએ કર્યા ને મુહૂર્તની શુભ પળે—

વિપિન શિશિરનો થયો, શિશિર વિપિનની થઈ.

તારા ને ઉન્મતિએ હરખનાં આંસુ પાડયાં. ચંદ્રરાવ ને બિરિજ એક બીજા સામું જોઈ રહ્યા, મિત્રમને કોઈ ન જુએ તેમ આંખ લૂછી, પણ મુદ્રિકાએ તો અશ્રુધારા છોડી દીધી. મા તે મા. વિપિન ને શિશિર ધડકતે હૈયે નીચું જોઈ રહ્યાં.

* * * *

પ્રિય વાંચનાર ! આ પરિણામ જોવા તું ઉત્સુક હતો, અધીરો હતો. તારી કલ્પનાબહાર આ પ્રસંગ નહીં હોય. લખનાર ને વાંચનારનાં હૃદય એક થાય, તેમના વિચાર સરખા થાય, એથી બીજી લખનારની અભિલાષા શી, એથી મોટો નિઃસ્વાર્થ લખનારને આનન્દ શો ?

ॐ शान्तिः ।



असितगिरिसमं स्यात्कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखनी पत्रमुर्वी।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

**ભાવાર્થ:**—સમુદ્રનો ખડીઓ કરે, અંદર નીલગિરિ જેવડો સાહીનો ગઠ્ઠો નાંખે, કલ્પવૃક્ષની શાખાની લેખણ બનાવે, ને પૃથ્વીરૂપી કાગળ પર સાક્ષાત્ સરસ્વતી સર્વ કાળ લખ્યાંજ કરે, તોપણ હે પરમેશ્વર! તારા ગુણોનો પાર આવે એમ નથી.

# મતદર્શન

## સાક્ષરોના પત્રોમાંથી

બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ સાહેબ સાક્ષરશ્રી **દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ** લખે છે:—

'વિપિન' વાંચી ગયો છું. એની ભાષા નવલકથાને છાજે એવી સરળ, છતાં પ્રૌઢ પણ છે. વર્ણનશૈલી મનોહર છે. પાત્રોનું નિરૂપણ સારૂં કરવામાં આવ્યું છે. જનસ્વભાવનાં ચિત્ર સુરેખ છે. આદર્શ ઉચ્ચ છે. કેટલાક ગુંચવણભરેલા સાંસારિક પ્રશ્નો ઠીક ચર્ચાયા છે.

સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખસાહેબ સાક્ષરશ્રી સ્વ. **રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી** લખે છે:—

શૈલી સરળ, ભાષા શુદ્ધ, વિચારો ઠરેલ, વ્યક્તિઓનાં ચિત્ર તેમજ કુદરતનાં વર્ણન યથાર્થ છે. હું આ પુસ્તકથી પ્રસન્ન થયો છું.

આઠમી સાહિત્ય પરિષદની સ્વાગત સમિતિના પ્રમુખસાહેબ સાક્ષરશ્રી **ન્યાયમૂર્તિ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** લખે છે:—

* * * * આશ્ચર્ય એટલા માટે લાગ્યું, કે પહેલાજ પ્રયાસમાં, આટલી બધી પુખ્ત વિચારશ્રેણી તથા પુખ્ત ભાષા પર કાબુ બતાવી શક્યા છો.

નવમી સાહિત્ય પરિષદની સ્વાગત સમિતિના પ્રમુખસાહેબ સાક્ષરશ્રી **રા. રા. છગનલાલ હરિલાલ પંડયા** લખે છે :—

* * * * આપની શરળ શૈલી, ઉત્તમ વિચાર, તથા વસ્તુસંકલનાની ખૂબી જોઈને, મને ઘણો આનન્દ થયો છે.

સુરતના ગુજરાતી સાહિત્ય મંડળના પ્રમુખ સાહેબ સાક્ષરશ્રી **પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે** લખે છે :—

'વિપિન'ની વસ્તુસંકલના રસ ઉપજાવે એવી છે. ભાષા સરળ, છતાં જોશદાર છે. હૂબહૂ વર્ણન આપવાની શક્તિ સ્થળેસ્થળે પોતાનો પ્રભાવ દાખવે છે. કેટલાક પ્રસંગો અને કેટલાંક ચિત્રો ચિર કાળ સુધી મગજમાં ઘુમાયાં કરે એવાં છે. એકંદરે, તમારી આ પહેલી નવલકથા સફળ નીવડી છે, એમ હું માનું છું.

# સામયિકોનાં અવલોકનમાંથી

વાર્તાનું વસ્તુ યોજવાની કારીગીરીએ નીરસ વસ્તુઓમાં રસ ઉભરાવ્યો છે. લેખકની વર્ણનાત્મક શૈલી ખરેખરી વખાણવા લાયક છે.

**પ્રજાબંધુ**

સંસારના કડવામીઠા અનુભવ અને અવલોકનનાં ચિત્રો, રા. રાજેન્દ્રરાવે ઘણી ખુબીથી આપ્યાં છે. તેમ કરવામાં તેમનો પ્રયાસ સફળ નીવડયો છે. વાર્તાનો રસ વચ્ચેવચ્ચે બિલકુલ અટક્યા વગર, એકસરખી રીતે ચાલ્યો જાય છે. તેમની ભાષા શિષ્ટ અને શુદ્ધ છે. વિચારો પણ સારા છે. સાંપ્રત સમયમાં ઘોળાતા કેટલાક પ્રશ્નો સંબંધી ઠીક સૂચન કર્યું છે. ટુંકમાં, આ નવલકથા ઉત્તેજનને પાત્ર, અને વાંચવા લાયક થઈ પડે એવા ગુણોવાળી છે.

**ગુજરાતી**

જે ઉચ્ચ ભાવના દર્શાવતી અને જનસમાજને ઉન્નતિના માર્ગે દોરતી ગણીગાંઠી નવલકથાઓ છે, તેમાં ' **વિપિન** 'ને ગણી શકાય * * * એકંદરે, પુસ્તક ઘણું સારૂં છે, અને તે વાંચી રહ્યા પછી, વાર્તારસના આનંદ ઉપરાંત કાંઈ પણ લાભ મને ન થયો, એવું કોઈ માણસ કહી શકે નહીં.

**બુદ્ધિપ્રકાશ**

નવલકથાકારના જે શુભાંશો ' **વિપિન** 'માં દૃષ્ટિગોચર થાય છે, તે વિશેષ વિકસિત બની ભવિષ્યમાં ગુર્જર વાંચનારાઓને વિશેષ લાભ આપશે, એવી આશા અસ્થાને નથી. * * * લેખકની દેશભક્તિ, જે વિષયનું વર્ણન થતું હોય તેમાં તલ્લીનતા, અને નાનામાં નાની વસ્તુઓ તરફ પણ યોગ્ય લક્ષ, વર્ણનો કરતાં કરતાં અપાયલી નવીન પણ સ્વાભાવિક અને સારી ઉપમાઓ, વચ્ચેવચ્ચે પ્રસંગોચિત કરાયલી સચોટ વ્યાવહારિક સૂચનાઓ, મર્મને સ્પર્શે એવા કેટલાએક કટાક્ષો અને આક્ષેપો, કેટલાંએક પ્રકરણોને મથાળે અને કેટલાંએક અન્યત્ર અપાયલાં ભાવબોધક અવતરણો, વગેરે ધ્યાન ખેંચે એવાં સારાં લક્ષણો છે.

**સમાલોચક**

# OPINIONS IN ENGLISH

We confidently think and hope, that the book should, in the long run, occupy not an inconsiderable place in the Gujarati novels of the past few years. The most important merit of the book is, in our opinion, the remarkably successful, clear and life-like individualising delineation of the various characters—an excellence rarely to be found, or rather, hardly attempted for in many an otherwise good and really original novel in Gujarati literature.

**The Indu of Bombay**

The book at every step demonstrates the results of keen powers of the observation of life in town and country, and digestion of what he has read. In his smooth homely language, using at times only to a little high pitch, when his characters require it, he has set an example of the capacity of simple Gujarati, in the expression of even delicate sentiments, to those who cannot but write Gujarati in a thin Sanskrit garb.

**The Modern Review**

The late **Mr. N. T. Deshbhakta** M.A.LL.B. writes :—

At a time, when so many worthless novels are put forth by several writers, healthy and instructive novels like yours are a special boon. You have greatly improved upon Ushakanta, Mridula, and other novels of the Bandhusamaj of Ahmedabad.